# ફસાદે ફેબરવારી.

યાને

## ૧૮૭૪ ના ફેબરવારી માસનો ફેસાદ.

કિમત રૂ ૦॥

# ફેસાદે ફેબરવારી.

યાને

## ૧૮૭૪ ના ફેબરવારી માશમાં ઉઠેલો ફેસાદ.

શરૂઆતથી તે આખેરી સુધીનો તમામ વીગતવારે હેવાલ તે સાથે સરકારી લખાણો, પારસીઓની અરજી, તેનો જવાબ તથા તેને લગતી બીનાઓ તથા બીજી ફુટકલ બાબદોનો સંગરહ.

બનાવનાર.

## "દિલખુશ".

મુંબઈમધે

"રિપોર્ટર્સ પ્રેસ" માં મેરવાનજી નવરોજી દાબુએ છાપીયું છે.

યજદેજરદી ૧૨૪૪ સન ૧૮૭૫.

કિંમત રૂ. ૧॥.

# પ્રસતાવના

હાલના પારસી ટોલાના નેઆગાંનો યજ
દેઝર શેહરીઆરના રાજની આખેરી થવા બાદ
રાજ તાજને સવાધીન કરનારા જુદદીનના જુલ
માતમાંથી પોતાનો બચાવકરવા ખાતર પોતાનું બા
પીકું વતન તજી પ્રથમમાં હીંદની સર જમીનપર
આવેલા 'સંજાન' શેહરમાં આવી વશીઆ. ત્યાંના
રાજાની સરતથી તેઓને પોતાનો પાદશાહી લેબા
શ—જંગી પેહેરવાસ—તથા દોરદમામ તજવો પ
ડયો. તે ઉપરાંત વળી પોતાના વતની સીરીન
જુબાન પણ રફતે રફતે બદલવી પડી. એ પછી
તેઓપર તેવાજ જુદદીનનાઓથી ઘણાએક હાદે
શા પડયાછે, જે તેઓએ કોઈવાર હીંમતથી તો
કોઈવાર નરમાસથી દરગુજર કરયાછે. તેઓમાં સ
રવે જાતની કાબેલીઅત હતી, તથા પોતાના પી
આરા મજબને ખરા હેતુથી પાળતા હતા. ત્યાં
થી તેઓ રફતે રફતે બીજા ગામોમાં વસવા લાગયા.
તેઓ ઉદીયોગી તથા મેહનતુ હતા. સાલેસાઈ
તથા ભલમનસાઈથી હરકોઈની ચાહ મેલવતા તથા
પરકોમના સંકટમાં આગેવાન થતા હતા. પોતા
ના વતનના જેવી પોતાની ખુદરત માફક મોહો
તાજ ભોગવતા હતા. તેઓ પરમુલકમાં સંધીવાતે
લાચાર હતા તોએપણ પોતાની જવાંમરદીને હીંમત
માંકોતા નહતા, જે જગાપર તેઓના કદમ પડયા
તે જગ્યે ફાયદો થયાવગર રેહેયો નથી. તેની
નોંધો તવારીખોમાં હાલ મોજુદ છે. આઠ
મી સદીમાં મુંબઈનો ટાપુ. ઇંગ્રજ સરકારને
હાથ પોરટુગીશથી આવયો ત્યારથી પારસીઓના

નામીચા ખાનદાંનો તાંહાં આવી વશીયા. તેઓ એ ઇંગરેજ સરકારને સારી મદદ કરીછે—તથા તેઓના સંકટ ભરેલા કામો બજાવી પોતાનું સાં હાશીકપણું, બાહાદુરી, વફાદારી, તથા ઇમાનદારી બતાવી આપીછે. સુરત, ભરૂચ, નોસારી, બંદેરી ઇત્યાદી તરફના વસનારા જરથોસ્તીઓને હલકે વાગેના જુદદીનનોથી વારંવાર સોસવું પડયું છે. તેનું કારણ એવું કેહેવામાં આવતું હતું કે ત્યાંના રાજ કરતા શું નવાબ કે શું સુબા કે શું હાકમ પોતે મોજ શોખમાં રાતોં દીન ચકચુર રેહેતા ને રૈયતપર શું આફત ગુજરેચ તેની કશીબી ખબર રાખતા નહતા, તેથી લુચ્ચા ચોટાઓ પોતાની બુરી ધારણામાં ફાવી જતા હતા. પણ જયાં ઇનસાફ અદલ, કે જેના પરતાબથી બકરૂ ને વાગ એક ઓવારે એકઠાં પાણી પીએ તેવાં અદલ રાજમાંબી પારસીઓ જુદદીનનાઓથી રંજો જે હેમત, ખમીચ ને ખમેચ એ અફસોસ જેવી વાત છે! પારસીઓની મોટી વસ્તી મુંબઇમાં થવા પછી તેઓપર મોટી મોટી પીડાઓ પડવા લાગી. "દોગ રાયત" યાને કુતરાના હાબલના નામથી જાણીતા હુલડની વેલા પારસીઓને ઘણું ખમવું પડયું હતું તે છતાંબી ભવીસની આફતો દુર રેહી નહી. પણ થોડાજ વખતમાં એક નવી બલા જોશ ભરેલી રીતે પારસીઓપર દરશી. તે એકે ૧૮૫૧ ના સાલમાં એક પારસી અધીપતીએ પોતાના "ચીતાર ગનીઆન" નામના પતરમાં મહમદ પેગામબરની જીંદગીનો હેવાલ સાથે એક તશવીર છાપી પરગટ કરી. તેમ કરવામા તેણી કશીબી બુરી ધારણા હતીજ નહી. પણ તેણે માનનારાઓ તેથી ગુસ્સે થઇ પારસીઓપ

ર વેર વરસાવી ઘણીએક વાર ખરાબી કરી ધી કેપાંતે સાંત બેઠા. તે પછી એવા ચાલતા શેહેર શેહરના બુરા બનાવોની ખુનખેબ જો ઇંગ્રેજ સરકારે જરમેબમાંથી ઉખેડી નાખી હતે તો બેશ હીંદુસ્તાનમાં બલવો થાતે નહી તથા 'કાનપો'ની ખુનખાર કતલબી ચાલતે નહીં. એવા બનાવોપર વીસ વરસની લાંબી મુદત ગુજરવા બાદ પારસીઓને ફરી એકવાર એક મોટું સંકટ ખમવાની વારી આવી તે એકે ૧૮૭૩ના સાલની આખેરીમાં એક અંજાના પારસી નામે રૂસ્તમજી હો૦ જાલભાઇએ "પરસીધ પેગામબરો અને કામો" એવે નામની એક ચોપડી, કોઇબી રીતની ભુલ યા ગફલતી કરયા વગર છાપી તેમાં મહમદ પેગામબરની જીંદગીનો હેવાલ, ઇંગરેજી પુસ્તકોપરથી ઉતારયો હતો. તેમ કરવામાં તેણે, તેણે માનનારાઓના દીલો રંજીદા થાય તેવી જરાબી ઉલટી કોશેશ કરી નહી હતી. પણ કેટલાએક હલકે વાગેના તથા છુપી અદાવત ધરાવનારા જરદારો પોતાનો કીનો લેવા માટે ઉપલી ચોપડીના લખાણનું બાહાનુ ધરી એકસંપ ભરેલી રીતે એક દાહાડે ને એકજ વખતે શેહેરના ચોભાગોપર હુલંડ ચલાવી, પારસીઓના ઘરો તથા આતશકદેહઓનો નાશ કરવા મંડીગયા, તેનો હેવાલ વીગતવારે અગલ વાંચવામાં આવશે. હવે આપણે એક દાખલો લઇયે કે જો કોઇ કોમનો એક શખસ કોઇના પારકા ધર્મ યા પેગામબર 'વીશે કદાચ ખોટું લખેતો તેથી શું તેણો આખો ટોલો તેનો જવાબદાર ઠરેકે? એક ભુલ કીધી હોય તેણું વેરશું તેણા જાતભાઇપર લેવું કે? એશું? એ કાંઇ માણસ જાતની રીતછે. જંગલના હેવાનોબી એવી

ચાલ ચલાવાને ડર કરતા હશે. કદાચ તે તેમ લખે તો તેણે ઇનસાફની અદાલતમાં ઘસડવો કે જયાં ખરૂં શું ને ખોટું શું તે તરત માલમ પડે, ને જો ખોટુંજ માલમ પડે તો ન્યાયધીશ તેણે સખત સજા કરવા જરાબી ઢીલ કરે નહી. ખરે રસ્તે ચાલવાને બદલે આડે રસ્તે ચાલી કાયદાને પોતાના હાથમા લેવો એતો ગોયા શેહરમાં કોઇ હાકમ નહી હોય તેમ ગણ્યેછે. પોલીસ સતાંવાલાઓ ને આગમચથી તેવા માઠા બનાવો બનનારછે તેની ખબર મળયા છતાબી તેઓ ગાફેલ રેહેયા તેને માટે આ માઠા બનાવનો કલંક તેઓને સર સદા કાલ રેહેશે, તથા તેઓ તેના જવાબદારછે ને રેહેશે. હાકમે તથા પોલીસ કમીશનરે વાપરેલી ભાશાથી તેઓ પોતાનો હોદો જાણે બજાવતા નહી હોય એવું બતાવી આપ્યુંછે. આફતમાં પડેલા, દુઃખમાં ગીરફતાર તથા મદદ વગર લાઇજ થયલાઓને દીલાસો દેવાને બદલે તેઓને જીયાદા ગમખાર કરયા એ કામ ધીકારવા જોગ, સરમ ભરેલું, તથા અફસોસ કારકછે. જયાંરે આવા માઠા બનાવાને સરૂ થતાને વારથેજ દાબી દેવાને તેઓ અશકત માલમ પડયા ત્યાંરે કદાચ એથી મોટી બબાદોને કેમ જલદીથી દાબી દેશે એવો સવાલ મનમાં ઉઠીયા વગર રેહેતો નથી. ઇંગ્રેજ સરકાર ચાહેતો એક પલમાં એક મસતના શેરને એક લોંકની મીસાલ કરી મેલે એવો મજબુત દસ્ત છતાંબી આવી ગફલતી કરવી એ કેવોહલકો દેખાવ!

પણ હવે જે થયું તે નહીં થાય તેમ નથી માટે હમારી સુચના એવીછે કે સતાવાલાઓએ એવી બાબદની ઉમકેરની થતાંજ ચાંપતાં ઉપાયો લેવાને જરાબી ઢીલ કરવી નહી કેમકે ગવરનર

જનરલની કાઉનસીલે જણાવેલા વીચાર આમ છે. "હાલમાં આનાકાની અને ઢીલ કરવાથી અગત કરીને જયારે હીંદુસતાનના શેહેરોની પચરસ વસતીની ચાલ ચલણ ધ્યાનમાં લેઇ છઇય ત્યારે મોટા ભય પેદા થાય એવું હમોને લાગેછે, અનેએક બખેડાબેસાડી દેવામા અમલ કરતી સરકારની નબલાઇ જો જરા માલમ પડેછે તો રાજદુવારી ધાસતી રેહેછે".

જે આ કેતાબ છાપીછે તે પ્રથમમાં ઘણા નાંઘલા આકારમાં બાહેર પાડવાનો ઇરાદો હતો પણ પાછલથી તે ફેરવીને જેમ બને તેમ સઘલી બાબદનો સંગ્રહ કરી-એક મોટું પુસતક બનાવવામાં આવયુંછે. તે એટલાવેર કે ફેસાદની સરૂઆતથી તે આખેરી સુધીમાં શું શું માઠા બનાવો બનીયા, પારસીઓની મોટી અરજી તથા તેનો જવાબ; કેદીઓની ચાલેલી તપાસનો હેવાલ, બારીસટરોનાં ભાશાણો તથા અરસપરસ ચાલેલા કાગલ પતરોનાં બખ્યાણો તથા બીજી ફુટકલ બાબદોને સમાવામાં આવીછે. કાંઇબી ગફલતી ભરયું ન લખવાને બનતાં સુધી સંભાળ રાખેલીછે, તથા જેવી જેણી વરતણુંક તેવોજ તેણે ઠપકો અથવા તારીફ અથવા શાબાસી આપેલીછે. એ પુસતક જોકે ઘણું અસુરેથી કાહાડવામા આવ્યુંછે તે ઉપરાંતબી એમાં કાંઇબી કસુર યા ખામી વાંચનારાઓની નજરે પડેતો તેને દરગુજર કરવી. એ પુસતક ખરીદવાને પારસીની આલમ હરગીજ ચુકશે નહી પુસતક આટલું મોટું થવા છતાં હમોએ કસોબી જરની લાલચ ન જોતા ફકત રૂ. ૨ાા ની કિંમતે વેચવાનો ઇરાદો રાખયોછે કે જેથી ખાશોઆમને ખરીદવાને બની આવે. ઉમેદછે કે પારસી ટોલના લોકો એની એક એક નકલ પોતાના ઘરોમાં રાખવાને ચુકશે નહી.

"દીલખુશ".

# સાંકલીઊ.

સફે.

સફે.

સફે.





## ખોદાનું મુબારક નામ.

તન મનથી કરી તું રબના સોકર
ધરૂંચ તારૂં નેકનામ જબાન ઉપર.
કે આબાદછે તુંથી આ બંન્ને ફલક,
તાબેછે તુંને કુલ ખલક ને મલક.
ખોલ્યાછે તુંએ કાલા ને ધોલા ચોગાન,
મેલીચ જેમાં મિઠી ને કડવી પિછાન.
આસકારા કરી ગોહરો સુંદર,
ભરી તેમાં વસ્તીની પેદાસ એકંદર.
સપેદ અને સિહા બે તેજી સવાર,
મારેછે એકબીજાને ગતિની તરવાર.
દરએક શકિતની આકર્ષણ અંદર,
જમીન ને આકાશ રાખ્યાચ અધર.
પ્યારીછે તુંને સર્વે જાતની વસ્તી,
શું કિડી કે માણસ કે વનસપતી.
છાંટી તું ખાકમાં નિરમલ ગોહર,
ઉગાડેછે તેમાં કાંઇ અમુલ્યા બર.

જેથી ચાલેછે વસ્તીનુ પાલન પોષણ,
કરેછે તું આદમ ને ચીજોનુ રક્ષણ.
ચમતી ખાકે કરી તું સુંનાનો પાહાડ,
એક લેજામાં કરેછે તેને બરબાદ.
હરીફાઇ કરનારી બંન્ને તે હુર,
એકએકથી રેહુયાછે સદા રંજુર.
જમીનને ઓઘારી ખુબ લીલો સાયો,
આકાશને દીધો વાદલાનોજ છાયો.
ઉભાતો કરી બેવાર નિલનો દરીઆવ,
કરયું તેમાં મીસરને તદન ગરકાવ.
વજુદદાર ચીજોમાં ભરી ફુલ રસ,
નાચીજમાંથી કરી ઉતપનતી સરસ.
પુર ભરયો મોતીથી લંકાનો સાગર,
અખુત ખજાનો રેડેછે જેમો ઈંદર.
અજાએબ ને નાશકારક આતશી પાહાડ,
કડવાં ને મિઠાં કાંઈ લંપતી ઝાડ.
ચોકસ સર્વે વસ્તુની રાખીછે હદ,
પાહાડથી રાખીછે દરીઆની સરહદ.
સઉ બુધ્ધીમાં રાખ્યોછે ફરને ભેદ
દર કીસમતને આપીછે લાયકની વેદ.
બની ખુદ બાજીગર બેઠોચ અધર,
તમાશા જેવું કરી આ જગનુ ચકર.

જીવન મરણ મરણ છે તારે હાથ,
નેકીને બદી રાખીચ ઇનસાનની સાથ.
તારા હોકમ બીન નથી હાલતુ પાતરૂં,
તું જાણેચ કુલે મતલબ ને કાવતરૂં
એક જગની હસ્તી—નીસ્તી તમામ,
લેયછે હરપલતું **દાતારનુંજ** નામ.
તું વીના નકામી છે બધી મુરાદ,
તું વગર નથી કસી ચીજબી આબાદ.
ખરોછે તારોજ ઈનસાફને દાદ,
બાકીછે સર્વે કાંઈ ધુલ ને બરબાદ.
રાખી તારી ઉપર સંધો આધાર,
ચાહેચ તારી યારી " દિલખુશ" ખાકસાર.

## વીકટોરીઆ રાણીનું રાજ.

પૂર્વ તરફ છે એક રળીઆમનુ શેહેર,
ચાલેછે જેમાં આબો હવાની લેહેર.
નામછે તે દેશનું બખતાવર ઇંગલંડ,
ચોખંડમાંછે તેનો સેતારો બુલંદ.

અખુત તેમાં કોયલા ને ધાતુની ખાણ,
બાગછે બગીચાછે જંગલ ને રાન.
કેમતીથી ભરપુરછે તેમસનો દરીઆવ,
કરેછે તે દેશની ચોકીને બચાવ.
ન જીતી શકાય એવોછે તે કાફલો,
નીરમલ પાણી જેવોછે દેશનો મામલો.
વંણવા ને કાંતવાના છે કારખાંના બેહદ,
છે જેમાં કામગાર શુ ઓરત કે મરદ.
ખુદરતી ઝરાઓ વહેછે બિસ્યાર,
નદી નીચે છે બુગદાઓ આરપાર.
કેમબ્રીઝ ને આકસફોરદની બે નિશાળ,
સુધારેછે લોકોના બુરા બદ હાલ.
શું ગાયન કે મોજ કે મજાના મુકામ,
છે હરએક જગ્યાપર ઠામે—ઠામ.
પરીને પરીઆંઓની છે વસ્તી ખાસી,
છે જેઓમાં નેકીને તદબિર સાચ્ચી.
સખુનછે સાચ્ચો ને બોલી સીરીન,
પાલેચ ઉગર જાનથી ધર્મે ને દીન.
વિદ્યા હુનરછે – એ તેમનો સંગાર,
વઝુદમાંછે નાજ નખરાં ને લાર.

તે રાજ્ય કરતીછે એક બખતાવર નાર,
છે જેમાં ખુબીઓ કાંઇ અપરંપાર.
છે તેના સરપર ફતેમંદીનુ તાજ,
કુલ દુન્યામાંછે તે સઉથી સરફરાજ.
રબે દીધીછે તેને ખરી મોટાઇ,
મેલીચ તેમાં ઘણી અક્કલ દાનાઇ.
તે દિલો જાનથી કરેછે તેની નેમાજ,
હઇદામાં ધરેછે દુઃખીઓની દાજ.
છે તેનું વીકટોરીઆ નામ મુબારક,
જેની નેકીને ચાલછે ભલી ને બરહક.
કેહવાયછે તે બ્રીટીશ રાજની રાણી,
તેની સત્તાથી નથી જાન માલને હાણી.
વલી હિંદની કેહવાયછે તે શેહેનશાહજાદી,
જેના નામથી છે દુશમનની બરબાદી.
પાલેછે કુલે રૈયતને જીગર જાનથી,
ગણેછે તે તેઓને બોહોલા માનથી
તેનીછે **નોશીરવાન** જેવી ન્યાય નીતી
કાયદા ને કાનુનછે મોતેબર રીતી.
ફાવતો નથી જેથી ગની, ગડા ઉપર,
કોઇ જુલમી ને પાજી કોઇ દુબલા ઉપર.
સઉને છે સરખી છુટાપણાની છુટ,
નથી કરી શકતું કોઇ એકબીજાની લુટ.

એવોછે સંપતદાર ઇનસાફનો બાગ,
કે એકઠાં પાણી પીયછે બકરૂં ને વાગ.
દુર કરેછે ઇનસાફથી દંગો ફેસાદ,
દાદખાંને દેયછે તે ઇનસાફ ને દાદ.
એવા અદલ રાજ્યના છતર મયાન,
બચ્યા જાયછે કાંઇક લખો પરાંણ.
સુખ ચેનમાં ગુજારજે તું હરએક સાલ,
જીવજો વીકટોરીઆ તું વધુ સાલ.
રેહજો કાયમ તારૂં, અદલ રાજ પાટ,
રેહજો તારે સરે મોટાઇનો થાટમાટ.
"દિલખુશથી" તું રેહજે આબાદ,
બાલ—ગોપાલથી તું સદાકાલ સાદ.

## મુંબઇ શેહેર તથા તેની રચના.

છે હિંદુસ્તાનની મગરેબે મુંબઇનું શેહેર,
ચાલેચ જેની ચોતરફ દરીઆની નેહેર.
વેપાર વનજનુછે એ મુખ્ય મઠક,
છે એ: ઇંગરેજી રાજ્યને અસાતક.

છે એમાં બોહોલા બારાઓ ચાર,
ઉભીચ જેમાં સટીમર ને મનવાર.
બાંધેલીછે ખડકોપર બે દીવાદાનદી,
દરીઆવ વગર નથી કોઈબી નદી.
વાંહાનનો બાંધવાછે કાંઈ મોટી ગોદી,
ફરવા હરવાને છે તરેહવાર હોડી.
સરકારી ફોજેછે શું કાલી કે ગોરી,
જે છે સંખ્યામાં અતીઅંત પોરી.
નાધલો સરખોછે એક "કીલ્લો કાલો,"
ભરયોછે જેમાં તોપ બંદુક ને ભાલો.
જેનાપર ઉડેછે એક ધજા સભામાન,
બતાવેચ તે ઈંગરેજી રાજયની નિશાન.
હતો એક જબરો કોટ શેહેરની આસપાસ,
શેરના વખતમાં કીધો તેનોબી નાશ.
છે જાહેર કામકાજ કરવા "ટાઉન હાલ,"
રૂપીઆ પાડવા માટેછે મોટી ટંકશાલ.
કાગજો ખાતરછે શું ટપાલ કે ડાક,
ને લશકર સારૂં કાંઇ બે—ચાર બરાક.
રોણકદાર છે કાંઇ ઈમારતો ઠામેઠામ,
છે જુદાં જુદાં તેઓ દરએકના નામ.
નાધલી ને મોટીછે અદાલતો ચાર,
છે તેઓ અદલ ઇનસાફના ઘરબાર.

જેમાં મલેછે શાહ ને ફકીરને દાદ,
સાંભલેછે ન્યાયધીશો સઘલી ફર્યાદ.
કેલવનીનાં ખાતાં છે કાંઈ બેશુમાર,
શું કાલેજ કે મદરેશા બે ચાર ને બાર.
સુધારાના છે એ મુખ્ય મુકામ,
જેમાં ભણી ગણી થયાચ લોકો નેકનામ.
વસેછે પીર નામદાર ગવરનર સાહેબ,
જેની કારકીદીથી છે મુંબઈને જેબ !
વલીછે તમામ ફોજનો એક સેનાપતિ,
રાત્રે શેહેરમાં બલેછે ગાસની બતી·
ચાલુંછે જાહેરાત બે આગની ગાડી,
ખુશબુદાર છે કાંઇ બાગો ને વાડી.
તરામવે ચાલેછે શડકપર હાલ,
સરૂ થઇછે તે આ ચુમોતેરને સાલ.
ચાલુંછે ઠારે ઠાર વીજલીના તાર,
જેનાથી મલેચ ગામ દેશના સમાચાર.
વસતીમાંછે કાંઇક પચરંગી જાત,.
તરેહ તરેહવાર છે બોલીને વાત
ઇંગરેજ ને પારસી ને હિંદુ મુશલમોન,
એ સઉનાછે જુદાં જુદાં ધર્મ ને દીન.

પુજા પાતરી કરવા સારૂં છે અવલ—
થી, અગીઆરી, દેહરૂ, મશજીદને દેવલ.
વસેછે સેંકડો બંધ શુરા નર—નાર,
સઘલી કોમના છે થોડાજ ઝરદાર.
નાઘલાને મોટા છે ફુરજાઓ સાત,
લેવાયછે જ્યાં માલો ઉપર જગાત.
વાંણવા ને કાંતવાના છે કારખાંના પંદર,
વલી રૂઉ દાબવાના દશ-બાર એકંદર.
રળીઆમનુ દિસેછે વચલુંજ મેદાન,
છે જેમાં રાણીનું પુતલુ સોભામાન.
છે જેણીના લેખપર **ખંદેરાવનુ** નામ,
તે મરનારે કરયુંછે આ કીરતીનુ કામ.
આબાદ કરેછે શેહેરને "વેઆર વાતર"
મોટી ને નાઘલીછે નરખની ગટર
બે ચારછે ઘણી રોબદાર બજાર,
વેચાયછે જહાં ચીજો હજારો હજાર.
બેંકાને પેહડીઓ છે વહીવટદારોનુ સ્ઠલ,
થાયછે જેમાં નાનાની ઉડલ પાઠલ.
શુ રમત કે ગમતનાછે નાઘલા મેદાન,
મેલવેછે ગરીબો વસતર ને દાન.
છે દરદીખાંના જગે જગ બિસિયાર,
રેહછે જેમાં કાંઇક ડાકટરો હુસિયાર.

દર જાતોનાછે વકીલ ને બારીસટર,
લડેચ જેઓ મગજથી કુલને ખાતર.
છે રોજને અઠવાડીઆના બારને પંદર,
શું ઈંગરેજી, મરાઠી કે ગુજરાતી પતર.
છપાયચ જેમાં ગામ શેહેરના સમાચાર,
જાણેછે સઉકોઈ — કુલ દુન્યાના સાર.
શરકાર કરેછે સંધા ધર્મનો બચાવ,
પણ જયારે બને તેમાં કાંઇ બુરો બનાવ.
આવા શેહેરમાં ધોલે દિશે ચાલે લુટફાંટ,
કરી ધર્મને બાહાને કોઈ ઝનુની જાત.
મારે ફાકટમાં કાંઇએક પ્યારા જાન,
ઉઠાડે ચોતરફ શોહોર ને ગુલબાન.
અશીલોને કરે આપખુદીથી હેરાન,
માયા પુજી લુતીલેઇ કરે નાતવાન.
તે વેલા નબરવશ રેહે હાકમ,
ગુજારવા દેય નાતવાંનો ઉપર સતમ.
ન કરે બચાવ કે નદેય દાદ,
કે નસાંભલે તેમની પુરી ફર્યાદ.
તેવેળા બીચારાઓ જાય કોણ પાસ,
ખોદા શિવાય નરાખે કોઇનીબી આસ.

કેમકે તેજછે ખરી દાદનો દેનાર,
નથી જોયા કોઇએ તેના દિદાર.
આજની દાદ તે આપસે "કાલે",
જયરિ શરજીવન થાશે મુવેલાં તાલે.
દાદથી પાંમચો હતો ફરેદુન તાજ,
બેદાદીથી થચો હતો જોહાક તારાજ.
મેલી હાલ બુરી કઝાપર દોષ,
રાખવો જોઇયચ ખોદાપર સંતોષ.
ઓ રબ તું રાખજે મુંબઈને આબાદ,
એવીછે આ "દિલખુશ"ની મુરાદ
દેજે તું સઉ કોઇને ભલી તોફીક
કે જાત નેમજાત રેહે એકબીજાના રફીક

કેસાદની સરૂઆત કેમ ને કેવી રીતે
થઈ, તથા તેમ થવાના કેટલાક શ
બબો તથા બીજી બીના

સાંભલ રે ભાઈ તું આ થોડા સખુન
કે હાલ જમાનો થયોછે કેવો જબુન.

મિઠાસમાં નાખી કાતેલ તે જેહેર,
પારસી કોમઉપર વરસાવ્યો કેહેર.
ખફા થઈ લાવ્યો ભારી જફા,
તરફ કરી પોતાની ભલી વફા.
પાડી જુલમ ને દુ:ખો કાતેલ,
ગમી કરયા મુવા જીવાતના દેલ.
નરાખવો તેપર કશો ઇતબાર,
કે કરેચ સૈજમાં પાર યા ખુવાર.
નથી કરી તેને સદા કોઈની યારી,
આખેરસ કરીછે સઉકોઈની ખુવારી.
કે દીધુતું **જમ** જેવાને બુલંદ તાજ,
કીધોતો તેને ગમગીન ને તારાજ.
**રુસ્તમ** જેવો દિલાવર નર,
કૈકાવુશ, કૈખોસરૂ, સ્યાવશ, નામવર.
નૈસીરવાન, દારા, ને અફ્રાસ્યાબ,
જોહાક, ફરેદુન, મિનોચેહર, દરાબ.
ગુસતાસ્પ જેવો શાહ નગીન,
કે જેના વખ્તમાં ફેલાઇ જરથોસ્તી દીન.
એ સઉને કીધા ઘોરમાં દફન,
જાણે નહતા તેઓ ખુદ મા ફરજન.
લાવ્યા જયારે આવા નરોપર સતમ,
તો કરશે કેમ તે આપણાપર રેહમ.

હાલના ફેસાદનુ કરૂંછુ બયાન,
આપજો તેપર કાન ને ધ્યાન.
ના લાવતા દિલમાં કસુ ઝનુન,
પણ રાખજો જીગરમાં સંતોષનો ગુન.
રાખી વફાદારી જાહાંનમાં સાબેત,
મેલવતા રેહજો કુલે જાતોનું હેત.
ઉઠયો જાલના મગજમાં એવો વિચાર,
કે કરૂં કોઈ બાબદનુ પુસ્તક તૈયાર.
દુન્યામાં ગણાઉ હું એક લખનાર,
પછી બનુ લોકો વચ્ચે નામદાર.
કરી મનમાં અજબ જેવો ખેયાલ,
લખવા માંડયા કુલે **નબીઓ**ના હેવાલ.
લખયું મનથી કાંઈ તળે ઉપર,
કરતાં અંગ્રેજીમાંથી ચોકસ ભાષંતર.
લખી સઉના બયાનોમાં વીગત વાર,
એમ કરી કરયું ગ્રંથ તૈયાર.
રાખી તેનુ નામ "પ્રસિધ પેગંબર ને કોમો"
વેચ્યું તેને તમામ જાતના લોકોમો.
તે ખરીદવાલાગા જાત જાતના લોક,
વાંચવા પોતાના નબીઓના સલોક.
વાંચ્યું ઇસલામીઓએ મહમદનુ બયાન,
જોયું તેવિષે સેજ ખોટું લખાણ.

૨

થયા તે વાંચી બેહદ રંજુર.
ઓફતેગોમાં થયા તેવિષે ચકચુર.
વરાવી પોતાની આંખોમાં ખુન,
બોલતા પારસીઓ માટે બુરા સખુન.
થોડાજન કરતાતા તેવિષે બરબર,
આખા ટોલાને નહતી તેની ખબર.
પણ જયારે "કાસફુલ અખબાર" અંદર.
છપાઈ થોડી આ મતલબની સતર,
કે "એક પારસીએ છાપીછે કેતાબ એક,
જેમાં લખ્યુંચ આપણા નબીવિષે નાલયક.
કરી તે ચોપડીમાં ખોટુ લખાણ,
લગાડયું છે તેના પુતને અપમાન".
એ લખાણથી ખીલ્યું કીનાનુ મેદાન,
અજાણાઓને થઈ તેનાથી જાણ.
આતશની ચેહેમાં પડતા નક તેલ,
ગરમ થઇગ્યા મસ્તોના દેલ.
વાંચ્યા તે કુલે વાંચનારાએ સખુન,
લાગા ધર્માતુઓને કલેજે જખુન.
જખુન લાગતા નકરચો કાંઈ ગડબડ ગોતો,
મગર બેઠા ચુપાચુપ દાબી હોતો.
પણ કેટલા લુચ્ચા, ચોટા હરામખોર,
શુ ખીસાકાતરૂઓ કે દામીજ ને ચોર.

મજીદના ભીખસીકો ને બાંગ મારનાર,
મફતનુ ખાનારને ઓતે સુનાર.
ન જાણનારા કસોબી ધર્મ ને દીન,
બદ ઇલતમાં ફરનારા રાતો દીન.
કરી ૧૮૫૧ ના, હુલરનો વિચાર,
ચોરી લુટફાત કરવા થયા તૈયાર.
મચાવાલાગા બધે બુમાતો ને સોહોર,
વધારતા બદ લખજથી પોતાનુ જોર.
કરવા જરતોસ્તીઓના ઘરબાર વેરાન,
ઉશકેરાતા ચાલ્યા કરવા રમખાન.
તે જોઈ કેટલાક કીનેખાં જરદાર,
પોતાનુ વેર લેવા પડયા બાહાર.
કરતા તેઓ ચાપલુસીભરી કાંઈ વાત,
બેસી થંડેપેટે પરડામાં સાંત.
આપતાં તોફાનીઓને છુપા અંન દાન,
તેજોઇ થયા બદમાશો પુર હિંમતવાન.
વેરભાવિક, વેર વસાવનારા કંગાલ,
ચુરી પેહેરી બન્યા રાંડીરાડ મિસાલ.
મુખથી કરતા લાંબીલાંબી પતરાજ,
એવી રીતનોછે કુલો લોકોનો અવાજ.
તેમાં કેટલાક નજુમી ને તોપખાં,
આવી લોકોના ટોલા જમા થતાતાં જહાં.

૧૩ મી સદીના કરતાતા પોકાર,
કે એ સાલ થાશે મોટો ફેરફાર.
ફેલાશે કુલે જગમાં આપણીજ દીન,
લોકો બોલશે આપણા પર આફરીન.
થાશે ચોખંડમાં આપણુંજ રાજ,
આપણે રેહીશું સઉમાં સરફરાજ.
એવી કલપણામાં ઉડતીતી, તેઓની રગ,
તેટલામાં મલી ઉપલી ચોપડીની તક.
તેનુ બાંહાનુ લીધુ સાથમાં મજબુત,
મનમાં મલકાયા થવા રજપુત.
કરી મનમાં સેકચલ્લી જેવો ખેયાલ,
સદકંન પાડયા જગેજગ તતકાલ.
તેજોઈ કેટલા, લોકો સારા ને દાનાવ,
થયા ભયના વગનમાં ગરકાવ.
તે બાબેની ખબર કમીશનરને આપવા,
પોતપોતામાં મશલત લાગા કરવા.
મશલત કરી સઉ થયા એક મત,
અરજ ભરચું દિપ્યુતેશન કરચું તુરત.
ગયું તે સેતાબ મી૦ સુટરની પાસ,
જણાવ્યાં તેને કુલે હેવાલો ખાસ.
કે "જાલની છપાવેલી ચોપડીના લખાણ,
થી, લાગુછે હમારા ધર્મને અપમાન.

માટે નપાંમે જહાંતક સબ ગ્રંથકાર,
નથી પારસી તરફ તેઓના જવાબદાર".
માટે કર તું કાંઈ એવો ઉપાય,
કે સઉકોઇના દિલો રાજી થાય.
તમામ તે સાંભલી, કરી વિચાર,
બોલ્યો તેમને મી૦ સુટર નામદાર.
કે કરાવશે તે ખરાબ ચોપડીનો અતકાવ,
કે નબને જેથી કસોબી બુરો બનાવ,
દુર કરાવજો તમો કીનાનુ મુલ,
ઇનસાન છે કરવા લાયક ભુલ.
મી૦ એજીંકટને થયોહશે હુકમ,
જેથી બોલાવ્યો તેને જાલને એકદમ.
પુગો જયારે તેને ઉતાવલો પેગામ,
તે સાંભલી થયો દેહેસ્તમંદ તમામ.
તે તેડાને માન દઈ ગ્યો તતકાલ,
તેવો કરયો તેને એજીકટને સવાલ.
"શું તમો છો આ ચોપડીના ગ્રંથકાર,
બોલ્યો જાલભાઈ "હા" નામદાર.
"એમાં થયુંછે કાંઈક ગલત લખાણ,
લાગેછે જેથી ઇસલામીઓને અપમાન.
પુગોછે તેઓને અનીઅંત ખીજવાત,
હાજર થયેલા અરજદારો, કરેછે વાત,"

ઉતર દીધો કે એ શાહેબ મેહેરબાન,
અંગ્રેજી પરથી કરયુંછે આએ લખાણ.
એથી બીજુ કાંઈ નથી લખ્યું ગલત,
લખીછે લખાયલી બીનાને હાલત.
નથી રાખી કોઇને નરસ લગાડવાની નેમ,
કે જે બ્રીટીસ રાજમાં બનીશકે કેમ?
અરવીંગ નામના અંગ્રેજી ગ્રંથકાર—
એ, લખ્યોછે તેવી રીતનો વિચાર.
તેજ વિચારને મેં રાખી બાહાલ,
ભાષંતર કરી, છાપ્યો છે હેવાલ.
એમાં નથી મારી કશીબી તકશીર,
કે હું તે ગુન્હા માટે થવું અશીર.
એવી રીતનુ બોલી થયો ખામોશ.
અંગ્રેજી લખનારપર મેલ્યો દોષ.
પછી જાલને ફરમાવ્યું એવું સેતાબ,
કે જેટલીબી હોય તારીપાસે કેતાબ.
લાવી હાજર કર તે પોલીશ અંદર,
કે તેસાંભલી થાય લોકોના મનપર અસર.
તેવો તે ગ્યો ત્યાંથી પવન મિસાલ,
બાકીની નકલો હાજર કરીં તતકાલ.
કેટલાક ખરીદદારો પાસેથીબી, મંગાવી લીધી
એમ કરી પુરતી તેમને ધીરજ દીધી.

ત્યારબાદ કરી દિપ્યુતેશનને અરજ,
કે તમો રાખો દિલમાં પુરતી ધીરજ.
કારણકે બદનામી જેવું નરેહેશે કશુ,
હમો સર્વે ચોકશી ને તજવીજ રાખશું.
કરી તમારા જાતભાઇ આગલ આ વાત,
કરજો તેમના ગરમ દિલોને શાંત.
કે નકરે તેઓ કેઠબી ગુલબાન,
નહીતો તેઓ પણ જોશે ભારે નુકશાન.
ઉતર દીધો કે કરશું બનતી મેહેનત,
બજા લાવશું સર્વે સલાહની સરત.
આપશું તમોને કશીરીતની તજદીર,
નકરાવશું કોઇને જરાબી ગંભીર.
જોઇ અરજદારો અરજનું અંજામ,
રૂખસત પાંમ્યા કરી શાહેબ સલામ.
તે બાદ અમલદારો રેહયા નભરવશા,
કે હવે થાશે સઘલુ દરોબસ્ત.
પણ તેમાં તેઓ થગાઇ રેહયા,
ને પાછલથી મેહેનતમાં મશગુલ થયા.
ભરી પોતાના જાતભાઇની મજલસ,
કરી તેમાં ખાતરી ભરી વાએજો બશ.
તે સાંભલી જે કોઇ હતા સલ્લાહના દોશ્ત,
પાંમ્યાં પોતાનાં દિલમાં સંતોષ.

પણ લુચ્ચાઓપર નથઇ કાંઇબી અસર,
નબુજી વાએજની ફશીબી કદર.
શબબ કે ઉશકેરાએલા નબેઠા સાંત,
કે નસાંભલી તે દિપ્યુતેશાનની વાત.
પણ વેર લેવાનો રાખ્યો દાગ,
કરવા ચાહયો "કાગનો વાગ".
પારસીઓને તેની ખબર પડતાંને વાર,
થયા ભારી ફીકરમંદ ને ગંમખાર,
અઢારશોને એકાવનનો કરયો વિચાર.
મદદ લેવા જવા થયા તૈયાર,
જાઇ સૈતાબ વડા કમીશનર પાસ.
જણાવ્યા તેને સર્વે વિચારો ખાસ,
કે વેરશીઓ વેર લેવા થયાચ તૈયાર.
વેરાન કરવા હમારી જાતના ઘરબાર,
દીશેછે, સાંભલાયછે તેઓની તૈયારી.
માટે કર તું કાંઇબી અમારી યારી,
થાય તું હમો પાછલ ચુપાન.
ને રેહે કદરદાન ને સદા મેહેરબાન,
તું પાસછે હમારી દાદને ફર્યાદ.
તુંથી રેહવા માગ્યેચ હમો આબાદ,
તે સાંભલી સુટર શાહેબ સૈતાબ.
દિલાશોભરયો દીધો કઠન જવાબ,

નપુગશે તમોને કશુબી એલજામ.
મેં તાલીછે તમામ ગફલત ને ખામ,
કરી છે સર્વે રીતની ગોઠવન તમામ.
કરયોછે કીનો ને ફેતનો અંજામ.
એવી મતલબના સાંભલી હરફ,
પાછા ફરયા અરજદારો ઘરતરફ.
રાહમાં કરતા કાંઇ તરેહવાર વાત,
દિલમાં લાવતાહતા ભારી ગભરાટ!
કે મી૰ સુટરે દીધાછે દિલાશો ખરો,
પણ રખેને થાય અચબુચ આપણો મરો?
આગલું હુલડ કરી જબાનપર યાદ,
ઉગાડયા તનમાં દેહેસતના ઝાડ.
તે વાતપર ગુજરયા બે ચાર દિવશ,
પોતાના બચાવમાં રેહેયા નભરવશ.
પણ તે ભયના ઝાડપર આવ્યુ ફળ,
નજદીક અવતી ગઈ આફતની પલ.
જે થવાનુછે તે થાશે ચોકશ,
આગલ યા પાછલ કોઈબી દિવશ.
પછી રદ છે તે પાસ હજારો તદબીર,
તકદીરના નફરછે જવાન ને પીર.
ઉતમછે કેહેલા દાનાવોના વચન,
કે કીનાનો તોફાની ને મસ્ત પવન.

જો થાય કોઇબી મગજમાં પેવશ,
ગર દાનાવ હોય તોબી કરે તેને વશ.

આફ્રુત ને ભય ભરેલું હુલડ સરૂ થયુ,
જેમાં પારસીએના ઘરબાર, માલ મતા
લુંતાઇ, ધર્મના મકાનો અવાવ થયા,
પ્યારા જનોને નુકશાન પુગાં, પોલીશ
ની ધીલ તથા પોલીશના હાથપર બદ
માશોનુ બંદીવાન થવુ ઇત્યાદી.

રાત હતી કાલા દામર મિસાલ,
સંપબાજીની ભેલાભેલમાં હતી કંગાલ.
દીશતી ભુલ ચુકને ગફ્લત ને ખામ,
કેમકે કાલી રાતનાછે કાલાજ કામ.

હસી ખુશીમાં હતા રાતના વલગન,
એટલામાં ઉઠી અલબોરજપર અગન.
જોયચ શુ કરી સરને બુલંદ,
જોયો ત્હાં એક સવાર નુરમંદ.
તેના એક હાથમાં હતો ગોલો સંગીન,
ને બીજામાં હાથમાં એક ચાબુક રંગીન.

સરપર હતું લાલ યાકુતી તાજ,
બખતરમાં હતા હીરાને પોખરાજ.
ઘોડાપર બાંધી લાલ બુજેરંગી જીન,
લેઈ જુબાનપર દાદારની આફરીન.
થયો જત તે તેજી ઘોડાપર સવાર,
જીવદાર થઈ રળીઆમની સહવાર.
તે તેજી ઘોડાની લાગતાંજ લાત,
રાતના પેટમાં ઉઠયો ગભરાટ.
નાઠી સાબુત તે રૂદન કરતી,
થોકર ખાતી, પરતી, ખરતી.
જુલદાર પરવીન ને ચકચકતો તીર.
જુવાની ખોઇ બનવાલાગા પીર.
જાહાંખો બનીગ્યો રાતનો ચેરાગ,
ભકતીનો કાહાડયો બુલબુલોએ રાગ.
સરદી તુતી અને વધ્યો તાપ,
ખાધી કાલા કામોએ થોકરને થાપ.
ગોલાબી લેહેકીદાર સુનેરી બામદાદ
દખતાં, ખીલ્યા ફુલ ધુલ ને ઝાડ.
લીધી જયારે સહવારે પુરેપુરી હસ્તી,
ગતિમાં પડી કુલે જાતની વસ્તી.
તા૦ ૩૧ મી ફેબ્રુવારીનો કાલ,
અઢારસોને ચુમોતેરનુ ખ્રીસ્તી સાલ.

યજદેજરદી બારસો તેતાલીશનો વદ,
રોજે મુબારક આસતાદ ઇજદ.
પારસીઓમાં અનગમતો શુકરવાર—
એ, લીધો પોતાના ધીક્કારનો ખાર.
પારસીભાઇઓ ગયા ધંધાસર બાહાર,
રબને સોંપી પોતાના ઘરબાર.
હતો મુશલમાનોનો તે જુમાનો દીન,
બતાવવા મજબનુ ખાલેસ એકીન.!
અરબસ્તાની આરબો ને કાકા સિદ્દા,
મારામારી લુટફાત ને લડત ખાંહા.
ગપ્પીદાસ કુકની ને દાગેલ મેમાન
ખુની ને વેરી કોરગા મુસલમાન.
રાખી કીનો, કુલે પારસીઓ ઉપર,
બબરતા ચતકતા આવ્યા મજીદ અંદર.
લગભગ હતા સંખ્યામાં બેત્રણ હજાર,
દિશતો તેમના નેનમાં ફેસાદી બાહાર.
હતા કોઇના હાથમાં લાકડી ને સોટા,
કોઈ પાસ ઘેફાં ને પથરા મોટા.
વલી કોઈ કોઇ પાસ કાતેલ ઓજાર,
ફારવા શું બારણા કે બારીને બાર.
વાગા જ્યારે વખતના ચોકસ બાર,
નેમાજ યા — કરી પડયા બાહાર.

તેવોજ કાહાડયો "દીન દીન"નો પોકાર.
કરવા પારસીઓના જીગરો ગમખાર.
કરી, અવલમાં પથર ફેકીને જંગ,
કીધી સલ્લાની "રંગમાં ભંગ."
બની અંઘેર ગામમાં એરડા પરધાન,
કરવામંડયા ચોતરફ ભારી નુકસાન.
સર જમશેદજી વાલા મોહોલામાં પેઠા,
ખસી ને તરણસોના ટોલાં એકઠાં.
જેથી આખા મોહોલામાં ઉડયો ગભરાટ,
સહુ બારણા બારી ધાકવાલાગા તાત.
ભરાઇ બેઠા ઘરમાં બચ્ચાં ને ઓરત,
જાલવવા પોતાના જાન ને હોરમત.
મોહોલામાં મચીરેહેયો ભારી શોહોર,
ચાલી નાશભાગ ને દારા દાર.
તે વેલા નહુતા પુરતા સીપાઈ,
કે બંધપાડે હિંમતથી બુરી લડાઈ.
નજોયો તેઓએ કોઇને પોતાની સામે
મચાવ્યો જીયાદા ફેસાદ દરએક ઠામે,
મારફાર કરવા મંડીગયા એકદમ,
બેદહેસ્તથી ભરી જાલમી કદમ.
મી૦ ફરામજી નામનો પોલીશ ઇન્સપેકટર,
હતો તે મોહોલામાં એક ઘરની અંદર.

આવો જોયો પ્રથમ તેઓને હોમલો,
થયો પોતે તેઓની સામે એખલો.
પડયો તેપર જોરથી સોટાના માર,
પાડી, સોટાના જરબે માથામાં ફાર,
નજોયો પોતાનો તેઓ સામે બચાવ,
નાઠો, થઈ લોહીમાં ગરકાવ.
તેજોઈ ડરચું તેનુ કુતુંબ સેતાબ,
કે રખે કરે લુચ્ચાંઓ આપણે હલાક.
તેવું ધારી નાઠા આગલ પાછલ,
વાપડી તેમ કરવામાં ભલી અક્કલ.
ભાગી તેના ઘરના બારણા બારી,
કરી તે ઘરની થોડીક ખુવારી.
ત્યાંહાંથી ભરયા વલી આગલ કદમ,
ગુસ્યા એક પારસીના ઘરમાં એકદમ.
સતમ ને જબરદસ્તી કરી દરાજ,
કરયા કુહારોએ ઘરબાર તારાજ.
પથરાનો વરસાવતા જુમબેશી વરસાદ,
મચાવ્યો ધીંગ ને દંગો ફેસાદ.
ભાગતાં ઓજારથી બારણા બારી,
શું લાકડાની કે શુ લોખંડની જારી.
લેઇગયા ત્યાંથી હુમલો "અલાઈબાગ" પર,
મારયા બંધ બારણાપર સોટા — પથર.

ભાગી બારણા બારી, પેશી અંદર,
આસપાસ ખરાબી મચાવી જબર.
શું બાક કે ખુરશીના બુકલેબુકલા કીધા.
મુખથી તરેહવાર બદ બોલ્યા, બકયા.
કોઇ કોઈ કરતું વેરાંની હાં ને ત્યાં
પડતી સામાનપર નજર જયાંજયાં.
વલી કરવા ઇછિયું ધર્મને નુકસાન,
શું કરૂં તેવિષેનું બરૂ બયાન.
કે પડીચ દિલમાં આફ્રત ને ફ્રાર,
જીગર ને સર થયુંછે ગમખાર.
કાંપેચ, ધુજેચ, હાથો ને દલ,
ચશ્મથી ગરગર વેહેછે આંજુની રેલ,
કે ત્યાંથી પાક આતશના કેબલેગાહ—
ભાણી કરી, બદમાસોએ બુરી નેગાહ.
કરયો ઠેડાવ કરવા પાદશાહને ખરાબ
જાઇ ભાગ્યા ઓરડાના બારણા સેતાબ.
ઉભાજાઇ શાહના તખતની પાસ.!
કરયો પલીત હાતથી પવિતરનો નાશ!
નેગુનસર કરયું તખત ને તાજ!
છતર ને બીસતર કરયું ચાકચાક!
ફુલમાં રગડી તે પાકીજે સર!!
ફુસ્ત વચંનો બોલ્યા તેના ઉપર!

ભાગ્યા પથરા સોટાથી હાંડી વાલસત !
તાંબાંને પીતલના વાસણના સટ !
ચીઠડે હાલ કરી જંદની કેતાબ !!
તમામ કરતા મજબની ચીજો ખરાબ. !
કાંપેછે હઇડું લખતા બધુ બયાન,
ટુંકમાં કેહચુંચ, નથી કરચું લંબાન.
હવે આગી સાંભલો તમો એ દાશ,
કે લુટારાઓની ચાલપર ઉઠેચ અફસોસ.
કે જાહેરમાં બતાવેછે ધર્મની હસદ,
બાતેનમાં રાખેછે ચોરીનો હસદ.
તે નીચેના દાખલાથી જોશો આએહુબ,
નાખશો તમો તેઓપર લેયાનતો ખુબ.
લખીગયાછે પીરને પેગાંબરો આમ,
કે જેકોઇ દેય પરધર્મને એલજામ.
હોયછે તેપર રબનો ફીતકાર,
કરેછે આખેર તેને દોજખમાં ગીરફતાર.
અગર દેય બીજા ધર્મને માન,
તો જોય તે પોતાને બેહેસતમાં નખ્યાન,
હતો તે જગાપર એક ખાદમેઆતશ,
કે જે જર્ઇફીમાં પુર હતો ને બશ.
છે તે આથોરનાનનુ નામ દોશાભાઇ,
તુટી પડ્યા તેપર સેતાનના ભાઈ.

કરવા ઇછયો તેને જાનથી બેજાન,
પણ તેને રબની મેહેરથી ધરયું છુપાન.
કેહેવતછે કે જેપર હોય રબ મેહેરબાન,
તેના વેરીઓ થાય કુર ને નાતવાન.
થયા જયરિ દુસતો ધારણામાં નીસફલ,
ધુવડ જેવા ઉભા કરી બીહાંમની શીકલ.
પણ તે જઇફની પુજીની સંતદુક તોરી,
કરી તેમાંથી રૂપીઆ બે હજારની ચોરી.
સાથ ઉઠાવીગયા તેના કપડા સફેદ,
ગુજારીયો આમ તે નાતવાનપર બેદ.
કેટલાકોએ ફારી સામાનની વખાર,
બારેવાત કરયા ગંમબારના અચાર
ભાગયા વાસણ ને પીપો સંદુક,
ખાવાની ચીજમાંથી ભરયા બુકો પર બુક.
સર્વે ભાગી, ફારી, કરયું ખરાબ,
ચોરાતી ચીજો લેઇ નાઠાં સેતાબ.
ત્યાંથી નીકલતા, કરી, બીજીએક વાત,
કરવા એક માતબર ઘરને હાથ.
"એલાઇબાગ"ની સામેછે એક મોટું, ઘર,
રેહેયછે જેમાં એક મરદ માતબર,
નામછે તેનું જીજીભાઈ ધનજીભાઈ,
'શ્રર'ના ખાનદાનમાંછે તેની સગાઈ.

હાથમાં લેઈ કાંઇ સંગીન અથિયાર,
પાડી તેના ઘરપર લુટારૂએ ધાર.
ભાગી ઘરના બારણાઓ પ્રથમ,
ગુશીગ્યા ઘરમાં ટોલાબંધ્ર એકદમ.
હતો ઘરમાં એક તેઓની જાતનો ચાકર,
રાખતોતો ઘરમાંની સઉ ચીજની ખબર.
જોઈ જાતભાઇઓની લુતારૂ રેલ,
થયો તેઓની સાથે તુરત સામેલ.
બતાવી આપ્યું જેકાંઈ જાણતો હતો,
આંધલાઓને દેખતો કરતો હતો.
કેહેવતછે કે, પાલેલો કુતરો પગ કરડે,
જેમ તાલ ફાવે તેમ મોહોડું મરડે.
દરમાલપર તેઓ ફેલાઇ ગ્યા,
સંધી વાતની લુટફાટ કરવાલાગયા.
શુ કોચ — બાજત કે હાંડી વાલસત,
આરસી ગાલીચા ને પેતી કબત.
શુ તેબલ — ખુરશી કે પીકચર રંગીન,
ગલાસ ઘડીઆળ ને ઢાલીઓ સંગીન.
ચીન દેશનો સઘલો તોફો સામાન,
સાદાને કિંમતી નકસીદાર ઈસ્તાન,
રાંધવાના વાસણ ને અનાજ પાણી—
ઓ, સર્વે ચીજોની કરી તમામ હાણી

એ અંધાનો કરયો, ભાગી ચુરેચુરો,
કરયો ઘરનો તમામ હાલજ બુરો.
ભાગી, ફારી, લોખંડની તીજોરી,
કરી તેમાંથી જરસીમની ચોરી.
ઉઠાવી ગ્યા દશએક હજારનું જરીયાન,
સાથ વાલ્યો રેશમી કપડાનો ઘાણ.
મુલદાર ચીજો સાંતી ઓતી અંદર,
વધીયું સીધીયું ફેકયું રસ્તા ઉપર.
એ ઘરસ્થના બાહેરની ફારી તરંગ,
લેઇ ગ્યા તેણીનું શુન્નાકામ અતરંગ
તીલીની કુલે રેશમી ઈજારને શારી,
જેમજનીંએ તેમ તોરી, ફારી.
સાફ ને માલદાર હરએક ઓરડો,
બનીરેહયો જાણે કચરાનો ઉકરડો.
વલી થોડાક ધર્મને દીનના દુશમન,
એકબીજી અગીઆરીપર તુટીપડયા તદન.
એ મોહોલાની પાછલછે તેનુ મુકામ,
છે જેપર શાપુરજી કપાવાલાનુ નામ.
થઈ તેપણ બુરા હોમલાનો ભોગ,
તુટીપડયા તેઉપર હજારો લોક.
કરી તેને ખરાબ કરવાની ધારણા,
ભાગ્યા તેના મજબુટ બારી બારણા.

તેજોઈ સામે થયા દીનદાર ભાઈ,
કરી, મરદાંનગીથી તેમની હરીફાઈ.
જ્યારે થયા દુસ્તો હરીફાથી આજીજ,
કરી ચોતરફ સામાનની રેજે રેજ.
પછી નાઠા ત્યાંથી વલી બીજી ગમ,
ફરવ્યા પાછા મોહોલામાંજ કદમ.
હાથ કરયું બીજાઓએ બીજુ એક ઘર,
જેમાં રેહેતોતો એક પારસી ડાકટર.
નામછે તેનું પેશતનજી મનચેરજી,
જે સાંભલેછે દરદીના દુઃખની અરજી.
લાવ્યા ધાર, પીંદારાઓ તેના ઘરપર,
હતો તેવેલા ત્યાં પોતે હાજર.
જોઇ સઘલું તોફાન અને ગુલબાન,
તરત લીધું પોતે બચાવમાં છુપાન.
તેના ઘરમાં હતો દવાઇનો અશબાબ,
કરવાલાગા તેને બીલકુલ ખરાબ.
શીશા ને બાતલા ને ગલાશ તમદલ,
ઇસ્તાન ને કોચ ને ખુરશી તેબલ.
લીલી ને સુકી દવા પચરંગ,
મલમ ને પતા ને ફખત તરંગ—
નો, કરચો સોટાના મારથી નાશ,
દવામાંથી નિકલ્યા બલતા ને વાશ.

ભાગ્યો ને ફારચો સઘલો સામાન,
દીધુ ડાકટરને બેહદ નુકસાન.
બીજાઓ મચવતાહતા ભારી ગુલબાન,
ઇછ્યું લુટવા એક દારૂનું દુકાંન.
હતો તે દુકાંનનો એક પારસી માલેક
તોફાન જોઇ બંધકરયા બારણા દરએક.
પણ જાણીતા લુટારૂએ પાડી ધાર,
ભાગી બારણા, માહે થયા પસાર.
ભાગી બરાનદીનની બાતલીની હાર,
કરયા વાઇનદારૂના પીપોને ઠાર.
ખોલ્યા મોવરાના દારૂના કાક,
સોટાથી કરી બાતલીઓ ચાકચાક.
ચલાવી જમશેદી સરાબની રેલ,
કેફીઆબને કરયું માટીસે શામેલ.
લુટચો વકડો ને ચોપડી ચોપડા,
ફેંકયા રસ્તામાં સફેદ કપડા.
નાશ કરયા પારસીના બીજા રેઠાણ,
જગેજગે કરતાં ગુલબાન — નુકસાન.
નહોય જાણે શેહેરમાં હાકમ,
તેવું જાણી કરતા જબરો સતમ.
નવો ફાલ્યો જાણે જમપર જોહાક
ફરયા કેયાંની વંશના જીગરો ચાક.

ગોંચી ગોંચી પેરે મારતા બરાર,
"દીનદીન"ના ખાલી કરતા પોકાર,
ઉડયું "બીડીબજારમાં તેવુંજ રમખાન,
ત્યાંના પારસી ઘરોની વાલી મોકાન.
તે ધોરી રસ્તાના નાંકાપર છેક,
પારસીઓની છે ત્યાં અગીઆરી એક.
"મેવાવાલાએ" બંધાવ્યુંછે તે મુકામ,
ચાલતાં જેમાં દીનધરમના કામ.
જેપર વેહેયાછે ઘણાએક સાલ,
તેમાં નથીથયો તેનો બુરોબદ હાલ.
આગલા આબેલના વખત ઉપર,
નપેઠોતો કોઇ જુદદિન તેની અંદર.
પણ આવેળા તે થઇછે વેરાન,
કે પેઠા તેમાં આરબને મુસલમાન.
ગુસયા તેમાં પીંઢારાઓ ધુમઘોકાર,
ફારી બારણા — બારી ને બાર.
અવલમાં ભાગ્યા બેશવાના બાક,
પછી કરયા હાંડી ઝુમ્મર ચાકચાક.
આરસી, ગાલીચા, ભાગ્યા, ફારયા,
હાં ત્યાં બધીગમ દોડવા મંડયા.
એમ કરતાં ચાલ્યા કેબલાની પાસ,
પલીત તંનના — પલીત બદમાસ.

બોલી બદ જબાનથી બદ સખુન, !
કરયું લેજામાં પાદશાહનું ખુન !
ફારી તોડીનાખી અવસ્તાની કેતાબ !
અવાવ કરયું પાક કુવાનુ આબ !
ચોખ્ખા વાસણને પવિતર ક્રુપદાન !
સુગંધી ચીજો અગર ને લોબાન !
દાડમરીના ઝાડની ઉખેડી બુનબેખ !
કઝાથી હારયો કદરનો લેખ.
લુટી ગરીબ મોબેદાની માયાપુજી.
ખુશી થયા એથી બદમાસો મુજી.
પુરતી વીગતો લખતાં આ બદન.
કાંપેચ, ધ્રુજેચ, ઉછલેચ, તદન.
બે નદીમાંથી વેહી પાણી ગરગર,
પડેછે સફેદ થયલા રોખસારા ઉપર.
અફસોસ કે હીનું કરયું દિનના નામને !
અફસોસ કે માઠુલગાડયું ધર્મના કામને !
અફસોસ કે મારયો કલેજે જખમ, !
અફસોસ કે દેખાડયો બુરો સતમ. !
અફસોસ કે ઉઠાડી દિલમાં માહતમ, !
અફસોસ કે ચલ્યા રૂદન – ગમ !
અફસોસ કે કરયા બુરાબદ હાલ !
અફસોસ કે ફાવ્યો નાસીક કાલ !

અફ્સોસ કે લુટાઇ માલ ને મતા.!
અફ્સોસ કે વેઠાઈ જબરી ખતા!
અફસોસ કે ફાતાં ગરીબોના સર!
અફસોસ કે છુંદાયા હાથો ને ઘર!
અફસોસ કે પતકાયું સર ને સીનું!
અફ્સોસ કે લાગુ ફેરકાને હીનું
હાય રે હાય કેટલા થયા બેજાન!!
હાય રે હાય કેટલા પાંમ્યા નુકસાન!
વલી કેટલાકે પાડી નલબજારપર ધાર,
લેઈ ગ્યા ત્યાંના જરથોસ્તીઓપર માર.
કોઇની લુટી દુકાંન, ને કોઇનુ ઘર,
બુમ પડતી સંઘે ઘર ને પકર.
થોડાકના ફારયા માથા ને મુખ,
દીધું અતીઅંત ગરીબોને દુ:ખ.
તે આફતથી સઉકોઇ ધ્રુજવાલાગ્યા!
કોઈ જારી ને કલાપીત કરવાલાગ્યા!
કોઈ ઉઠાવાલાગું આફતથી શોહોર,
કોઇ કરતું નાશભાગ ને દોરાદોર,
જોઇ પારસીઓનો દુ:ખ ને ગભરાટ,
તારાશ તારાશ કરતાં જાતને મજાત.
કરી તેઓ તેઓ વિષે ફીકર,
દુ:ખીઓને આપતાં આશરો ને ખબર.

થતાહુતા પારસીઓ ચોતરફથી હુલાક,
તેવી હાલતમાં ગુજરયા એકબે કલાક.
પુગી ત્યારે તેની પોલીશને ખબર,
તેવાજ ફ્રાજસંગ એજીંગટંન ને સુટર.
આવ્યા ને કરી તુરત ધર ને પકર,
જાબતી ને જાસ્તી લુટારૂઓ પર.
થોડાકોને ધરયા મુક્કદા સાથ,
બાંધ્યા નાપાકોના જંજીરસે હાથ.
મુસકા બાંધ્યા ચોરોના તાત,
કોઇને લગાવી મુકીને લાત.
કોઇને ચખાડયો સોટાનો સ્વાદ,
નરમ પાડવા ઉઠેલો ફેસાદ.
તેદેખતાં ચાલી દાર ને નાશભાગ,
મેહેનતુંઓએ કરી મેહેનત અઠાગ.
તેમાં બીજાકરતાં એજીંકટને સખત—
કરીં, તનમનથી જબરી મેહેનત.
ફેસાદીઓને મોકલ્યા ચોકી અંદર,
જેઓ સંખ્યામાં હતા એકાવન ને પંદર.
જેમાં બે ભાગ હતા કાલા સિધી.
રેહેછે જેઓમાં ઓછુ બુધ્ધી.
રેહેમાન સીઠ ને ભીડીબજારપર,
હતી એ સઘલી રીતની ધરપકર.

મગર બીજા ભાગોપર લુટારૂ ને ચોર;
મચાવતા માર મસ્તી ને શોહોર.

---

ખેતવાડીની પદાસમાંછે ઢેડોના મુકામ,
જેઓની જોડે રેહેછે વંણકરો તમામ.
જાતના છે તેઓ હલકા મુસલમાન,
લગાડેછે પોતાની જાતને અપમાન.
તે નજીશ ઢેડાને હલકા વંણકર,
એકઠા થઈ, લીધા હાથોમાં પથર.
વલી લીધા લાકડાં ને સોટા સંગીન,
કાલા ને પીલા ને રાતા રંગીન.
કોઇના હાથમાં દીશતાં ઓજાર,
ફુરવા ને લુટવા સામાન મુલદાર.
જેઓ સંખ્યામાં હતા આસરે હજાર,
"દીનદીન" નો કરતા ભારી પોકાર.
કોરગા પલિતોએ ભરયા કદમ,
લાવ્યા અચણુચ ખુનખાર સતમ.
મચાવ્યું વસ્તીમાં તોફાનને બંદ,
પાંથરયો આસપાસ ફેસાદ ને ફંદ.
ત્યાંના હાસબરનર વાલા આદરીયાન—
ને, પેહેલું કરવા ઇચ્છયું નુકસાન.

જેથી આવી ધસ્યા તેની તરફ,
મુખથી ઓચરતા બુરા હેરફ.
વરસાવ્યો ધરોપર પથ્થરોનો વરસાદ,
સુંદર ચીજોને કરવા બરબાદ.
તે જોઈ પારસીઓની આંખોમાં ખુન,
સાથ વરસ્યું દિલમાં જબરૂં જનુન.
નજોઇ કશીરીતે પોલીશ મદદ,
હામ ભીરી કરવા કારી લડત.
મુખપર લેઈ પાક યજદાંનુ નામ,
બચાવા પવીત્ર ધર્મનુ મુકામ.
કેટલાક જવાન ગબરૂ પેહેલવાન,
કમ્મર તંગ કરી પડયા મેદાન.
સરૂ કરી તેઓની સામે લડાઇ,
પુર મરદાંગીથી કરી તેમની હરીફાઈ.
કરયો તેઓનો બધીગમથી તકાવ,
થતા ને કરતા રગતમાં ગરકાવ.
કરી હેસન ને પાંમ્યા નુકસાન,
કયાંનીઓના બળની દીધી પિછાન.
ત્રણવારના હુમલાની જબરી લડાઈ,—
માં, પારસીઓએ બતાવી ખરી મરડાઇ.
હતાવ્યા ત્યાંથી માર મારી સૈતાબ,
દીધા તેઓને માહતમી પેચોતાબ.

ફાડ્યું કોઇનુ સીનુ ને સર,
ધોકયું ને કુટયું કોઇનુ જીગર.
કોઇને લગાવી લાત ને મુક્કી,
કોઇને બતાવતા ધરપજ સુકી.
જોઇ આ રીતની લડાઇ સખત,
બારીએ આવી, સંગદિલ ઓરતો તરત.
મારયા નલિઆને ઇંટ સંગીન,
કાહાડયા સરોમાંથી રગત રંગીન.
કોઇના છુદીનાખ્યા દાચાંને મુખ,
ભાગીનાખી કોઇની કમ્મરને કુખ.
મારખાધો ફેસાદીઓએ એવો સજર,
કે પેઠી તેઓમાં બિહીક ને અસર.
થયા લુટારૂઓ ચોતરફથી હારમાર,
નાશવાનો કરયો તુરત વિચાર.
તેખબર પોંહોંચી પોલીશને ગાએબ,
આવ્યા કાનસતેબલને એજંગટન શાહેબ.
સાથ લાવ્યા કાલી ને ગોરી ફોજ,
તોડયો ઝટપટ બદમાસોનો ઓજ.
એકઠાં ટોલાંઓને બીખરી નાખ્યા,
મુખ્ય ફેસાદીઓને હાથમાં ધરયા
બધામાંથી થયા ઓગણતીસ જન કેદી,
નાખી તેઓના હાથોમાં બેડી.

ચાલી તે દેખતાંજ નાશાનાશ,
બેઠા તેઓમાં બેહદ તરાશ.
કેદીઓના હાથમાં નાંખી જંજીર,
ગુનેગારો ને કરયા બંધમાં અસીર.
સાથે બાંધી એકએકના હાથ,
મોકલ્યા જંદનમાં પોહોરાઓની સાથ.
એમ કરી, કરયું કેટલુક સાંત,
પણ વસ્તીમાંતો રેહયો ગભરાટ.
ફરતા રાખ્યા સીપાઈઓના પેહેરા,
ઉપરીહતા જેઓપર બેચાર ગોરા.
વેહેતો ચાલ્યો તે નાશીક વખત,
ભયકારો કુતાહતા પોતાના બખત.
ડરને દેહસ્તમાં ગુજારતા રેન,
ઘડીમાં તરકરતા આંજુથી નેન.
ઉંગાયલા પણ ધાસતીમાં ધ્યાન,
ધરવાલાગા સેજ અવાજોપર કાન.
મોહોલામાં નાખતા પલેપલ નજર,
એકએકને દેતા હાલેબલ ને ખબર.

---

જો એવેળા કેયાંનીઓ નપડતે બાહાર,
તો થાતે અગીઆરીના પારાવાર.

થાતે ચોતરફ જાનમાલને નુકસાન,
જીયાદા રેહેતે ફસાદીઓનુ તુમાન.
ધારે વેરી ગમેતેટલી બદ ચારી,
કરવા દીન ધર્મ ને જાનની ખુવારી.
પણ જો હોય ખોદા પાધરો,
તો વૈરી બને ઉંઘોને આંધલો.

---

શાબાશ છે તમને શાબાશ ઓ ભાઈ,
કે કરી તમોએ જબરી લડાઇ.
આફરીનછે તમોપર હજારો હજાર,
કે કરયા તમોએ મુંડઇને ખુવાર.
તમારી નેશમાં ધીકેછે કેયાંની રગત,
જેથી કરી તમોએ ખુનખાર લડત.
૨આથી પાંમી તમો જીયાદ હીંમત,
બુજતા રેહેજો ધર્મની કીંમત
લાચાર જાતભાઇની કરજો કુમક,
જાણી ખોદા તરફની ફરજ ને હક.

---

વલી "ગ્રાંટરોડ" પર ચાલતીતી, મારામારી,
આજુબાજુમાં જબરદસ્તી ભારી.

જરથોસ્તીઓના છુટા છવાઆ મુકામ,
પર, હીશતો સઘલો તોફાંની હીંગામ.
વરસતા તેઓપર ઇંટ ને પથર,
ભાગી પડતા કાચો જમીન ઉપર.
એક હોતલપર પાડી જબરી ધાર,
ફારી તેના બારી બારણાને બાર.
હતો તેનો એક પારસી માલેક,
ધાર જોઈ, ભરાયો ખુનામાં છેક.
ગુસ્યા અંદર કાંઈ સતરપંદર,
ચોરી લુટી અશબાબો સુંદર.
ખુવારી કરી નીશરયા બાહાર,
કરતા ગાંડો ઘેલો બકબકાર.
"દીનદીન"નો મચાવી ખુબ શોહોર,
નાઠા ને ભાગા લુટારૂ ને ચોર.
ત્યાં પોલીશ આવી કેટલાકને ધરયા,
બેડી નાંખી કેદખાનામાં મોકલ્યા.

---

"ફોકલાંડરોડ" પર ચાલતી મારામારી,
પારસીઓના ઘરોની થાતીતી ખુવારી.
લુટાતા ઘરો દુકાંનને જીવજાન,
થાતા નાતવાનો ઘણા હેરાન.

ત્યાં પોલીશ આવીને કરયું સમાધાન,
કેટલાક મસ્તીખોરોને કરયા બંદીવાન.
નરમ થયું પછી ઉલ્લડ ને બંદ
કમી થયા કાલા ફરેબ ચે ફંદ !

---

એવી હાલતમાં ગુજરયો આખો દિવસ,
માર મશ્તી ને તોફાનમાંજ બશ.
જોઈ સંઘે પોલીશની સુસ્તીને ઘીલ,
બોલતાં તમામ લોકો કચવાવી દિલ.
કે જો હતે પોલીશ ખુબ હુસ્યાર,
તો શું લુટારૂઓ કરતે આવી મારફાર?
શું પારસીઓ થાતે તેઓથી હેરાન?
શું લુટાતે તેમના માલ ને જીવદાન?
શું કામની એવી બેદાદ પોલીશ,
કે જે નરાખે સાવચેતી રાતદીશ.
ખાયછે વરસ દહાડે લાખોનો પગાર,
શું ખાવાની મેજપર રેહેછે હુસ્યાર !
એવાતની આગલથી મલવાછતાં ખબર,
નરાખી કશીવાતની ચોકશી બેહેતર.
આથી દાગભરયું થયુંછે પોલીશનુ નામ,
કે પોતાનુ કામ છોડી રહી બેકામ.

દુઃખીઓને મલી શોજસાજ ધીરજ,
કે બંધ થઇછે હવે બલાની ગીરજ.
તોપણ ચાલુ રહેયો સંઘે ગભરાટ,
દાહાડો ગુજરી ને પડી સિહા રાત.
નલીધો રાતનો દહેસ્તમંદાએ ખાબ,
દહેસ્તથી તજયું નાન ને આબ.
ભવિષ્યના બચાવ માટે સાવચેત,
રાખી બેઠા સંકતના વિચારમાં ચેત.

ભાગેલી ચીજેપર જો પડતી નજર,
તો આવતી દિલમાં એકદમ કદર.
બીજી ગમ ઉઠતું આંખોમાં ખુન,
કે કરયું બદમાશોએ કામ જબુન.
પણ ભણી તેવિષે કઝાનો લેખ,
દુઃખીઓને દિલાસો દેતા દરએક.
કે તકદીર પાસછે તદબિર નફર,
છે કઝાથી લાઇલાજ ભલી કદર.
એવુંછે કબુદી ફરતું આસમાન,
કે ઘડીમાં બતાવેછે નફા કે નુકસાન. *
તે છે ચંદ્રોકાળી તુલીગ બેવફા,
પાલેલાપર પાડેછે બુરીજ ફા.

કોઈ નથીગયું તેના હાથથી ખાલી,
કોઈની આજે તો કોઇની કાલે પાલી.



તા૦ ૧૪ મી શનીવારને દિને ખેત વાડીમાં ફરીથી ઊઠેલા હુલડ ને લગતી મુખ્તેસર બીના.

પુર ચઢી બિહામની રાતને ધાક,
ગેરદેશના મક્કરમાં બની ચાકચાક.
છુપાનમાંથી નીકલ્યો નુરી આફતાબ,
સિહા દેવીના દિલમાં થયો પેચોતાબ.
જાઈ બેઠી — નાશી પરડા અંદર,
જમીનપર બીછાઇ હફતરંગી ચાદર.
હસ્તી ને નીસ્તી થઇ કામગાર,
પગવડે કરવામાડી જમીનને ગમખાર.
ગુજરેલા દિની હતી જબાનપર વાત,
*પારસી ઘરોમાં હતો ગભરાટ.
તોપણ રાખીતી દિલમાં એવી આશા,
કે ફરી નવાગશે ફીતનાના તાશા.

પણ વેરીઓની ગુજરી વિચારમાં રાત,
ભીરવા ફરીથી કીનાની બાઠ.
ગુજરયા બામદાદ પછી એકબે કલાક,
તેટલામાતો ઉડીરહી બલાની ખાક.
કે આગલે દિનના તોફાની પાછા જાગ્યા,
શોહોર અને પોકાર કરવા મંડયા.
ગણતરીમાં હતા આસરે હજાર,
હાથમાં હતા સોટા ને ઓજાર.
પડતાં પારસીઓને કાંને તેખબર,
તાજીકરી દિલમાં તુટેલી ફકર.
તે ટોલું જોતાનેવાર થયા દંગ,
પણ હિંમતથી કરી કંમરને તંગ.
મુખપર લેઈ પાક ભજદાંનુ નામ,
ઉભા સાચવવા સઉ પોતાના મુકામ.
ઉભા ઘરમાંજ બની હુસિયાર,
દુશમનને દેહોસ્ત દેવા કરતા પોકાર.
પોહોંચી નરશેરોની સફતરફ નજર,
બાઘો કેટલાએ દિલમાં તંમર.
યાદકરી આગલી તેઓની લડત,
છોડી સઘલી આશા ને હિંમત. *
અશકત થયા ભરવા આગલ કદમ,
બંધાઇગ્યો તેઓનો સાસ ને દમ.

ચલાવી આમન સામન ગુરકાગુરકી,
ગરદનફરાજ કેયાંનીઓ ને નીચ તુરકી.
ઉથાવતા આસમાન ભણી સોટા,
હો — હુ નો કરતા અવાજો મોટા.
કોઇબોલતું ખબરદાર ને કોઈ સંભાલ,
કોઈબોલતું ચુપરેહે ઓ નીચ કંગાલ.
કોઇ તો ખેચતો આખોમાંજ ખુન,
કોઈ બતાવતા તોફાંની જનુન.
પણ વાગોને જોઈ ઠાઠ ને તરાશ,
નાસીગ્યા નીચો થઇ નાસીપાશ.
તેટલામાં આર્વા પોલીશની પણ દોર,
તે દખતાં ભાગીગ્યા બાકીના ચોર.
નવેસરની બીક ફેલાઇ ચોતરફ,
"શું પોલીશ કરેછે" એમ બોલતા હરફ.
તજવો પડશે આપણો ધંધો ને કામ,
સાચવવા આપણા જાન ને મુકામ"
તે બાદ થઇ દીનની દુપોર,
ચાલુ રેહચો સંઘે કચકચને શોહોર.
ચાલુ રેહી પોલીશ ને હાકમની વાત,
બતાવા લાગા બાલગોપાલો ગભરાત.
કરતા તેઓ માતા પીતાને સવાલ,
કેમ રૂઠયા આપણાપર કોંરગા કંગાલ !

દઇ તેઓને ધીરજ કરતાં ખુશાલ,
ને ભય દુર કરવા લેતાં સંભાલ.

પારસીઓના થોડાક સેઠીઆઓ અંગ્રેજો
સાથ નાશ પાંમેલી ચીજો જોવા
ગયા ઇત્યાદી.

શનવારના રોજની ઉગી સહવાર,
વાગ્યા એકપછી અગીઆરપર બાર.
સેઠોને પુગીતી તે નાશની ખબર,
કે સોસેછે હમજાતીઓ દુઃખો જબર.
સાંભલી ગરીબોનો મરો ને નાશ,
કાહાડયા જીગરથી સાસોપર સાસ.
નાશ પાંમેલી ચીજોની રાખવા ગવાહી,
નેકનામ સેઠ બેરામજી જીજીભાઇ.
રેહેમી સેઠ દીનશાજી લકબે પીટીટ,
સાથ કેટલાક અંગ્રેજો વતીક
નાશ પાંમેલી ચીજો જોવ.ને કાજ,
ગયા સઉ કરતા આફતની વાત.
આવી લાગ્યા એલાઇબાગની પાસ,
ખુવારી જોતાંજ પાંમ્યા, તરાસ.

લીધા અજાએબના મોહોમાં આંગલા,
કરી વિચારો આગલા પાછલા.
યુરોપીઅનોબી થયા અજબ અજબ,
દાંત કકરાવીયા જોઇને ગજબ.
બોલ્યા કે, કેવાછે એ તોફાંની લોક,
લુચ્ચા ચોટટા નફ્ટ ને સોક.
કે ધર્મને બાંહાને કરી લુટફાટ,
ઉઠાડી હુલડ શોહોર ને ગભરાટ.
દુઃખ પાંમેલા આવ્યા તેઓની પાસ,
કરી, રૂદન જારીની મુજામત ખાસ.
સાંભલી તેઓની અરજીઓ બહુ,
ગમગીન થઇગ્યા જોનારાઓ સઉ.
આપી મિઠા વચનથી દિલાસો ધીરજ,
બોલ્યા કે, નકરવી પડશે તમને અરજ,
કરશું હમો મેહેનતથી દુઃખનો અતકાવ,
ન બનવા દેઇશું ફરી એવો બનાવ.
તાંહાંથી ધરચો ભીડીબજારનો રસ્તો,
હારબંધ ઉભાહતા જહાં હજારો મસ્તો·
જોઈ તેઓને કરવા લાગા પુંપાં,
હશતા ને બોલતા તરેહવાર તાંહાં.
તોપીવાલાઓને જોઇ નકરચો ગુલલો,
નહીતો કરતે સેઠીઆઓપર હુમલો.

જોઈ ભીડીબજારની અગીઆરીનો હાલ,
ગમી થયા, ચીરડાયા, સઉકોઇ તતકાલ.
કરી અંગ્રેજોસે દલગીરાઈથી વાત,
શું બ્રિટીશ રાજમાંબી આવો જુલમાત?
કે ધોલે દિવસે લુટાએ ધર્મના મકાન,
જાન — જીગર — માલ ને દુકાંન.
દુ:ખીઓ આવ્યા કરવા ફર્યાદ,
કે કહાંછે અંગ્રેજ સરકારની દાદ,
લુટીગ્યા લુચ્ચાંઓ હમારો માલ,
કરયા હમને બેજાર ને હાલહવાલ.
મારયા તંનપર લાકડીઓના જરબ,
તુંટીપડી હમોપર મુસલમાન ને આરબ.
ઈરાંનમાં હતી જયાંરે એવી સખતી,
માર — ફાર લુટફાટ ને મસ્તી.
જેથીતો તજ્યું બાપીકુ શેહેર,
માલ મીલકત બગીચા ને ઘેર.
આવીલીધો અદલ અંગ્રેજનો આશરો,
તેમાંબી શું થાય હમારો મરો?
કે મારયાજાઈ હમો લેક બેગુન્હ,
ત્યરિ શું કામની અંગ્રેજની પનાહ.
એક કે, જેપર પડયોતો સખત માર,
છાતી ઠોકતો ને રોતોતો જારજાર.

કે લુટાઇછે મારી આઠ હજારની પુંજી,
મારી મને લઇગ્યુચ કોઈ ચંદાલ મુંજી.
ફુટું મારૂં આ અભાગ્યુ કરમ,
કે નરેહેયો મારીપાસ એકબી દેરમ.
એટલું બોલી કરતો હાયને અફસોસ,
મુખપર લાવતો માહુતમનો જોશ.
જોઈ આમ તેની કલાપીત ને રૂદન,
આપી સઉએ તેને સારી સમજન.
રડવાથી નઆવશે ગયલો માલ,
પાછો નથી ફરતો ગુજરેલો કાલ.
દીધા ને લીધો દિલાસો ને બરદાસ્ત,
રાખી તે સખુનની સઉએ યાદદાસ્ત.
ફરી બીજાગમ ઘણીક જોશતેજો,
દફતરમાં કરતા ટુંકટુંક નોધો.
ત્યાંથી પધારયા બીજીગમ તરત,
કે જયાંહતી નાશ જોવાની અગત.
અગત જેવું જોઇ ફરયા ઘરતરફ,
વાતચીત કરતા ને બોલતા હરફ.
શાબાશછે એવા નર સેઠીઆઓ પર,
કે બુજી જેઓએ દુ:ખીઓની કદર.
પોહોંચાડયા લાચારોને છુપા અનદાન,
વધારયું જુગમાં પોતાનુ માન.

એવી નરો રેહવો સદા જીવતા,
ખાતા પીતા ને હસતા રમતા.



## મી૦ સુટર જોગ સેઠ બેહરામજી જીજીભાઈએ લખેલાપતરનો સાર.

નેકનામ બેહેરામજી જીજીભાઈ સેઠ,
એ લગાડયું હઇદામાં હેત,
હમજાતીઓના દુ:ખની વેઠ,
તાલવા રોકયું પોતાનુ ચેત.
લેવાલાગા દુ:ખીઓની બરદાસ્ત,
મિઠાવચંનોથી આપતા આરામ,
બની પોતે ખુદરતના દાશ
પાંમતા સઉકોઇથી સલામ.
જાઈ પોહોંચ્યા ખેતવાડી તરફ,
હતો જહાં વધારે બો,
સામા આયા સઉ બોલતા હરેફ,
ફીકકા હતા જેઓના મોહો.
બોલ્યા કે નથી હમને નીરાત,
થાકાછે પોલીશના પાસબાન.
ચાલુંછે હમો વચ્ચે ગભરાટ,
કે રખે છુટે અચબુચ તોફાંન.

પોલીશના કોનશતેબલો બેચાર,
બોલ્યા કાંઇ આવીરીતે વાત,
કે થયાછેઇય હમો બેજાર
કરતા ચોકી દીનો – રાત.
કરવો જેઇય હમોમાં ફેરફાર,
દિવસમાં કાંઇ બેચાર કલાક.
કે જેથી મલે હમને કરાર,
ઉતરીજાય હમારી થાક.
સાંભલી સઉ કોઇના બયાન,
દીધો તેઓને પદ ઉત્તર,
બેંચુચ એપર પોલીશનુ ધ્યાન,
લખી એક ખાસ પતર.
એમ બોલી ગ્યા ઘરભણી
મી૦ સુટર જોગ લખ્યો પતર,
કરી તેમાં વીનંતી ઘણી,
લખી સાંભલેલી બીના ને ખબર.
મારા પીઆરા સુટર શાહેબ,
લખુચ તમોપર થોડીક સતર
જેછે જાહેર નથી ગાએબ,
વાંચી લેજો તેની ખબર.
કે ખેતવાડી તરફની પોલીશ
થાકી થઇછે ઘણી અશકત
કરતાં મેહનત રાતો – દીશ,
ઉભા રેહયાચ કંટાલીને ફક્ત.

લુટારૂઓ સોધતા ફરેચ તક
ઉઠાડવા અચબુચ ગુલબાન
દેખાવ દેઇ કરેછે બકબક,
તેમસંગે થાકીગ્યાચ પાસબાન
માટે કરી બીજો ઉપાય કાંઈ
કર તેમના પેહેરામાં ફેરફાર.
જેથી તેઓ આશુદા થાઈ
કરે ચોકી ઘણી ખબરદાર.
તે પતર વાંચી એક વાર,
આપ્યું તેના લખાણપર ધ્યાન.
કરયો કાંઈ પેહેરામાં ફેરફાર,
આસુદા થયા જેથી ચોકીદાર.

## પારસીના સેઠીઆઓ નામદાર ગવરનર પાસ લશકરી મદદ માગવાગ્યા તે નઆપતા તાનાજાનીના કેહેલા સખુનોનો સાર.

ઘોબીતલાવ ચંદનવાડી ને ગીરગામ-
પર, છે પારસીઓના બેહદ મુકામ.
એ લત્તાપરછે ત્રણ આતશ બેહેરામ,
વાડીઆ, બનાજી, ને દાદીસેઠના મુકામ.

ચંદનવાડી પાછલ છે હીંદુઓનુ મસાન.
તેની જોડેછે મુશલમાનનું કબરસ્તાન.
અચબુચ ત્યાં એવી ખબર ફેલાઇ,
કે કરનારછે ફેસાદીઓ હાં સખ્ત લડાઇ.
કબરસ્તાનમાં આવનારછે મુરદાની સાથ,
ભિરવા તે બાહાને કીનાની બાઠ.
અવાવ કરવામાંગેછે આતશબેહેરામ,
ને તારાજ કરવા પારસીઓના મુકામ.
તે ખબર સાંભલતા મરદને ઓરત,
થયા ભયભીત ને ગમગીન તુરત.
પોતાના જાનમાલના બચાવ ખાતર,
કરી માહોમાહે પોતામાં ગરબર.
કે પારસી સેઠીઆઓ શું બેશી ઘેરેચ,
શું પોતાના ટોલાંને હારમાર કરેચ?
શું નથી તેઓમાં કશીરીતની હિંમત?
કે નથી કરતા હમજાતીઓને મદદ?
શું નથી તેઓમાં જરનુ બલ?
થયાછે કોઈ જશટીશને કોઈ આંધરાબલ.
શું નથી ચલાવીશકતા પોતાની સત્તા?
શું વાહાલીછે તેઓને તેઓની મતા?
ખુલપડી તેની માલ મોટાઇપર,
કે જે નહી બુજે લાચારોની કદર.

કાય નથીજાતા જત હાકેમની પાસ, ?
માગવા યારી ને મદદો ખાસ.
આગલા સેઠીઆ હતા કેવા હીંમતવાન,
કે ફેદા કરતા દુઃખીપર જીગર ને જાન.
કરતાહતા વાજબી રીતે લડત,
પછી શું સરકાર કે બીજાસે જત.
રાખતાહતા પોતાના ટોલાંનુ નામ,
રંજને ગંજ ખરચી બજાવતા કામ.
પણ હાલનાતો તેબલપર ખાઇ જાણેચ,
પાલીઆ સરખી દુંમ કાહાડી ફેરેચ.
ઘેરે બેશી કરેછે લાંબી પતપત,
પણ ભાગી નથીશકતા ભુજીઓ પાપત.
સરકારની કરી ખાલીજ ખુશામત,
રેહેછે પરડામાં જેમ રાંડીરાંડ ઓરત.
"તાઇતલ" મેલવા ખરચેચ લખોદોનાર,
ભુખ્યારા જાતભાઇને દેયછે ધિક્કાર.
એ એબ છતાં રાખેછે પોતપોતામાં હસદ,
નથીરાખતા એકબીજામાં સલ્લા સંપજ.
એકબીજાની બોલેછે બોતી ગીબત,
કોઇમાંતો દિસતીછે ખદ ઇલ્લત.
એવાઓને કેવાજોઇએ શાના સેઠીઆ,
પણ કેહેવા જોઇય પૈસા ને માનના વેઠીઆ.

ઓળ્ખતા એવા કાંઇ તરેહવાર સખુન,
લાવી દિલમાં ખરેખરૂં જનુન.
કોઇતો એલફેલપર ઉતરી પડતું,
કોઇ આગલ પાછલનું તેને સમજાવતું
થઇ રહી ઘરેઘર એવીજ ચકચાર,
ગયો તેનો સેઠીઆઓને કાંને સાર.
સાર સાંભલી થયા ઘણા ગમગોશ,
તનપર આધીઓ સરમનો જોશ.
કરવાલાગા તેવિષે અકલની વાત,
હસદ છોડી, મલી એકએકની સાથ.
કે નાતીલાઓએ ખમ્યું ને ખમશે નુકસાન,
તો ખોસુ આપણે બાકીરેહેલું માન.
માટે કરવો કાંઇક એવો ઠેડાવ,
કે સઉનો ને આપરો થાય બચાવ.
લેવીજોઇય આપણે લશકરી મદત,
કે નાતવાનોને આવે લશકરથી હીમત.
કેમકે પોલીશમાં નથી પુરતી સકિત,
કે દાબીનાખે લુચ્ચાઓની મસ્તિ.
વલી સંભલાયછે લોકોથી નખ્યાન,
કે આવતી કાલે થાશે ભારે રમખાન.
કરી તેબાબદપર લંબાન વિચાર,
ગવરનરપાસ જવા, થયા તૈયાર.

નેકનામ સર જમશેદજી જીજીભાઈ,
સખીવઝુદ શેઠ બહેરામજી જીજીભાઈ.
સેઠ દીનશાહજી માનેકજી પીટીટ જરદાર,
સેઠ ખુરસેદજી ફરેદુનજી પારખ આબરૂદાર.
સેઠ મેરવાનજી ફરાંમજી પાંડે અક્કલમંદ,
પંચાતના ટરશટીઓ મરતબે બુલંદ.
ગ્યા, એ પાંચોં શખસો ગવરનરની પાસ,
દેખતા તેને કરી સલામો ખાસ.
કેહેયું તેને વોગતવારે દુઃખનુ બયાન,
કે "પુગાડયાછે બદાએ અમોને જીયાન.
અપવિતર કરયાછે ધર્મના મકાન,
જબરીથી લુંટયાછે ઘરને દુકાન.
સોટાના મારથી દીધુંચ જબરૂ નુકસાન
ગયાછે એકબેના પ્યારા પણ જાન,
તોપણ હજુસુધી સિધિ ને મુસલમાન,
સાબેત છે કરવા હજી રમખાન.
તેઓના બુરા કામને તોડવાખાતર,
નથીદીસતી પોલીશ ઝાજી બાધર.
ગર હતે તો નખમતે કણુ સતમ,
નથાતે દીન ધર્મના કામો ભસમ.
માટે આપ તું હમને લશકરી મદત,
કે ગંઢીલો ફિસાદ નરમપડે તુરત.

ગર તેથી નકરશો હમારી યારી,
તો કદાચ થાશે હમારી ખુવારી."
સાંભલી હાકમે ગમગોસારોની વાત,
ગુસ્સામંદ થયો છોડી નીરાત.
સમજમાં દીસી તે ગોફ્તેગો ખામ,
બોલ્યો તે આમુજબના કલામ.
"હું બોલાવી શકતોનથી શેહેરમાં લશકર,
જયાંસુધી હું સાંભલુનહીં એવીખબર
કે પોલીશ નથી પુરતી બાધર
ફાવવા લુટ કરનારાઓ ઉપર.
અને દાબી નાખવા (આગાલુ) ફસાદ,
દુ:ખ પાંમનારાઓને કરવા આજાદ.
ઠડો લેવોજોઇયે તમારી જાતના જમાવ
એ, કરવા લુટારૂઓથી પોતાનો બચાવ
સરકારપરજ નરાખી સદંતરા આસ
ઇંગલંડમાં બનેછે, તેમબનવું ફાજદારખાસ.
શું તેઓ નબલાછે કરવા પોતાનોબચાવ
કે જુયછે પોતાપર બુરો બનાવ?"
સાંભલી આવીરીતના સખુનનો તંગ
સેઠીઆઓ થયા અજબ ને દંગ
તુરતજ ઘરભાણી ધરી રાહ,
બોલી મુખથી યજદાં — પનાહ

ફેલાઈ તે વાત બધે ઘેરઘેર,
કે સરકારની નથી આપાણાપર મેહેર
ફોજથી નથી કરતો આપણે મદત,
ત્યારતો ધરવીપડશે આપણે હિંમત.
બચાવમાટે થાઈશું દુશમનની રૂબરૂ,
પછી જે બનવાનુહશે તે બનશે ખરૂ.
એવું ધારી ઘેરમાં ઉભા હુસીયાર,
દાદારપર રાખી સંધો આધાર.
કે હશે જેવીરીતનો તેનો હોકમ,
તેમાં નથાશે કાંઈ જીયાદા યા કમ.
જોઇય કે કેવું ફ્રેચ ગેરદેશનું ચક્કર,
કોણે ખવાડેચ તેમાં બુરી છક્કર.
લાચારીએ થાઈશું આપણે જમાવ,
ફકત કરવા દીનધર્મનો બચાવ.

તા૦ ૧૫ મી અને આતવારને દીને
શુનાપોર આગલ ઊઠેલું ભયંકાર
તેમજછેલ્લુ હુલડ જેમાં બદમાસોના
ફીસાદનો અંત આવ્યો તથા પોલી
શના હાથપર તેમનું સપરાઈજવું

નુરમલછે ગદલુછે આકબુદી આકાસ,
નરમછે ગરમછે તાપ ને પ્રકાશ.

મિઠાશછે મેહેરછે કડવાસ ને સ્વાદ
રંજછે ગંજછે, નીષફુલતા ને મુરાદ.
તેની ચાલની નથી કોઇને ખબર,
જે ચખાડેછે ચરખામાં સઉને ચોક્કર.
ગંજગોહર આપી કરેછે નાચાર,
ભલી મોટાઈ આપી કરેછે ગમખાર.
ખફા થઈપાડેછે સઉપર જફા,
ભરાવેછે તવારીખના કાલા સફા.
ભલો તેમજ બુરો દેખાડેછે બનાવ,
ભરેછે પાણીથી કુવા ને વાવ.
છે જેટલી વલેલી તેની કમાન,
તેટલાછે તેમાં પાખન ને જીયાન.
રૂઠી નેકદીનના જરથોસ્તીઓ પર—
જુવેછે ડોળા કકરાવી જોશભર.
આગલા બેદિની જબરી ખુવારી,
જોઈ કરતુંનથી તેઓની યારી.
પણ હજુ પાંથરેછે દુષ્ત સંકત,
બોલી સીહાદિલની સીહા કપત.
તેમ કરી, કરેચ ભલી ચાહાને તરક,
પાડેછે કલેજે તારક ને થંડક.
માદરથી તવલુદ થતા રોશન સહુવાર—
એ, બતાવ્યો પોતાનો દેખાવ ગમખાર.

દખાડી એવી પોતાના રૂપર નિશાણુ,
કે થાશે આજ ભારી તોફાન નુકસાન.
રૂદન કરતીરહી પોતે તેટલા ખાતર,
કે થપકો રેહેશે મારા નામના ઉપર.
પણ તેને બળકથી થતા જવાન,
સંભલ્યા ફેતનાના કારી ગુગાન.
હતો તા૦ ૧૫ મીનો રોજ આતવાર,
દખાડી કીનાને સેવતની પાર.
ફેસાદીઓએ સોધ્યો એકનવો બુટતો,
જેમાં નધ્યાન તેઓનો દોર તુટો.
થયાહતા બે મુસલમાનના મરણ,
ઉઠયા કરવા તેઓ, તેમને દફન.
પણ હતી તેઓની નીષતા ખોટી,
હતી દિલમાં ઉમેદ લુટની મોટી.
તેમની પાયદસ્તે ચાલયા પાંશો જવાન,
આરબ સિધી કુકની ને મુસલમાન.
રાખી મજબુત સાથ લાકડી સોટા,
પાયદસ્તના દોલમાં હતા ખોટતા.
છુપાવ્યાહતા તેમને જલ્ભા અંદર,
હો – હુ કરતા ચાલયા રસ્તા ઉપર.
ફકત તેનીસાથ હતા સીપાઇ બાર,
સાથ હતા બે ત્રણ ગોરા સરદાર.

પાયદસ્ત આવી ભુલેશ્વરની પાસ,
ચાલ્યો ત્યાં હા – હુ આસપાસ.
ત્યાંથી જાતોતો એકપારસી જવાન,
તુંટીપડયા તેપર કેટલાક મુસલમાન.
તેને ઠોકવાલાગા તેઓ એકદમ,
તેવોજ તે ભરી જદ્દ્રથી કદમ.
દેહેરામાં ભરાઈ લીધો આશરો,
કીધાં તેવો દેહેરાપર ધશારો.
તેવાજ પુજારીઓએ બંધકરયા દર,
આવતા અતકાવ્યા તેમને અંદર.
તેને મેલવવાની કરી ઘણી રિકઝિક,
પણ પુજારીઓએ તેને નઆપ્યો હરગીઝ.
ત્યાંથી નીકુલ થઈ આગલ ચાલ્યા,
ઘણુએક મુખથી બોલ્યા બકીયા.
હયાંથી માલમ પડયો તેમનો હસદ,
કે હતો તેમના મગજમાં કીનાનો કસદ.
તેખબરનો કાસદ ગયો પારસીઓને કાન,
કે આવેછે હાં બલા ને મોહોકાન.
ઈરાનપર ચઢી આવેછે અરજારપ,
મારવા જરથોસ્તી દીનપર તરાપ.
ખુશીછે પુર કીનાબાજ તુરાન,
કે આવશે હાથ રળીઆમનુ ઈરાન.

આણુ અફ્ઘાનીસ્તાનના બલાવોની ખબર,
નજાણી તેઓએ જીગર અંદર.
કે જેઓછે જંગલના ખુનખાર બબર,
દરીઆના ઉછલતા રાક્ષી મગર.
આફ્‌ત ને રંજમાંછે પુર હીંમતવાન,
કેવાંની લોહીથીછે સુરા પેહેલવાન.
જંગને જેહેમતમાંછે ખરા બાધર,
બુજેછે ધર્મ ને દુઃખીઆરાઓની કદર.
જરમાંછે પુર ને મનસે ચલાક,
પાપીઓના હઇદાને કરેચ ચાકચાક.
પોહોંચતા ચોતરફ તે બલાની વાત,
જાગીઓ પાછો સુતેલો ગભરાટ.
બંધબસ્ત સઉએ કરયા બારણા બારી,
શું લાકડાની કે લોખંડની જારી.
નજોઈ પોલીશ યા લશકરી મદત,
પારસીઓએ પકડી પોતેજ હિંમત.
વલી યાદ કરી હાકેમના તે સખુન,
પોતાના બચાવનું ધરયું ઝનુન.
મુખપર લેઈ દાવરે દાદગરનુ નામ,
નીશ્ચે કરયો જાલવા ધર્મના ઠામ.
મયાનપર તંગ કરી કયાંની કમ્મર,
હુસ્યારીથી ઉભા જાઈ ઓટલાઉપર.

કબરસ્તાન પાસ આવી પાયદસ્ત,
આવ્યો આફતનો વખત બરગસ્ત.
ભુમીદા કરી તે બંન્ને લાશ,
દિસતા જંગના ચિન્હો ને ખવાસ.
આમનસામન ફેંકાયા સંગીન સંગ,
સરૂથઇ તે બાંહાને ખુનરેજી ને જંગ.
કેટલાકનુ ચોકસ કેહેવુંછે આમ,
કે વેરીઓએ સરૂકરયું જંગનું કામ.
કે પેહેલા તેઓએ મોટા પથર,
ફેંકયા પારસીઓના ઘરો ઉપર.
વળી કોઇકોઈ કેહેચકે પારસી ભાઇ,
એ, શરૂ કરીથી પ્રથમ લડાઈ.
માટે ખરૂં ખોટું શાહેબ જાણે,
ખોટો જુઠો દોષ જોસી તાણે.
બદમાસો ધસ્યા વસ્તી અંદર.
કરવા માલ મત્તાને જોરોજબર,
જોઇ તેમની તે જાલેમ લડાઈ,
હામભીરી કરવા પારસીઓએ હરીફાઇ.
ઉઠાવયા એવા પોકારો બુલંદ,
કે આકાશના કાંનબી થઇગ્યા બંધ.
આમન સામન ચાલી મારા મારી,
કોઇપર પડતા લાકડીને સોટા ભારી.

ગાએલ થયા હાથ પગો ને સર,
ફાતો કોઇનો સીનો ને સદર.
ચાલી સંધી બુમાબુમ ને ધરપકર,
ગાજીઓ બનયા જાણે વાગને બબર.
ધભાધપ નીકલતા કુંદાના આવાજ,
જાણે ઉથતોહોય ભારી ગગનમાં ગાજ.
પથરા વરસીયા જાણેકે બારાન,
જાન માલને કરતા જબરૂ નુકસાન.
લાકડી ને લોખંડના સોટા બુલંડ,
ઉછલતા જાણે તીરને કમંદ.
ઉતરતા મુખોપર રાતા પાણી,
માલ મીલકતને થાતી ભારે હાંણી.
કોઈ બોલતું અલ્લા ને કોઇ ખોદા,
અરે ઓ કરી પડતા જમીનપર થોડા.
કોઇનુ છુદાતું મસતક ને મુખ,
કોઈની તુંટી કમ્મર ને કુખ.
મારામારી ચાલી એવીતો સખ્ત,
કે નેગુનસર થયા ઘણાક બખ્ત.
કોઇકોઈ પતકાતું, પરતું, ખરતું,
કોઇકોઇ જારબેજાર અગનથી રરતું.
કેર્યાની બાળોના સોટા સંગીન—
બાહેર લાવતા વેરીઓના રગત રંગીન.

અરગસતેપણ આવ્યું તુરાન ઉપર,
શાદમંદી ફેલાઈ ઈરાન અંદર.
કેમકે આવ્યા પોલીશના પેહેલવાન,
જેથી થયા કેયાંનીઓ વધુ હિંમતવાન,
વેરીઓ બનયા જાનજીગરથી હેરાન,
જોઈ પોલીશની ધાર ને દબાન.
તોપણ ઝનુનથી લડયા કીધા,
પોલીશની દારથી જરાપણ નબીધા.
પોલીશના અમલ પર નધરયું ધ્યાન
તે દેખી થયા અમલદારો હેરાન.
ખેંચી મયાનથી પીસતોલ તરવાર,
ચલાવ્યા બદોપર તેઓથી માર.
કરયા કેટલાકોપર જખમો કારી,
પારસીઓ પણ કરતા પોલીશને યારી.
બાંધવા, પકડવા, થયા સામેલ,
જોકે તેઓહતા જખમી ને ગાએલ.
કુલે પારસીઓહતા રંજથી બેજાર,
આફત ને પીડાથી હતા ગમખાર.
બિધેલા લોકો, ઉભા રેહી કરતા ગરબર,
જાણાવતા મદદનિશોને દુઃખની ખબર.
લગાડવા તેવેલા તેમના દુઃખપર દામ,
મી૦ સુટર બોલ્યો ગુસ્સામાં આમ.

"જોયાનતછે તેઓ પારસીઓ ઉપર,
કે શરૂ કરી તમોએ આએ ગરબર.
મુશલમાંનો હતા તદન સમાધાન,
પણ તમોએ ઉઠાડ્યું આ ગુલબાન."
તે સાંભલી મી૦ બેરાંમજી રેજીસતરાર,
બોલ્યો કે એ હમારા મદદગાર.
આએ ઉઠેલા રમખાનને દરમ્યાન
"થયોછે હમારો એકપારસી બેજાન,"
તેવોજ મી૦ સુટર બોલ્યો સઉ,
ને, કે "હું તેથી ખુસીછે બહુબહુ.
ચાહાયુચ્યં કે થાય કુલે પારસીઓ બેજાન.
કે તેઓએ કરયુ સઘલું આ રમખાન,
ગવરનરને કેહેવશ હું તમારી ચાલ,
કે હાથ ઉઠાવે કરવા તમારી સંભાલ.
હું ઉઠાવી જવશ પોલીશનુ લશકર,"
તે સાંભલી પડી સઉકોઇને ફ્કર.
વધુ થયા દુઃખ્યારા તેથી ગમગોશ,
ઉડીગ્યો તેમના તન મનથી હોશ.
મી૦ નાનાભાઈ રાનીના નામનો એકનર,
મુરડાલ દિલનો પણ બોલવે બાધર.
બોલયો હીંમતના સખુંનો થોડાક,
"સાહેબ એછે પારસીઓપર જબરો દાગ."

તે, સાંભળી થઈ ઘણો ગુસ્સેગાર,
બોલ્યો "તું કોણછે એ બેયાનતગાર,
સવાર, એને પકડ એકદમ" ?
એમબોલી આગલ કરી ઘોડાના કદમ.
ઉઠાવી પોતાનો સોટો જબર,
મારવા ઇચ્છયું તેના ઉપર.
પણ તેમ નકરતાં પાછો ફરયો,
મસ્તી કરનારાઓને વીખરવા લાગ્યો.
આવીલાગી રીજમીત ને ઘોડેસ્વાર,
મી૦ પેડર ને બીજા અમલદાર.
તેઓબી કરતા તનમનથી મેહેનત,
પોલીશ ને દુઃખીઓને આપતા મદત.
મુખ્ય ફસાદીઓને પકડયા જટપટ,
મોકલ્યા તેઓને ચોકીમાં તુરત,
વીખરાઈગ્યા તેજોઇ કુલે કીનાખ્ખાર,
પાંમી જબરદસ્ત છક્કર ને હાર.
હારીગયું જેથી કાલુ આરબસ્તાન,
ફતેહમંદ રેહેયું નાધલું ઇરાન.
થયાતા જેકોઇ ગાએલ સખ્ત,
નીકલતા જેમાંથી નવધાર રગત.
તેઓને ઉંચકી ગાડીમાં બેસાડયા,
જત તાંહાંથી ઇસપીતાલમાં લેઇગયા.

રાખી આતશકદહેઓપર પોહોરા ચોકી,
ઉભા લશકરો મોહોલાઓ રોકી.
કેટલેવારે થયું તમામ સાંત,
ઘરેઘર ચાલતી તેવિષેજ વાત.
સઉ ભયથી પોતાના ઘરમાં બેઠા,
જુલમાતનો હેવાલ એકબીજાને કેહેતાં.
દીસતા રસતાઓ તમામ ઉજર,
હતા રાતા દગલાવાલાઓ મગર,

---

જંગબાજીના ને ખુનરેજીના હીગામ—
માં, થાયછે ઘણી ગફલત ને ખામ.
સબબ કે જેપર હોયછે જંગનો આધાર,
થાયછે તે રંજથી જ્યારે બેજાર.
ત્યારે તે નજેવી જેવી બાબદ ઉપર,
થાયછે પોતે બહુજ ગુસ્સાભર.
કેમકે નથીરેહેતું તેનુ પુરતું ધ્યાન,
ચાલતી મારફારને જંગને દરમ્યાન.
તેવેલા નછેરવો તેને જરા લગાર,
પણ ઓર સંભાળીલેવો તેનો વિચાર.
તેમ મી૦ સુટર હશે રંજથી બેજાર,
તે વેલા જણાવ્યો દુઃખીઓએ પોકાર.

તે પોકાર કરવો હતો નલાયક,
કે તે એખલો કરે તજવીજ કેટલીએક ?
આવ્યું હોય તેના મગજમાં ઝનુન,
તેવખતે બોલ્યોહોય કાંઈ ઉલટા સખુન.
તો તે ઘટારતછે કરવા દરગુજર,
કે ખાલી નથી ઈનસાન ભુલ વગર,
જો નહતે ભુલચુક કોઈનેખો હાથ.
તો તે ઉઠાવતે પવનસેખી ખાઠ
પોતે પણ હશે તે વિષે દલગીર,
કે ભુલમાં ખતાવી પોતાંની ચીર.

---

અમલદારને પણ લાયકછે આમ,
કે ચીર છતાંખી નથવું બેફામ.
કેમકે તેને જોઇ હલકા સીપાઇ,
વાંકા બોલજો બોલી, ખતાવે તુનદાઈ.
ત્યારે તો થાય સઉની આબરૂ ફના,
ચાલે સઉને એવી પોલીશ વના.

---

લાગો પારસીના ડોલાને દાગ,
જેમ આગે વેરાન થાય રળીઆમનો બાગ.
પણ તે સઘલી બાબદ ગઇ ગુજરી,
મોટા મનથી જવું જોઇય વીશારી.

થાયચ જ્યારે મોટા કામમાં ગુમસાન,
ત્યારેજ એકવાર ચુકેછે ગુની ઇનસાન.
તેવી તેની થયલી એકવારની ચુક,
કરવીછે મનમાંથી એકદમ નાબુદ.

---

શાબાશીછે તેઓને, જેઓએ કરી મેહેનત,
ખેંચી હુલડ બેશાડવા, રંજો જેહેમત.
જખમીઓની માવજત, દુ:ખીઓને મદત—
કરવા ચાલવી, સઘલી રીતની લડત.
જીવજો સદા તેવા, બલવંત શાખસો,
જીંદગીના વર્ષમાં, શો ને બસો.
સલામત રેહેજો, તમારા પાંચો હથિયાર,
મેહેર ભરેલો રેહેજો, તમોપર દાતાર.

આતવારને દાહાડે કોટમો ફેલાયલો ગભરાત, જેથી એક બે મુસલમાંનોએ ભુલમાં મારખાધો.

સાંભલી શુનાપોરની ભયભરેલી વાત,
ચાલ્યો કોટમાં અતીઅંત ગભરાટ

ખેંચાયું તેવાતપર લોકોનુ ધયાન,
કે તતપર છે હયાં ઉઠવા રમખાન.
ઉભા સઉપોતાના બચાવમાં મજબુત,
પકડી હાથમાં સોટા સાબુત.
જાણી સઉકોઈ બદમાસોની ધારણા,
બંધ કરયા દુકાન ને ઘરના બારણા
લોકોથી ખીચોખીચ ભરાયા રસતા,
લડતનાખાંઓ તેમાં સામેલ હતા.
કોઈ હયાં ને કોઈ ત્યાં દોડવાલાગ્યા,
કોઇકેઇતો નાશભાગ કરવામંડયા.
કોઇતો કરતું ખોટટી ને મોટી બરાઈ,
જાણેકે કરવી હોય એકભારી લડાઇ.
હાથમાં હતા લાકડી ને સોટા સંગીન,
રાતા પીલા કે કાલા રંગીન.
તેટલામાં એકાએક બે ત્રણ મુસલમાન,
પસારથયા ત્યાંથી તેઓ દરમ્યાન.
પણ કેટલાક અંગડ ને કીનખાહ–
એ, અતકાવી નાખી તેઓની રાહ.
તુંટીપડી તેઓપર ગીલ મિસાલ,
સોટાથી કરીયા તેમને હાલહવાલ.
મરચો તેઓને મરતાતોલ માર,
લેઈ પોતાના જાતભાઇનો ખાર.

વલી લગાવી કોનસતેબલને સોટો,
પડયો તેના માથામાં ચીરો મોટો.
સાંભલી, જોઇ તે બેહુંદું કામ,
ગમગીન થઇગયા પારસીઓ તમામ.
માફ માગી કરવા તે દરગુજર,
બુજી જાત પ્રજાતની ભલી કદર.
પોતાના લોકમાં હલકારો ફેરવી,—
મના કીધા કરવા કશી પેરવી.
કે જેકોઈ કરશે અનઘટતો સતમ,
તો રેહેશે તેનેસર જવાબનો જોખમ.
નલેવી સત્તા ખુદ આપણા હાથમાં,
પણ રેહેવુ સલુકથી ઈનસાફની ફાંતમાં.
પડશેજો સરકારને તેવાતની ખબર,
તો બેધરક મોકલશે તુરંગ અંદર.
એવીબીજી રીતની આપી ધાસ્તી,
તે સાંભલી સાંત બેઠી બધી વસ્તી.
આતલુ બંન્નુ ખમી શેહેરમાં બદનામ,—
નાલાયકછે, થવું ખોઈ ટોલાનુ નામ.
આપણી નથી એવી કફારી ચાલ,
કે રાહેદારીનો કરવો બુરોબદ હાલ.
કોઈ વાટેમાર્ગુને નાહેક છેરવો,
બીજાનો ગુનહા તેપર ખેંચવો.

એ, ચાલછે ખરીજ ધક્કારવા જોગ,
કે અસીલો નકરે એવો સંજોગ.
ગરજો ચવરતા હોય તમારા હાથ,
તો અફારો તેને પથરની સાથ
પણ એવી બતાવા ચીખાવલી ચાલ,
રાખજો ખુબ હવે પછી સંભાલ.
હા, જો કોઈ થાય તમારી સાંમે,
તો ઘસડાવો તેને પોલીશના ઠામે.
કે કરે ન્યાયધીશ તેનો ઈનસાફ,
કરે રાજા સાંભલી તમારી ફર્યાદ.
નોકરશો એવો હુમલો કોઇના ઉપર,
કે નઆવો સરકારની ચુંગાલ અંદર.

તોફાનનો મામલો વધીપડવાથી નેક
નામ ગવરનર સાહેબે તાર કરી પુને
થી લશકરી મદદ મંગાવી.

થઇ જયાંરે ખુનરેજી તમામ,—
ત્યાંરે ગવરનરની આંખ ઉગરી,
કે હવે પડયુંછે લશકરનુ કામ,
તેવુંધારી એક મીટીંગ ભરી.

સામેલહતા તેમાં "કાનસલરો" બેચાર,
કરવાબેઠા ધીરજથી તેપર વિચાર.
કે પોલીશની ફોજછે ઘણી કંમતર,—
સાથે સુસ્ત થઇગ્ય તેની જરફ,
દીન ને રાત બાંધતાં કમ્મર,
ને ફેસાદ છે ચાલું ચોતરફ.

માટે કરવા પોલીશને મદત,
પડીછે હાલમાં લશકરની અગત.
માટે કરીય પુને એકદમ ખબર,—
કે આવે પેદલ ને ઘોડે સ્વાર.
નરમ પડે જેથી શેહેરની ગરબર
પોલીશને મલે તેમનો આધાર

થયા તે વિચારપર સઉ એકમત.
તાર કરયો તેમને બોલાવવા તરત.
પુગાડયો ત્યાં કમાનદરને તાર,—
તેવુંજ એક પચરશીયુ લશકર,
સાથ ગીશ ફરનારા ઘોડેસવાર,
તૈયારકરી બેસાડયા ગાડીઅંદર,

મોકલયા તેમને મુંબાઈ તતકાલ,
આવ્યા થતા સઉકોઈ ખુશહાલ.
આવી કરી મેદાનમાં છાવની,—
ઉભા રાખ્યા તેમને ચારેબાજુ
સોબસામ કરવા નેગાહ ઘણી,
દોડતા, ઉઠતુ જયાં તોફાન તાજુ.

આપતા જાઈ મારવાની દેહસ્ત,
જે જોઈ થાતા ફેસાદીઓ અશકત.

કિલ્લામાંથી ઉતારી બેતાપો માટી,—
લાવી મેલી મેદાનમાં તુરત,
ફોડી તેમને એક બેવાર ઓટટી,
આપવા ધીરજ તેમજ દેહસત.
તેફુટવાથી થયા લુટારૂઓ ગમગોશ,
પણ દુઃખીઓ સાંભલી પાંમયા સંતોષ.
કે હવે રેહેવું આપણે નચીત,—
આપીછે શેહેરમાં ફોજની મદત
ફસાદીઓને જેર કરશે ખચીત,
ને તોડશે તેઓની બુરી હીંમત.
એવુંધારી સઉ આનંદ પાંમ્યા,
સરકારના ઉપાય સઉને ગમ્યા.
તે લશકરની ગીશ જોતાજ વાર,—
થયા કરરો ઘણા લાઘલાજ,
પડી પોતાના જીગરમાં ફાર,
જો તેંતું કરશુતો મરશુ આજ.
તોપણ આપતા લશકરને મેહેનત,
દોડાવ્યાતા તેઓને વખતે વખત.
બાકી એ પછી બીજુ હુલડ,—
નથયુંતું કાંઇબી જાનવા જોગ,
પણ થઇતી બાલી થોડીજ ગડબડ
નથયો હતો ધરપકરનો સંજોગ.
બે માસ તુલીગ ચોકી કરી,
પુને બાતે તે ફોજ પાછી ફરી
જો હતે પ્રથમથીજ હયાં લશકર,—
તો નથાતે શુનાપોરનુ હુલડ,
તેમજ બધી પોલીશબી રેહેતે બાઘર
તો નથાતે સુલ્લેમાં કસી ખલ્લ.

નહી થતે કોઇબીપર દસ્તદરાજી,
નથાતે માલમત્તા લુટી રાજી.
નપડતે કોઇને આજી મેહેનત,—
સત્તાવાલાઓને નલાગતે નરશ,
જો ઉપાય લીધાહતે ચાંપતા તુરત,
તો કામ બનતે સઉથી સરસ.
નમલતે કોઇનેબી રાજ્યથી થપકો,
રેહેતે જીયાદા દોર ને ભભકો.
આવા કામમાં નહતી હાકિમની ભુલ,—
પણ માની દારપાંખરાના વિચાર,
કચડી પગવડે કિરતનુ ગુલ,
પોતે થયો પાછલથી ગમખાર.
પણ તેને ગમી થવાનુ કારણ નથી,
બનારછે તે કબ્રુ નીથનાર નથી.

હાજી અમદની પાયદસ્ત, તથા
બીજુ મોડું હાબલ ઊઠવાની
હીલચાલ તથા તેનુ નરમ પડવું.

જુવો ભાઇઓ આ જમાનાની ચાલ,
કે કોઇને મારી ને કોઇની સંભાલ.
કરેચ, કોઇના અરતબો છીનવી કંગાલ,
તો બીજાને કરેછે ઇજ્જતમાં નેહાલ.

મુનાપોરની સખત જંગને મયાન,
ગાએલ થયોહતો, એકપીર ને નાતવાન.
હતું તેનુ નામ હાજી અમદ,
દુન્યામાં નજાણીતો મુસલમીન મરદ.
લેઇ તેને "સર" વાલી ઈરિપીતાલમાં—
આપ્યો તેને ડાકટરની સંભાલમાં.
પણ તે તો ત્યાં પાંમ્યો મરણ,
તે સાંભલી ચડ્યા ફતનેખોરો સરહણ.
કરવા ધારી તેઓને જંગ ખુનખાર,
મારવાલાગા પુર ઝનુનથી પોકાર.
થયા જમાવ કાંઈ બેચાર હજાર,
પાયદસ્તને ખાંને કરવા મારફાર.
થઇ તેવાતની મી૦ સુટરને જાણ,
કે તેઓ કરનારછે આજ રંમખાન
જેથી કરી સુલ્લે જાલવાનો વિચાર,
લખ્યું આમ- ડાકટરને અધરત્યાર.
કે નઆપવી કોઇનેબી એ લાશ,
જાંહાં તુલીક મલે મારો હુકમ ખાસ.
બ્રીગેડીઅર જીલપર મોકલ્યો પેગામ,
કે આજ થનારછે ખુનામરકીનુ કામ.
માટે તું ઉતાવલે લશકરી મદત,
આપ, કે પડે મસતાંનનો દપત.

મી૦ સુટરનો પેગામ વાંચતાંને વાર,
તૈયાર કરયા પેદલ ને ઘોડેસ્વાર.
મોકલ્યા તેમને તેજગ્યે સેતાબ,
પછી વાલ્યો મી૦ સુટરને જવાબ.
કે તારા ફરમાન મુજબ સર્વે તૈયારી,
કરી, આપીચ ફોજને ઘટતી અખત્યારી.
મલ્યો જયારે મી૦ સુટર ને પેગામ,
નખાવી પોતે ઘોડાપર જીનને લગામ.
થયો પોતે તે ઘોડાપર સવાર,
સાથે રાખયા કોનસતેબ ને અસવાર.
પછી ડાકટરને લખીજણાવ્યું તતકાલે,
કે કરે લાશને તેના સગાને હવાલે.
મલતાજ તે હોકમ આપો તે લાશ,
ફરીવલ્યા તે ઉચકવા હજારો આશપાસ.
કરી તેવેળા ખુબ શોહોર ને બકાર,
કાઢી તેલાશને ઇસ્પીતાલમાંથી બાહાર.
તે વખતે હતો બારપર એકનો સુમાર,
પાયદસ્ત સાથ ચાલ્યા સઉ હારકતાર.
પ્રથમ હરોલમાં પોલીશના સીપાઈ,
તેઓસાથ હતા એકબે અંગ્રેજ ભાઈ.
આજુબાજુ ચાલતા લશકરી સવાર,
વચમાં ચાલતું પેદલ બીસ્યાર.

ડિપ્યુતી તેમજ વડો કમીશનર,
આગલપાછલ દોડતા રસ્તા ઉપર.
એવો હતો તે પાયદસ્તનો ઠાઠમાત,
કે તફસીલ લખવી છે લાંબી વાત.
અવલમાં ધરયો ભીંડીબજારનો રસ્તો,
જ્યાં એકઠા હતા હજારો મરતો.
જોડયા તેઓપણ સેતાબીથી સાથ,
કરતા હરખાંને નાની – મોટી વાત.
ત્યાંથી આવ્યા નલબજારપર છેક,
છે ત્યાં અલીઓમરની ગલી એક.
એ જગાપરછે તે મરનારનુ રેઠાન,
ત્યાં પાયદસ્તને ઉતારી ખાંધથી હેઠાન.
તેપર તેના ખેસીઓએ કરી કરીયા.
તેઓ તેના મોહોતપર ઘણા રડયા.
ત્યારબાદ ઉથાવયો કુચનો અશબાબ,
આવ્યા ભુલેશ્વરની પાસે સેતાબ.
ત્યાંથી પેઠા એક ગલીની અંદર
તેવીજ કરી અમલદારોએ બધે નજર
સબબકે હયાંછે પારસીઓના મુકામ,
તેઓની વચ્ચેછે દાદીસેઠનુ આતશબેહરાંમ.
તે ગલીમાં સરગસ પેસતાંને વાર,
પારસીઓને ચેતાવવા દોરયા સવાર.

પણ દીઠા સંધા બારીબારણા બંધ,
તે જોઈ, જાણ્યું કે નઉઠશે બંદ.
ફેસાદીઆઓ ચાલી જાશે ખામોશ.
નપરશે તજદી કે નબતાવશે જોશ.
ગર આ વાંચો તમો વાંચનાર ભાઈ,
કે તેઓનેતો કરવી હરબાંને લડાઈ.
તે કેમ કરી ચાલ્યા જાય ખામોશ,
મેલ્યો પારસીઓપર એક નકામો દોષ.
તે એકે એક મુસલમાનની નજર,
પડી એક પારસીના બુલંદ ઘરપર.
જાણે ખરેખર જોયોહોય તેમીસાલ,
બુમપાડી ઉઠયો તે કુરગો કંગાલ.
કે મેં દીઠો એક પારસીનો કર,
નાખ્યો તેને આ લાશપર પથર.
સાથ તે ધીક્કારથી તેપર થુકયો,
ગાલ ગલોચ ને બુરૂ બોલ્યો.
એવી મતલબનુ તે પોકારી લંબાન,
બોતાંન મેલી ઉઠાવ્યું ગુલબાન.
તેવી ચાલું થઈ હા હુ ને હો હા,
કુડવાને નાચવા લાગ્યા કાકાસીહ.
બતાવી દરએક મહાબલની નિસાન,
પોકારતા કીનાના આવાજે નખ્યાન.

તે, સઘલા અમલદારો દેખતાને વાર,
ધરી જત હાથમાં નાગી તરવાર.
પોકાર મારી કરતા તેમને ચુપ,
"સુટ" કરવાની આપતા ધાસતીબી ખુબ.
પકરતા તેમની દગે દગે પુઠ,
ને કેહેતા તું મલોક બોલતે જુઠ.
આવીરીતના આએ હીગામને સર,
જો નહતે સાથે ભારી લશકર.
તો બેશક કરતે કુલેઘરો ખરાબ,
લુટફાટ કરતે મન ભાવતી સેતાબ.
આગલા દાહાડાની ખુબ કેશરીનો ખાર,
આ વખતે લેતે કાંઇક બીશુમાર.
કરતે આતશબેહરામને જરૂર અવાવ,
કે ત્યાંજ બાકીહતો તેઓનો દાવ.
પણ જહાં હોય એલાઇનીજ નેગાહ,
તાંહાં કેમ ફાવે બુરા બદખાહ.
પછી જેમતેમ કરતા ચાલ્યા આગલ,
કુડતા, નાચતા, ને કરતા ધાધલ.
તેમ કરતાં આવ્યા કબરસ્તાનની પાસ,
લેઇગયા તેમાં તે ગુજરેલી લાશ.
ચાલી તેપર દીન ધર્મની કીરયા,
તારબાદ સઉ તાંહાંથી પાછા ફરયા.

પછી અમલદારોએ તેમને વીખરીનાખ્યા,
જુદી જુદી ગલીઓમાં વેહેચીનાખ્યા.
આરીતે થયો આ હીંગામ ખતમ,
જેમાં હતો પુર કીનો ને સતમ.

શેહેર આફતમાં આવી પડયું તેવે
ળા ગવરમેનત હાઊશમાં
થયેલો "બાલ"!

શેહેરમાં ચોતરફ તોફાન,
સાથ ચાલતું ભારી જીયાન.
લુટયાતા કિંમતદાર સામાન,
ગયાહતા પીઆરા પરાણ.
જગેજગ પારસીઓ હેરાન,
થયાહતા, ઘરબારો વેરાન.
ફુતાહતા આફતના બાન,
થતાહતા દેહેસ્તનાક ગુગાન.
અવાવ થયાહતાધર્મી મકાન,
થયાહતા બેચાર બેજાન.
દુઃખીઓ દિસતાતા બેધ્યાન,
થયાહતા લાચારને નાતવાન.

ખોયાહતા વસતરને દાન,
તજયાહતા આબને નાન.
ચકચુરહતા બિહીકમાં ધયાન,
કે રખેથાય ફરીથી તોફાન.
પકડી કોરગાઓ છુપાન,
કરે બીજાઓનો કચરઘાન.
નીરો શાહ એકદરદાન,
થઇ ઉધીરીતે બેધ્યાન.
રૂમને પોહોંચાડવા નુકસાન,
મેપલ્યું આગને દરમ્યાન.
ખેંચ્યા તંબુરાના તાન,
વાલી સારાશેહેરની મોકાન
તેમ આઆફતને દરમ્યાન,
ગવરમેનતના પરલને મકાન.
થયો એક"બાલ" સોભામાન,
જાણેહોય શેહેરમાં સમાધાન!
નજ્યાહોય કોઇનાબી પરાણ,
નરમહોય સઘલુ રમખાન.
એમ થવુંહતું નાપસંદ,
બોલેથ તેમ દરએકજન.
અફસોસ જેવુંછે એબેયાન
જાપુગાડય તેપર ધયાન

રયતલોક રેહે પરેસાન,
ને હાકેમ મોજમાં ગુમસાન
હાકમને લેવીજોઇય પિછાન,
બનીખુદ રૈયતનો ચુપાન.
પાસબાનીથી મેલવવું માન,
તેછે ખરેખરૂ ધતમાન.
તેમનુ દુ:ખસુખ એકસાન—
પર, આપવુંજોઇયછે ધેયાન.
રૈયતવડેછે સઘલુ ખાનપાન,
તો નથવાદેવી કબુબી હેરાન.

યુનીવરસિત કૉનવોકેશનના મેલાવડા માં નામદાર ગવરનરે તાબુત બંધ પાડવાને માટે કેહેલા સાખુંનો શાર.

સાંભલો સજ્જનનો આ નીચલું બયાન,
વાંચી આપજો તે ઉપર ધ્યાન.
કે બન્યોછે મુંબાઇમાં એવો બનાવ,
કોઇએ સપનામાંબી નસાંભલેલો ઠેરાવ.

કે આ સાલ થઈ હુલડ ને બંદ,
સઘલા ફરતાં તાબુતો થાશે બંધ.
છે એ તવારીખમાં નોધવા જોગ,
કે આવો નથીબનતો ફરી વિજોગ.
મુંબાઇ શેહેર નગરી ગુલજાર,
છે, વિધ્યા હુનરથી પુર મુલદાર.
સરસ્વતીનુ છે એક મોટું મંદિર,
શીખવાયછે તેમાં એલમની તદબિર.
થાયછે જયારે એક સાલ ખતમ,
બનેછે ત્યારે એક મેલાવડો ઉત્તમ.
થાયછે કુલે વિધ્યામંદો એકસાન,
સાથે ધંધાદારી પીર ને જવાન.
માહાતાબ ચેહેરેની બાનુઓ ગુલનાર,
હસ્તા રૂખના બાલકો રંગદાર.
સઉનેમાટે તે મેલાવડો જાહેર થાયચ,
કાનવોકેશંના નામથી તે ઓલખાયચ.
મલેછે જેમાં વિધ્યારથીઓને માન,
સનદઆપી બતાવેછે જ્ઞાનની પિછાન.
સતરમી તારીખને રોઝે બુધવાર—
એ, હતોતે કાનવોકેશનનો તેહેવાર.
જેમાં જમાથયાતા સેંકડો નરનાર,
હતો તેમની વચ્ચે ગવરનર નામદાર.

લીધી પોતાની પરમુખની ખુરસી,
કે કારકુને વાંચ્યો રિપોર્ત સુરસી.
વંચાઈ રેહયો ને થયો તમામ,
કે સરૂથયું સનદ આપવાનુ કામ.
સઉને ખુદ પોતાને હાથે ગવરનર,
શાબાશી સાથ આપતો માનપતર.
પુરૂથતાંજ સનદનુ આપવાનુ કામ,
ઉઠયો ખુરસીથી ગવરનર નેકનામ.
ફેરવ્યા ચોતરફ પોતાના નેન,
બોલ્યો પ્રથમ " લેડીને જનતલમેન "
કરી અવલમાં વિધ્યામંદોની તારીફ,
કે લીધીછે તમોએ મેહેનત બારીક.
માટે ઘતેચ તેમને માન ને શોભા,
આપેછે તે આ સઘલી સભ્ભા
ત્યાંરબાદ બોલ્યો તે આવા કલામ,
નહતી તેમાં કશી ગફલત કે ખામ.
"બન્યોછે આશેહેરમાં બુરો બનાવ,
કરયોછે જેથી એક પકકો ઠેરાવ.
પણ તે ઠેરાવ ફકત આજ વખત,
કે બંધરેહેશે મોહોરમનુ શરગસત".
આએ સખુંનો સાંભલતાંને વાર,
કાહાડયા સઉએ ખુશીના પોકાર.

લાગશે પુજારીઓને ઘણો અકારો,
પણ એવગર નથી બીજો ચારો.
પ્રમાણીકો આપશે એ ઠેરાવને યારી,
એવી દીલમાં રાખીછે નેમ ધારી.
નથીરાખી માત્ર એઉપાયપર આસ,
પણરાખીચ ફોજની ગોઠવન આસપાસ.
નથાશે જેથી કાંઇબી વધુ ફસાદ,
રાખજો દિલમાં તમો તે યાદ.
તારબાદ વેહેચાયા તોરા હાતોહાત,
ખુશીભરી થઇ સભ્ભા બરખાસત.
ગવરનરે લીધો જે ઘટતો મારગ,
તે વખાનવા જોગ ને હતો બરહક.
કે જો તેમ નથાતે તો કદાચ રમખાન,
અચબુચ વધુ થાતે તોફાન.

સરકારના હુકમથી મી૦સુટરે તાબુતો પંજાઓ ઇત્યાદિ બંધ રાખવામાટે કાહાડેલો ઢંઢેરો.

તે સાહાજે થયું, એક જાહેર નામુ દીશતું,
હતી જેપર મી૦ સુટરની મતું.

તેમાં લખ્યા હતા આરીતના વચન,—
કે "મોહોરમના તેહેવારપર તદન.
મુંબાઈ શેહેરની ગલીગુચી અંદર,
યા રાધારીઓના ઘોલી રસ્તા ઉપર.
તાબુત બનાવવા યાતો ફેરવવા,
કશીરીતના ઢોલ યા તાશા વજાડવા.
માટે નઆપવામાં આવશે લેશન,
ને રદછે આથી આપેલાબી તદન."
સંભલાયો તે ઢંઢેરાનો ચોતરફ ખખરાત,
પાંમ્યા તિરથકારો ભારી ગભરાટ.
ખુબ કરી અપશમાં ભારી ગડબડ,
બોલ્યા આશુંછે અંધેર ને બદ !
શુ સરકાર આપણો કદીમ રેવાજ ?
પોતાની આપખુદીથી કરેછે તારાજ.
એતોછે આપાણાપર જુલમ – જાસતી,
નથી એકામ કોઇબી રીતે રાસતી.
કરવાલાગા તે રદ કરાવાની જુકતી,
પણ ફાયદામંદ નથાઇ કોઇબી ચુકતી.
ગ્યા વકીલપાસ કેટલાક મારતેમીઆ.
સલ્લામાટે તરેહવાર ચુકતી રમીઆ.
પણ ભલા વકીલોએ દીધો ઉત્તર,
કે ઢંઢેરો છે, તેછે કાયદા મોતેબર.

માટે તમારે તેહુકમને નધ્યાન,
આપવું પડશે ખાખચીત માન.
થયા જ્યારે તાંહાંથી આશામાં ભંગ,
લેઇબેઠા તરેહવાર રીતના રંગ.
તે એક કરી ઉપરાશાપરી અરજી,
વીનવવા માંગી ગવરનરની મરજી.
પણ તાંહાંથી વલ્યા નાના જવાબ,
ત્યારે નીરોાશ થઇબેઠા સેતાબ.

મુસલમાનટોલાના કેટલાક આગેવાંનો
એ બેઉટોલામા મિત્રાચારીનો ગાઠ
બાંધવામાટે પોતાનામાં ભરેલી
એક ખાનગી સભા.

સઈદ દાહાડીવાલા કેહેછે કેહવત,
કે સલ્લા સંપજમાંછે સારૂજ શેવત.
જે કોઇહોય કરેલ ને ખરોજ દાનાવ,
તેજ કરીશકેછે સલ્લાનો નીભાવ.
પણ કપતી દગલબાજ ને મસ્તીખોર,
કરેછે, સલ્લાની મરવતની તોરછોર.

તેમ સલ્લાના સાથી ને સંપજ દાશ,
પાંમ્યા જાતભાઇથી ભારી અફસોસ.
જોઈ તેમની આડી રીતો ને ચાલ,
અતકાવ કરવાગુતાયા તેનો તતકાલ.
મુસલમાન ફેરકાના કેટલાક આગેવાંન
ઇચ્છયું કરવા, બેઉ કોમમાં સમાધાન.
એવું ચીતી ભરી એકખાંનગી સભ્ભા.
આમેજ થયા તેમાં સુલ્લેદારો બધા.
જાણીતા હતા તેમાં થોડાક નર,
પેહલો મહમદઅલ્લી રોગે અકાબર.
મંડલીમાં નહતો કશીવાતનો હેરફેર,
મી૦ રોગેએ લીધી પરમુખની "ચેર"
"ચેર" લેઈ બોલ્યો તે આવા સબદ,
કે આ બિરાદરો નેકખાંહ મરદ.
આપુણે આપણા જાતભાઇથી માકુલાગુંચ,
હું તેને ઘણુંજ અફસોસકારક ગણુચ.
માટે કરયચ એક વિચાર તમ હજુર,
કે થાય, જેથી જાતપ્રજાતનો વેરભાવ દુર.
તેમ કરવાને આપણી હાલ ફરજછે,
તેમાં તમો દાશતોની પુર ગરજછે.
આશાછે કે કરશો ભલો બંદોબસ્ત,
કે સેતાબ નરમ પડે સંધી હરખત.

થયો તાંહાં પછી એક ઠેરાવ પસાર,
કે "જાય મી० એમ. એલ. રોગે નામદાર.
મુનશી અલ્લી અકબર આબરૂદાર—
એઓ, નામદાર સર જમશેદજીની પાસ,
જણાવે સલ્લાના વિચારો ખાશ.
કે હમો સલ્લા કરવાછઇય તૈયાર,
માટે તમોપણ કરી તેવોજ વિચાર.
ભેગી કરો તમો તમારી જમાત,
ને જણાવો તાંહાં સુલ્લેની વાત."
પડયો સઉને તે ઠેરાવ મનપસંદ,
થયા તેથી રાજી કુલે અક્કલમંદ.
તારપછી થઇ સભા બરખાસ્ત,
મેલવી ગયા સઉ એકબીજાશે હાથ.

---

તારીખ ૧૬ મી ને શોમવાર,
એ, ફેલાયા મડલી મલવાના સમાચાર.
તેઓનુ દેપ્યુતેશન ઉપલા ઠેરાવ મુજબ,
દુરકરવા વેરને માઠો ગજબ.
ગયું તે સર જમશેદજીની હજુર,
પાંમ્યા સાહેબ સલામ એકબીજાથી પુર.

ઔર આફ્રીઅતના સવાલોપર સવાલ,
ચાલતા થયા અરસપરસ તતકાલ.
તે બાદ મી૦ રોગેએ શરૂકરી વાત,
કે બંન્ને ટોલાનો ચાલતો ગભરાટ.
જોઈ લાગોછે અમોને દીલમાં ડર,
કે રખેને ચાલે પાછી લડાઇ જબર.
ત ડરથી કરયોછે હમોએ ઠેરાવ એક,
કરવા તે વાતનો બંદોબસ્ત લાયક.
હમોએ બોલાવી અદના ને આલા—
ની, મીટીંગ કરવા તમોશે સલ્લા.
માટે તમો મિત્રાચારી કરવાને અરથે,
બોલાવો તમારા લોકની સભ્ભા અતરે.
પછી કરો તેમાં ભલીરીતનો કાનુન,
કે નબતાવે કોઇ સુલ્લેબાદ જનુન.
સાંભલી "સર" આવા સખુંનો સૈતાબ,
આપ્યો દિપ્યુતેશનને નરમાશથી જવાબ.
કે ઓ નેકખાહો સાહેબ મેહેરબાન,
તમો બોલ્યા તેપર આપ્યુંછે ધેઆન.
તમારી દીલાસોજી જોઇ છેઉંહું મગન,
તેમજ તમારા મિઠાને ખાલેશ વચન.
પ્રથમ નથી મારી કોમની તકસિર,
તો શું કામ આપુંહું તેમને તજદીર.

તમારા લોકોએ કરી પેહલી હરખ્ખત,
ત્યારે શું કામનીછે સલ્લાની અગત.
માટે કરો તમો મન એવિષે માફ,
એવી મતલબનો દીધો ઉતર સાફ.
સાંભલી સર થી એવી રીતના કલામ,
ગમી થઈ, ગયા ઘરે, કરી સલામ.



ગોશમાં જેહેર ભરવા બાએ ઉઠે
લી અફૂવા.

ચાલતો હતો બેહદ ગભરાટ,
દરએક પારસીઓના ઘેરેઘેર,
તેવામાં ફેલાઇ એક બુરી વાત,
કે ગોશમાં ભરચુંછે ખાતકીઓએ જેહેર
તે વાત સઉમાં થતાંજ પસાર,
કોઇએ નકરયું ખરીદ ગોશ,
તે ખરૂં હશે એમ કરી વિચાર,
મેલ્યો વેચનારાઓપર દોષ,
કે એ લોકો વેર લેવા ખાતર,
કરતા હશે તરેહવાર ઉપાય,

તેમ આ ઉપાય હોયબી મગર,
એમાં સક જેવું શું કેહેવાય.
એવા કરી કલપીત ખ્યાલ,
ફેંકીદીધું સંધુ લીધેલું ગોશ,
જમવા લાગ્યા ભાજી ને દાલ.
થઇ જીગર જાનથી ગમગોસ.
પોલીશને તેની ખબર પડતાંનેવાર,
મોકલ્યું થોડું ગોશ ડાકટરની પાસ,
જટ દોડાવી માણસો બે ચાર,
કરવા તેની રસાયનથી તપાસ.
લેઇગ્યા ગોશને ઇસપીતાલ અંદર,
રસાયનના અખતરાઓથી ખાસ,
ગુતાયો એક ચાલાક ડાકટર,
કરવા તે ગોશની તપાસ.
તપાસ કરી તેને ઘણીએક વાર,
કરી તેની ખુબ બારીકીથી ફેર,
પછી જણાવ્યો પોતાનો વિચાર.
કે નથી એમ મુદલ જેહેર.
લખ્યો સત્તાવાલાઓને તે વિચાર,
કે નથી એમાં કસુબી જેહેર,
એતોછે લોકોનો ખાલી પોકાર,
ગોશમાં નથી કશીવાતનોબી ફેર.

તે સાંભલીને બિધેલા લોક,
પાંમ્યા ધીરજ ને સંતોષ,
છોડી દઇ પોતાનો સોક,
ખાવાલાગ્યા બેધરક ગોશ

ઓનરએબલ નારાયણ વાસુદેવ તથા
ડાકટર બલેનીએ બેઉ ટોલામાં
સલ્લા કરાવવા માટે કરેલી મેહેનત
તથા તે વતરોગે બીજી બીના.

ખુદરતનું કામ તે ખુદરત કરેચ,
ઇનસાન જે ધારેચ તે વેરથ ઠરેચ.
ઈનસાનની ધારણા જેમ ઉડતો પવન,
જે પકરેચ એક પલમાં હજારો વલન.
તે વલનમાં કરેચ કબુતો તારાજ,
યાતો ફતેહ મંદીમાં પુર સરફરાજ.
જાહેર થયો સરકારી ઢંઢેરો ને હોકમ,
તાજીઆં ને તાબુત બંધરેહેશે એકદમ.
તે સાંભલ્યા ને વાંચ્યા ને થયા અજબ,
પુજારીઓએ જોયોકે આ છે ગજબ.

કે આપણો સેંકડો વર્ષનો રેવાજ,
ગુમ થાયછે આપણા હાથમાંથી આજ.
જેની ઉઠીચ બદનમાં આગને અગન,
માટે કરવી કોઈબી રીતની વેતરન.
તે એકે કરવી સલ્લા સંપજ,
તે જોઇ ધરે સત્તાવાલાઓ સમજ.
તો કદાચ ફેરવી પોતાનુ હોકમનામુ,
છાપે તાબુત ફેરવવાનુ જાહેરનામુ.
કરીયો તેનો પોત પોતામાં વિચાર,
રાજીથયા કરવા તે વિષે કોલકરાર.
ઠડયા તે માટે બે નામીચા નર,
ઓનરએબલ નારાયાણને બલેની ડાકટર.
એ લોકોને તેમ કરવા કોણે નેમ્યા?
કોણનાથી તેઓ સલ્લેદાર ઠડયા?
મલીચ સૈંજસાજ ખબર કાંઇ આમ,
કે હતું સરકારને તેઓનુ તે કામ.
તે વિષે હમો નથી કરતા ચકચાર,
મગર લખ્યેચ લખવા જોગ વિચાર.
વાંચી આગલ પાછલ, પુગાડી ધ્યાન,
સમજી મેલવજો જાણને પિછાન.
કે બેઉ તરફના નીકલેલા વિચાર,
પર, સોંપ્યેચ વાંચનારાઓને અખત્યાર.

તારીખ અઢારમી ફેબ્રુઆરી માસ,
ભાયખલે મકોબાના બગલામાં ખાસ.
ભરાઇ એક મજલસ સોભામાન,
હતા જેમાં આસરે પાંનશો મુશલમાન.
હતા તેમાં તેઓની કોમના આગેવાન,
ડાકટર બલેનીને નામ્જુ નારાણ.
કરવામંડયા એકએક પછી વાએજ,
બોલતા સખુંનો નરમ ને તેજ.
અજ્ઞાનઓને આપતા સલ્લાની સમજન,
ફેજુલી છેડવાની દેતા શિખામન.
કે આપણે નઘટે કરવું તોફાન,
આપવું રાજ્યના કાયદાને માન.
આપણે સઉસે રાખવી મિત્રાચારી,
કરવી જાત પ્રજાતને ઘટતી યારી.
હરગીઝ કોઇની નકરવી ખુવારી,
પણ રાખવી માયા ને દિલદારી,
જો નઉઠ્યું હતે આ ભયંકાર બદ,
તો કબુ ફરતાં તાબુત નથાતે બંધ.
નભરતે સરકારબી એવા કદમ,
પણ નાચારીએ કાહાડયોછે તેવો હોકમ.
માટે બેઉ ટોલામાં જો સલ્લા થશે,
તો મબાદા તે હોકમ પાછો ફરે.

આપો મી૦ નારાયણને અખત્યારી,
એવિષે તમો તમારા મનમાં ધારી.
કે એધણી પારસી ફેરકાની મજલસ,
બોલાવી કરાવે સલ્લા સંપજ.
ગર તેથીબી મરજીમાં આવે તેમ,
કરવા દેવો દરૂસ્ત એને ફાવે તેમ.
કરશે એ કામ એવન બરોબર,
નરમ પાડશે સઘલી બુરી બરબર.
તે મુતવલ્લીના શબ્દો સાંભલતાંજ વાર,
નિકલ્યો તેની ફતેહનો પોકાર.
પોકાર કરી રાખ્યો ઠેડાવ બાહાલ,
કરતા ગોફતેગુને થાતા ખુશાલ.
ખુશી થઈ જાણીકે થાશે સુલ્લે,
ફરશે તાબુતો જાહેરમાં ખુલ્લે.
કેમકે સુલ્લે જોઈ નામદાર સરકાર,
ફેરવશે પોતાનો ઢંઢેરો એકવાર.
એવી રીતની ચાલી તરેહપસંદ વાત,
કરતા જેઓ એકબીજાઓની સાથ.
ત્યારબાદ થઇ તે સભા તમામ,
પાંમી ગ્યા સઉ એકએકની સલામ.



## પારસીટોલાના અકાબરોએ સુલ્લેદારો ની અરજ નાકબુલ કરતાં જણાવેલા પોતાના વિચારો.

દુઃખી રેહેછે સદાકાલ હેરાન,
નહી જેમાં નરમાસ પણ ફીતો ને તાન.
સુલ્લેદારો પાંમી મિટીંગનુ માન,
ધરયું પ્રથમમાં આવીરીતે ધ્યાન.
કે લેઇ પારસી સેઠોની મુલાકાત,
કરીય સુલ્લે કરવાની વાત.
તે વાતને સઘલા સેઠો અકલમંદ,
કરશે આપણી અરજ જોઇને પસંદ.
એવો કરી સુલ્લેદારોએ પોતામાં ખ્યાલ,
ગ્યા તેઓની મુલાકાતે તતકાલ.
જાઇ મલ્યા ને કરી સાહેબ સલામ,
પુછી અરસપરસ ખેરઅ ફીતો તમામ.
જોડી એકએકના હાથોસે હાથ,
નારાયણજીએ ચલાવી સુલ્લેની વાત.
તેવો આ મતલબનુ બોલ્યા બયાન,
ટુંકમાં લખ્યુંચ નકરતા લંબાન.
તહમો ઠડયાછેઇય ખાસ સુલ્લેદાર,
તમોપાસ મુસલમાન તરફથી અર્જદાર.

ધરી તમો અકાબરોનો ગરજ,
મોકલીછે તમો પાસ આવી અરજ.
કે બેઉ ટોલામાંનો ચાલતો કંકાશ,
આફત ને ભય રંજ ને ઉદાશ.
કરવા માગેછે તેઓ સુલ્લેથી દુર,
કરી તેપર પોતાના વિચારો પુર.
ભરીચ તેઓએ પોતાની એક મજલસ,
હતા જેમાં ઘણા ખાશોઆમો બસ.
કરી તેઓએ ઉપરાસાપરી વાએજ,
દેઇ બધાઓને શિખામંનો તેજ.
તે પછી કર્યુંછે મુકરર આમ,
કે કરવું સલ્લા સંપજનુ કામ.
બાંધી મિત્રાચારીના વચનો ખાસ,
ચાહેછે બેઉ ટોલામાં પુરનો એખલાશ.
તેઓછે ફસાદખોરાઓથી ઘણા દલગીર,
દેખાયછે ખરેખર તેવિષે ગંભીર.
કરી તેઓ ઘટતી રીતનો ઉપદેશ,
તમસે સુલ્લે કરવાની રાખેચ ખાહેશ.
માટે તમો સઉસેઠો નેકનામ,
વમાસો દેમાગમાં સુલ્લેનુ કામ.
ભરી તમારી જાતની મિટીંગ એકવાર,
જણાવો તેમાં દોસ્તીના વિચાર.

કે જેથી આવે બુરા કીનાનુ સેવત,
નાબુદ થઇજાય ચાલતી હેરકત.
માટે કરી હમારી આઅરજ કબુલ,
સુગો કિરતીના સુધંધી ગુલ.
તમને એથી મલશે વધારો માન,
રેહેશે જુગમાં તમારી પિછાન.
એવી મતલબના કેટલાક વિચાર,
બોલ્યોતો મો૦ બલેનીબી આબદાર.
તેવાત શુનતાં પારસીઓના પરમુખ—
એ, કરયા ખાલ્તા પોતાના મુખ.
થયા ઘણા દલગીર ને ચીંતાતુર,
ઉત્તર દીધો કરી અંદેસો પુર.
પ્રથમમાં બોલ્યા સર જમશેદજી આમ,
કે ઓ મારા બીરાદરો નેકનામ.
તમોએ કહી હાલ જેકાંઇ વાત,
તે ગોખીછે હમોએ દિલની સાથ.
ભલી ગણીયચ હમો તમારી વિનંતી,
કે તમો કરોછો બહુ મેહેનત બનતી.
આકામ માટે માનીયચ તમારો ઉપકાર,
સાંભલી તમારા સરવે વિચાર.
પણ હમો નાજાણાવાને છેઇય દલગીર,
કે નથી હમારા લોકની તકસીર.

કે: તેઓએ દીધુનથી કોઇને નુકસાન,
નથી કરયા કોઇને કસાબી હેરાન.
પણ ઓર ખોઇ પોતાતો જાન માલ,
ખમેછે સબોરૂઝ માઠી જંજાલ,
ત્યારે હમો શાની મિટીંગ ભરીય?
ને શાની તેમાં વાએજ્ઞ કરીય?
હા, જો હતે હમારા લોકની તકસીર,
તો ભરતે સભા થઇ હમો દલગીર.
પણ તેમ નહોવા છતાં કેમ?
કરય હમો મજલસ ભરવાની નેમ?
જો કરય. કાંઇ હમો ઉલતું કામ,
તો કરે કુલે પારસીઓ હમને બદનામ.
જો થયા બદનામ હમો એકવાર,
તો પછી નરાખે કોઇ હૂમારો ભાર.
તમો ખુદ કરો દાનાઇથી ખેયાલ,
કે હમ લોકોની હતી શું આડી ચાલ.
શું કાંઇ તેઓએ લુટયા ઘરબાર?
કરયાચ શું કોઇના ધર્મના પારાવાર?
શું લુટીચ કોઇની એક ખોટી બદામ,
પુગાડયું છે કોઇનેબી કશું એલજામ?
મગર તેઓના ઘરબારને દુકાન,—
સાથ હમારાં પાક ધર્મના મકાન.

લુટી ચોરી કરીયાછે વેરાન,
તે શું છે તમો સાહેબોથી અંજાણ?
સાંભલી તે વાત થઈગ્યા છક,
ભારી પડ્યું તેઓને ભરવું એક દગ.
મગર વાદવિવાદ ચાલી આમનસામન,
ખેંચતાં અરસપરસ એકએકનુ મન.
આખેર તેઓ થઈ તદન નિષ્ફલ,
લગાડતા પોતાની કલાને બલ.
ચાહી, કરી સલામ અકરામ,
ગમી થઈગ્યા પોતાને મુકામ.
જે બોલ્યા સર જમશેદજી જીજીભાઈ,
તેમાં હતી ખરેખરી અક્કલ દાનાઇ.
તેવનના વાજબી હતા તે બોલ,
કરજો તેવિષે વાંચનારાઓ તોલ.

નામદાર ગવરનરે પારસી પંચના
અકાબર સાહેબોને પરેલખાતાંના
સરકારી દીવાનખામાં બોલાવી તેઓ
ને ધમકી દેઈ સુલેહ કરવા ફરમાવ્યું.

કેહેવતછે કે લકરી આગલ બકરી નાચે,
આફતાબ પાસ માહાતાબ રોશની ખાંચે.

તાપ પાસ સખ્ત ને સંગીન ગુદર,
મોમ થાયછે, પકડી બલવાનો ડર.
મુલ્લેદારો નિષ્ફલ થઈ પાછા ફરયા,
દલગીર થઇ પોતાને મકાને ગ્યા.
કરતા અંદેશા ને વિચારો પુષ્કલ,
કે કારગત નલાગી કલાને બલ.
વેર્થ ગઈ આપણી કોસેશ તમામ,
ને નકામા થયા આપણે બદનામ.
ફરતાં હઉકોઇ તરેહપસંદ તાના,
દેશે આપણે, શું મોટા કે નાના.
કરી જુદાંજુદાં હજારો ખ્યાલ,
તજવા ચાહીતે મેહેનતને જંજાલ,
પણ તે વાતની ગવરનરને ખબર,
થઇ, તેઓથી યા બીજાઓથી મગર.
કે પારસીઓ કરેછે મોટી એક ભુલ,
નથી કરતા મુલ્લેદારોની અરજ કબુલ.
તે સાંભલી થયો ઘણો ગુસ્સામંદ,
પેચદાર કરી અબરૂની કમંદ.
બોલ્યોકે જો નથાશે બેઉમાં સલ્લા,
તો ચાલું રેહેશે તોફાન ને કલ્લા.
મુસલમાંનો ચખાડેચ સલ્લાનુ ફલ,
ત્યારે કરેછે કાંય તેઓ તેને બાતલ?

તેવગર આવનાર નથી કશો નીકાલ,
નીથનાર નથી ચાલું દંગાની જંજાલ.
તેમ કરવા તેઓને પાડવી ફરજ,
કે કબુલ રાખે સુલ્લેહ્કારોની અરજ.
કરી તે બાબદપર લાંબા વિચાર,
ચીઠી લખી બોલાવ્યા અધરત્યાર.
તે રૂકાને માનથી વાંચતાને વાર,
ગ્યા મુલાકાતે પાંચો નામદાર.
થઇ ગવરનર સાથે સાહેબ સલામ,
અપાયાને લેવાયા માન ને અકરામ.
ત્યારબાદ બોલી હાકમે જુબાન,
દઇ ચીનપર પેચની વલાન.
કરચાં મુખનો શુરાબદાર રંગ,
તે જોતા થયા તે જોનારાઓ દંગ.
તમો લોકો શું કેહેવા માગોચ?
શું રમખાન જારી રાખવાજ માગોચ?
શું તમને નથી સલ્લા કરવા ગમતી?
કે સમજાવેછે લોકો તમને વારાકરતી,
મી૦ નારાયણની ભલી કોસશ ઉપર.
કાય નથી કરતા તમો સબર?
છોડી તમો ઉલતી રીતની ભુલ,
કાયનથી કરતા તની અરજ કબુલ?

તે સાંભળી દીધો સામો ઉતર,
તે ઉત્તર વેરથ ગયો મગર
તે બોલ્યો પાછો બની રાતો પીલો,
કરી ગુસ્સાનો કપાલે તીલો.
બોલયો તુરતજ ચાંપતા સખુન,
બતાવી ખરેખરૂ દિલનુ ઝનુન,
નારાખો બધો સરકારપર આધાર,
પણ રેહો તમોઓ ખુદ ખબરદાર.
આજેછે શેહેરમાં ફરતું લશકર,
હશે તમારો આધાર તેના ઉપર.
પણ જાશે પાછુ લશકર આજકાલ,
ત્યારે શું થાશે તમારા હાલ?
માટે કરવી પડશે તમને સલ્લા,
કે નાખુદી પકડે તોફાની કલ્લા.
એટલું બોલી જોરથી ચાલીગ્યો,
નપાછો તેઓની હજુર ફરયો.
તેજોઇ થયા સાંભલનારા ચીંતાતુર,
કરયા દિલમાં અંદેશાઓ પુર.
કે હાકમ પાડેચ આપણે ફરજ,
તો સાંભલવી પડશે સલ્લાની અરજ.
જોકે નથી આપણો કશોબી વાક,
તોબી તે દેપછે આપુણે ધાક.

ખેર, એમતો એમ કરીએ કેમ!
લાવ્ય તેનો નીકાલ જેમબને તેમ.
ભરવીપડશે આપણા લોકની મજલસ,
જણાવવા પડશે ત્યાં વિચારો બસ.
કરવી પડશે કેટલીએક સરત,
સલ્લા સંપજ કરવા ખાતર તરત.
ને, તે સરતપર જો થાઇ રાજી—
મતુ કરશે મુસલમાનના મુલ્લા કાજી.
આપશે ખાતરી ભરેલી જમાનત,
કે ફરી નકરે તેમના લોકો હરકત.
તો રાખશું આપણે તે સલ્લા રવા,
નતો દઇશું હાકમને ગમેતે કરવા.
જોઇયતો ઉઠાવી લેઇ લશકર,
ગુજારવા દય પીડા રૈયત ઉપર.
તો તેમ કરવાને તે મુખત્યારછે,
તેપાસ આપણો દસ્ત નાચારછે.
આટલોતો ખમ્યો નવાંકે સતમ,
બાકી હોય જે કાંઇબી જુલમ,
તેબી કરવા દયતો કોણની મકદુર,
કે થાય સરકારની સામે બાહુર.
સરકાર જેકાંઈ ચાહે તે કરે,
કેમકે તે મુખ્ય છે સહુને સરે.

તેના હાથમાંછે પ્રજાના જીગરને જાન,
કબુતો બચાવે યાતો કરે હેરાન.
જો નખોચું હતે બાપીકુ ઇરાન,
તો આજ નથાતે આટલા સગરદાન.
ખેર, જે થનારૂ તે કબુ તલનાર નથી,
આપણે વફાદારીથી ફરનાર નથી.
કરશુ આપણે વાજબી રીતનીબી બોહોસ,
પણ રેહેશે આપણેસર હતીલાઇનો દોષ.
કબુલ રાખ્યચ હાલ તેના સખુન,
પછી તેમાં હોય ગુન યા અવગુન.
એવી રીતના બોલતા તરેહવાર હરફ,
ગાડીમાં બેશી ગ્યા ઘર તરફ.
હવે જુઓ તમો આ જાતને પ્રજાત,
કેવી રીતનીછે આ સરકારની વાત.
કે જેઓની નકાંઇ તકસિર કે વાક,
તોબી તેઓને આપી ધમકીને ધાક.
દબાનથી કરાવ્યું એવું એકરાર,
કે કરે સુલ્લે સંપજના કોલકરાર.
એથી નીકલેછે એવીરીતનો સાર,
કે સરજોર થાયછે માર મારનાર.
જેમ "અંધેર નગરીને ચોપત રાજા,
બાર કોહોરા ને તેર દરવાજા".

મારે તેની રેહેછે તેજ તરવાર,
નાચાર જીરદસ્ત રેહેછે ગમખાર.
ખરૂંછેકે વાગથી નહીકોણ બિહે,
બકરાને લાત મુક્કીએ સઉકોઈ ગુંકે.
નરમ મનોકુ હાથવડે ખનાયચ,
જર ખરચેચ તે મોટો ગણાયચ.
બિહે તેને એક બચ્ચું બિધરાવે,
તેમાં " શું શામો હુસિયારી ધરાવે.
ઉગતાને કરેછે આલમ સલામ,
ગર આથમતાને કોણ દેયછે અકરામ.
નકરીતી સેઠોએ કસો રીતની ભુલ,
રાખતા સુલ્લેની અરજ નાકબુલ.
કે તેઓમાંબી છે અક્કલ ખોદાઈ,
નથી તેઓમાં મુરખ જેવી મુરખાઇ.
કે કરે કબુલ સુલ્લેની અર્જ એકદમ,
ખમ્યા છતા, વગર વાંકે સતમ.
જે મલ્યા તેઓને થપકા અનેક,
તે મલવા હતા તદન નાલાયક.
આ જગ્યે તેછે દલગીર થવા જોગ,
રાખશે તે બાહાલ કુલે સમજુ લોક.
હાકમનોબી નથી કોઇબીરીતે વાંક,
જો દાનાઇથી કરશું વિચાર જરાક.

કે જો એમ નઆપે ઓટોબી દમ,
તો કોઇબી સુલ્લે નકરે એકદમ.
બાશીરેહે શેહેરમાં દંગો ફસાદ,
ઉઠે ચોતરફ શોહોર ને ફર્યાદ.
કબુધ્ધિના કોઇબી ઝનુનીની સાથ,
નથી રીજતી કોઇબી તરેહની વાત.
સમજુને કેહેવાઇ શકાયચ બે બોલ,
કેજે દાનાઇથી કરેચ સખુનનો તોલ.
તેમ પારસીઓને જોઇ પુરતા સમજુ,
ગવરનરે બતાવી હોય પોતાની આરજુ.
તેમાં નથી કેહેવાનો કશો અવગુન,
પણ ઓર છે તેમાં સભ્યતાનો ગુન.
ફકત એટલુંજકે તેસખ્ત વચન—
થી, ભમતા થયા પારસીઓના મન.
બાકી બીજી નથી દીશતી કશી મતલબ,
કે વાપરે હાકમ એવા લબ્જ.



મરહુમ સર જમશેદજીના કોટમાંના વરાંડે દોલતખા ગવરનર સાહેબની ફરમાશથી પારસીઓના અકાબરોની એકસભા મલી તેમાં રજુકરેલા ઠેરાવો.

સમજુને છે એક તુકારો બસ,
ખરને છે દીકાં પાંચ દશ.
થયલા પારસી અકાબરો ગમખાર,
સાથે હાકમની ધમકીથી લાચાર.
જેથી કરયો પોતામાં એકમતથી ઠેરાવ,
કરવા એક મજલસ જમાવ.
એવો કરી પુખ્ત પોતામાં વિચાર,
મિટીંગ ભરવા નીસરીયા બાહાર.
હતો તે રૂઝ સોમપર મંગલવાર,
અંગ્રેજી તેરીખ વીસ ઉપર ચાર.
સર જંમે કાહાડયા સભાના નોતરા,
તેડયા, જે નરો હતા સુધ્ધાને ખરા.
સાથ લખી મી૦ નારાયણને કાગજ,
કરી મિટીંગમાં હાજરરેહેવાની અરજ.

થયો જ્યારે નવપર દશનો અમલ,
નજદીક આવી સભાની ઘડીને પલ.
આવ્યા સઉ ગાડીમાં બેશી ઘરપાસ,
હતા જેમાં પારસીના અકાબરો ખાસ.
ઉતરયા સઉકોઇ તે ઘરની અંદર,
જે સંખ્યામાં હતા બેચાર પંદર.
સર જમશેદજી કે. બી. શી. એસ. આઈ,
તાલેવન સેઠ બેરામજી જીજીભાઇ.
ભાયેગશાલી સેઠ દીનશાહ માણેકજી,
આબરૂદાર સેઠ ખરશેદજી ફરેદુનજી.
અક્કલમંદ સેઠ મેરવાનજી પાંડેલ.
સુફી સેઠ મનચેરજી કામા કરેલ.
બાહોશ અક્કલનો સોરાબ નામવર,
નીતીનો ખાં મી. જાંહાગીર પલીડર.
તે વતરોગે હતા કેટલાક નામદાર,
સાથ સે. અ. રેહેમાન સ્રીટના રેહેનાર.
થયા એ સઉકોઇ તુરત હાજર,
મી૦ નારાયણ નઆવીલાગ્યા મગર.
તેજોઈ તેને તેડી લાવવા ખાતર,
ગયો તે બાહોશ અક્કલનો નર.
આવ્યા તેની સાથ મી૦ નારાયણ,
કે સઉકોઈ બેઠા કરવા સમજાણ.

બનાવ્યા સઉએ 'સર'ને પરમુખ,
પરમુખ થઈ બોલ્યું પોતાનું મુખ.
બોલીજણાવ્યા તેવને થોડાક વચન,
જેમાં હતો વાજબી રીતનો વજન.
પ્રથમમાં સમજાવી હુલડની બીના,
નહતું બીજું કાંઇ બોલવું તેવિના.
મગર તે બ્યાંનો શબ્દોની સાથ,
હતી હાકમની સમજાવેલી વાત.
પણ તેવાતમાં હતો અંદાજે પુર,
નહતી તે ઇજત કે આબરૂથી દુર.
તે સઉકોઇ ધ્યાનથી સાંભલવા લાગ્યા,
વચમાં એક હરફપણ નબોલ્યા.
તમામ કરયું તેવને પોતાનું ભાષાણ,
તે પછી બોલ્યા કેટલાક બુદ્ધિવાન.
સઉસઉએ પોતાની બુધ્ધિ માફક,
બતાવ્યા કાંઇ જુદાં જુદાં ફેરક.
કોઈ આપતું ઉલતાને મલતા વિચાર,
એમકરતાં વહીગયા કલાકો ચાર.
ત્યારપછી થયા બે ઠેરાવો પસાર,
છે તેમનો નીચે મુજબનો સાર'

## ઠરાવો

૧ લો— મુમબઈ શેહેરના મુસલમાનનોના આગેવાંનો પોતાની જાતના હલકા હમદીન ભાઈઓએ પારસી વસનારાઓના જાંન માલની સામે જે અતીશાય ખરાબીભરેલી ચાલ ચલાવી તેમાટે ખરૈ ખરી પોતાની દલગીરાઈ બતાવે અને સમાધાંની કરવાને માટે યતના કરે".

૨ જો—" ઊપર કેહેયું તે પરમાણે મુસલમાનનો તરફથીકામ જ પતરનો વેહેવાર કબુલ રાખીઆબાદ જેમ બને તેમ પારસી અને મુસલમાનોની એક ભેગી સભા બોલાવવામા આવે, જેની અંદર એવું જાહેર કર વામાં આવેકે બંનને ટોલામાં ચાલતી ગરશમજુ તીનો અંત આવીઓ અને એકબીજા તરફે દોસતી અને ભલી ચાહા પછી નવેસરથી સરૂ થાઇ".

એ ઉપલા. વાંચેલા બેઉ ઠરાવ,
આપેછે ઘણો શાદા દેખાવ.
મગર ભરીછે બધી રીતની મતલબ,
વાંચતા માલમ પડશે એકોકો લબ.
આપી, તે બેઉ સુલ્લેદારને હાથ,
કેહી આવીરીતે "ચેરમેને" વાત.
કે મુસલમાનના સઉ આગેવાંનોની પાસ,
લેઇજાવો એ બેઉ ઠરાવો ખાસ.
ભરાવી તેમની કોમની મજલસ,
પાસકરી કરાવજે સહીઓ પાંચદશ.

જેમાં પ્રથમમાં કરે મુલ્લા ને કાજી,
ને ટોલાના થોડાક અકાબરો ગાજી.
થાશે એપર જ્યારે એ લોકોની સહી,
ત્યારે થયલી જણાશે સલ્લા શાહી
લીધો તે મેજર મી૦ નારાયણે સેતાબ.
તે લેતા આપ્યો પાછો જવાબ.
કે તમારી માગનીછે મને કબુલ,
થવશ હું તેમ કરાવામાં મશગુલ.
એક બે દાહાડાની મેહેતલ અંદર,
કરાવશ તેમની સહીસાખ એ ઉપર.
માટે રાખવી તમોએ ઘણી ધીરજ,
ખુશી થઇ સભા સાંભલી અરજ.
કરયા કેટલીએક વાતના ખોલાશા,
આપી સઉને સલ્લા કરાવાની આશા.
ત્યારબાદ સઉ એકબીજાની ભેત,
લેઇ બતાવતા ઝુંગરના હેત;
રૂખસત પાંગ્યા કરી સાહેબ સલામ:
ગયા ઘરેબારે સઉ નેકનામ.

---

મોમેડીઅન ટોલાંના આગેવાંનોની મિટી
ગમાં મી૦ નારાયણએ પારસીઓ તર
ફથી જણાવેલા વિચારો તથા ઠેરાવો.

સઉછે આ દુન્યામાં મતલબના ચોર,
પછી શું ભલો કે બુરો દગાખોર.
મતલબ સર સઉ બેહેનને ભાઇ.
મતલબ સરી કે કોણુની સગાઈ.
મી૦ નારાયણ ગાડીમાં બેસી ખાશ,
ગ્યો મુસલમાંનોના આગેવાનો પાસ.
જણાવ્યા પારસી સેઠોના વિચાર,
કે જેઓ સુલ્લે માટે પડયાછે બાહાર,
તે ધીરેથી સાંભલી લેઇ તમામ,
પસંદ કરચું તે નારાયણનું કામ.
આરજુકરી પોતાની સભા ભરવા,
તેમાં તે ઠેરાવ પસાર કરવા.
એકમત થાઈ બધા ઘરહસ્થ.
મુકરર કીધો મજલસનો દિવશ
ફરચ્યા સુલ્લેની મજલસના સમાચાર,
તે વાંચી, ખુશી થયા નરો ને નાર.

ફરતાં બેઠા કાંઈ અંદેશા પુર,
મજલસમાં જવા હતા આતુર.
કે થાશે તેનો બંદોબસ્ત મજબુત,
તો ફરતા થાશે રસ્તાપર તાબુત.
એવી બીજી બહુ કરતા કલપના,
જગેજગ અનજાણ્યા લોકો ઘણા.
ઉગીયો તારીખ છવીશનો રૂઝ,
એકઠા થયા સઉ કરનારા સુઝ.
મુનશી ઇબરાહીમ વાલા બંગલામાં,
મેડવેલો વખત થતા એટલામાં,
આવાલાગી બહુ લોકોનુ ધુશ,
દીશતાહતા સઉના મુખરાઓ ખુશ.
થયલા હજારો લોકો આમેજ,
થી, ભરાઇ શું ખુરસી કે મેજ.
હતા ઘણીએક જાનોના આગેવાન,
નેકખાં નારાયણ ને બલેની મેહેરબાન,
મી. નારાયણ બોટે; કજીઆનો હરીફ.
મરતએદાર કાજી અબદુલ લતીફ,
સેઠ અહમદભાઈ હેબીબભાઇ જરદાર,
ક. ને. બ. તઇયબજી એલમદાર.
મુલ્લેખાં ફાજલભાઈ કાશમભાઇ,
વિદ્યામંદ રેહેમતુલ્લા સીનાઇ.

મુનશી અલ્લી અકબર મેહેરબાન,
વકીલ મી૦ મીરજા હોશનખાન.
દ્દીતેકતીવ ખાન બા૦ અકબર અલ્લી,
અને, બીજા અક્કલમંદ મુતવલ્લી.
કાજી મુલ્લા મોલવી મુરશદ,
સુફી સુફરા માલુમ ને સઇયદ.
એ સઉ હતા મજલસમાં હાજર,
કાયદાસર હતા ઈજત અંદર.
તેપછી ચાલ્યું સભાનુ કામ,
તેવચે બોલાયું મી. નારાયણનુ નામ.
પછી મેલીયા તેમાં ઠેરાવો બેઉ,
સાંભલવા લાગીયા સાંભલનારા સઉ

## ઠેરાવો

૧ લો—"કે આએ મીટીંગ, કેટલાક ચોકશ મુસલમાનોએ તા૦ ૧૩ મી ને શુક્રવારે ચલાવેલી હીનપસતી ભરેલી ને હુલ્લડખોરી ચાલને માટે દલગીર છે, અને આતુરતાથી ચાહેછે કે પારસી અને મુસલમાનોની કોમ વચે જે મીતરાચારી ભરેલી લાગણી ચાલતી હતી તે પાછી ચાલુ રેહે".

૨ જો—"કે આએ સભા જોવાને ખુશી છેકે; પારસી ટોલાના આગેવાનો તરફથી ધી. ઓનરએબલ નારાયણ વાશુદેવ અરસપરસની દોસતી ને મીતરાચારી કરાવાને માટે વચે પડયા છે, અને હવેથી પારસી તથા મુસલમાનના ટોલાંમાં એવી રીતની લાગણીઓ કરવાને પોતાની મરજીમાં આવે તેમ ઘટતા ઊપાયો લેવા ખાતર મુખતીયારી આપવામાં આવેછે."

જણાવ્યા એ ઠેરાવો બાંગેબુલંદ,
રાજીથયા જેથી સમજુને અક્કલમંદ.
વંચાઇ રેહેયા જ્યારે એ ઠેરાવ,
મિટીંગમાં થયો અજબજેવો દેખાવ.
મી. નારાયણ બોલ્યા ઘણું લંબાન,
ખેંચી પોતાની તરફ બધાના ધ્યાન.
કરી વારાફરતી કોઇએ ભાષણ,
આપી સુલ્લે રાખવાની સઉને સમજન.
મોલવી મુલ્લા ને મુરશદ કાજી,
લગરીક બાતેનમાં રેહેયા નારાજી.
તે જોઈ ભલો બલેની ડાકટર,
બોલવા લાગીયો સખુંનો તેપર.
સમજાવીયા પતાવીયા કરી વાતો,
કાહાડી જોરથી યા ધીમેથી ઘાંતો.
બોલ્યા કમરૂદીન તયબજીબી આમ,
કે પસાર કરવું નેમાયલું કામ.
કાજી અબદુલ પાડી કલ્લા,
બોલ્યાકે, જાણવું થાઇ સલ્લા.
તે સાંભલી લોકોએ ફતેહનો પોકાર.
સુલ્લે થાઈ જાણી દીધો આવકાર,
તેપસાર થયા ખરા મિટીંગ અંદર,
પણ સહીસાખ થવાની રેહીગઈ મગર.
થઇ તેપછી મજલસ બરખાસ્ત,
ગયા સંધા પોતાને ઘરેબારે ખાસ.

---

ગુજરી મહમદીઅનની મિટીંગપર રાત,
ચાલી લોકોમાં સલ્લાની વાત.
ફરવાયા ચોતરફ હીંદુસ્તાની હેંડબીલ,
લખી હતી જેમાં લાંબી તફસીલ.
તેમાંથી ઘટારતછે કરવા વિચ્યાર,
આપ્યોચ તેના કાંઇએક ટુક સાર.
જેમાં લખ્યુંહતું પ્રથમમાં આમ,
લેઈ તે કાદર કવિનું નામ.
કે 'થાઈ છે બેઉ ટોલાંમાં સલ્લા,
રાજી થયાછે જેથી કાજી ને મલ્લાં.
કરેચ તેઓ એવી સઉને સુચના,
કે નકરવી કોઇએ તોફાની રચના.
એકબીજાશે રેહેવું સઉએ સુલ્લેદાર,
નકરવો કોઇશે કશોબી બીગાર.
જેમ હતી આગલ ભલી મિત્રાચારી,
તેમ રાખી, કરવી એકબીજાને યારી.
સુલ્લેની રાખી લાયક સમાધાની,
નકરવી છુપી યા જાહેર વેરાની.
મજબુત બાંધવો દોસ્તીનો ગાઠ,
સલુકથી ચાલવું એકબીજાની સાથ.
દિલથી છોડવો કીનાને કપટ,
તજવી મનની હસદ ને હરકત'.

વાંચી તે છપાયલા હેંડબીલ,
સાફ થયા વાંચનારાઓના દિલ.
ચાલી તે પછી ચકચારને વાત,
ખુને ખંનોલે એકબીજાની સાથ.
કોઈ બોલતું કે કામ થયું છે સારૂં,
નાબુદ થયુ છે તે કામ નઠારૂં.
કોઇએ રાખી દિલમાં ઉમેદ મજબુત,
કે રસ્તાપર ફરવવા દેશે તાબુત.
કરશું હવે આપણે તેમને અરજી,
ફરવાવીશું તેથી તેમની મરજી.
બાતેનમાં છે તેમનો એવો વિચાર,
કે જોથાય બેઉ ટોલાંમાં કરાર.
બનીરેહે સઉ ખરેખરા દોસ્તદાર,
તો ફરવે પોતાનો ઢંઢેરો એકવાર.
તેપછી ફરવાલાગા સઉ એકએકની સાથ,
ગુજારવા લાગા દાહાડોને રાત.
જાણે નથયું હોય કશુબી તોફાન,
નપુગીયું હોય કોઇનેમી નુકસાન.
જારી હોય સુલ્લે ને મીત્રાચારી,
તેમ આપંતા લેતા સઉસઉને યારી.
આપતા તેઓ એકબીજાને માન,
છોડી દિલનુ બુરૂ ગુમાન.

એવીએવી ચાલી હજારો કલપના,
ગર તેસઉ હવામાં થાઈ ફના.

## પારસીઓના સેઠીઆઓએ એવાર ભરેલી મિટીંગોમાં મી૰ નારાયણ હાજર નથયા તથા માગેલા મેજર પણ ન પુગાડયો જેથી સલા થવાની રેહીગઈ તથા તે આવચેચાલેલા કાગલ પતરોનો વેહવાર

કોઇમી રીતની બાંધેલી આસ,
શેવટે કરેછે બાંધનારને નીરાશ.
મુસલમાન ટોલાંની મિટીંગનો અવાજ,
સાંભલી ખુશીથયા સેઠીઆઓ સરફરાજ.
કે રેહીહશે આપણી માગની કબુલ.
જે લાવવા થયાછે સુલ્લેદારો મશગુલ.
તે મેજર મેલવવા થયા ચીંતાતુર,
મી. નારાયણના આવાની બાંધી આતુર.
ભરી એક મોભ્ભાદાર મજલસ,
હતા જેમાં ઘણાક નામીચા શખ્સ.
પંચાતના પાંચો તરસ્ટીઓ નેકખાં,
સોરાબ બેન જમશેદ ફારસોખાહ,

મી. સોરાબજી શાપુરજી કરનાર ભલાઈ,
બેહેરામજીનો પુત મી. નાનાભાઈ.
મનચેરજી પેશતનજી લકબે વાડીઆ,
જેઓ ભણીગણી મેદાન પડયા.
કામા મી. બહમનજી ફરાંમજી.
વાડીઆ મી. હીરજી મેરવાનજી,
મી. પી. એમ. મેતા બારીસટર,
ચાલાક મનનો મી. દાદાભાઇ પલીડર.
ફરામર્જ બેન દીનશા પીટીટ જવાન,
મી. ધનજીભાઇ પટેલ અકલવાન.
મી. એમ. એન. વાડીઆ વેપારી,
મી. હોમજી ફરનાર ઘોડેગારી.
'સર'નો દામાદ શાપુરજી રાંક,
બનાજીનો નબીરો મીનોચેહેર ચાલાક.
મી. મનચેરજી ને પેશતનજી ભાઈ,
દીનના ચુસ્ત, કરનાર રાહાનુમાઈ.
'સર'નો સગો જીજીભાઇ બાતલીવાલા,
પીરમરદ હોરમજજી શકલાતવાળા.
દસ્તુર પેશુતન બેહેરામ પરેલ.
દસ્તુર જામાસ્પ મીનોચેહેર કરેલ,
દસ્તુર મુલ્લા ફીરોજનો સોરાબ,
જેમા સખુનો હાજર જવાબ.

ગુજરાતી ને અંગ્રેજી પતરના એડીતર,
બેલા ચલાહતા તેઓની અંદર.
એ વતરોગે હતા બીજા શખસો,
આસરે સંખ્યામાં શો યા બશો.
સરજીને સભાની ખુરસી આપી,
બેલી-તેમની પાસ ખરદાની કાપી.
વાંચીયો મિટીંગ બાબે હેવાલ,
તેમ કરતા ગુજારીયો કેટલોએક કાલ.
મજલસમાંના સઉથુરા નેકખાહ,
જોતાબેઠા આતુરથી સુલ્લેદારની રાહ.
તેવી આતુરતામાં વહી — ઘડી ને પલ,
થયા સઘલાઓ ગમીને નિષ્ફલ.
તારપછી આવતી કાલ ઉપર,
મુલતાવી રાખી સભા આખર.
પધારયા ગરહસ્થો પોતાને ઘર,
મશગુલ કરી વિચારોમાં સર.



ચાહેચ ને કરેચ તેજ પાકઆદ,
બાકીછે કુલે નકામુ ને બરબાદ.
સિહાઈમાંથી નિકલ્યું ખુદરતનું નુર,
જાહાંન થાઈ રોશનાઇમાં ભરપુર.
દાડનો થાઈ દિવશનો દુત,
કરતો ગેરદેશની બાજીની લુટ.
થયો સુમારે નવપર દશનો અમલ,
ગાડીઓ આવવાલાગી ઘર આગલ.
આવીયા ઘરમાં બધા સભાસદ,
હતા તેઓ ઉપર જણાવેલા મરદ.
ખુરસીએ બેઠા સઉ મોઅભાસર,
સર બેઠા સરનશીનની ખુરસીઉપર.
ચાલીયો તેવોજ મિટીંગનો કારભાર,
તેવામાં સેઠ બેહેરામજી થયા બોલનાર.
મી. નારાયણને જેકાંઇ પુછયુંહતું,
તેણે જેકાંઈ જવાબમાં જણાવ્યુંહતું.
તે બોલીયા પોતે સભા હજુર,
સંગ્રી દિલમાં હિંમતનુ શુર.
'મેં તેણે પુછયું તે ઠેરાવો ખાતર,
દીધો તેને મને આવો ઉત્તર.
કે ડાકટર બલેનોએ આપીચ કબુલાત,
જયારે થઇતી સુકરવારે મુલાકાત.

કે ઠેરાવોની કાપી મેલવી લાવશો,
તે મી. સોરાબજીપર મોકલશો.
જેથી તેણે એવું વિચારયું કે,
તે તેવનપર મોકલી હશે, કેમકે—
તેણે અતીઆર લગીન મગર,
નથી મલ્યો તે લખેલો મેજર'.
આટલું બોલી પોતાની ખુરસીએ બેઠા,
તેવા મી. સોરાબજી કાંઇ બોલવા ઉઠા.
ગરહસ્થો. —એવો દેઈ આવકાર,
બોલ્યા, કે 'હું ગએ સુકરવાર—
એ, ગયોહતો મી. નારાયણને ઘર.
પુછીહતી તેને ઠેરાવોની ખબર.
કે તે જો થયાહોય પસાર,
તો તેની કાપો તમો લાવશો કેવાર.
જો તમો લાવો મિટીંગમાં તતકાલ
તો રાખ્ય હમો એકદમ બાહાલ.
તેવને દીધો મુજને એવો જવાબ,
કે મી. બલેની તેલાવશે સેતાબ.
તે મારાપર મોકલી આપવાની કબુલાત,
આપીતી રાતના કલાકે સાત.
મોકલીનથી તે હજીતલગ મગર',
એટલું બોલી બેઠા ખુરસીઉપર.

તેવી વાદવિવાદમાં અરધો એક કલાક,
ગયાબાદ સોરાબજી જમશેદજી ચલાક.
બોલ્યાકે 'મિટીંગને વધારે વીલમ,
નકરતા કરવી બરખાસ્ત એકદમ'.
તેપછી મનચેરજી કામા પરેજગાર,
ટીકાભરેલા જણાવ્યા કેટલાક વિચાર.
કે 'ઠેરાવ બાબે તેને આપીતી ખબર,
કે શું કરવું ને નહી તેનાઉપર.
બે કાજીઓની સહીઓની સાથ,
કરે બીજા આગેવાનો પાંચ સાત.
માગીતી તેની કાપી તેપાસ,
જે લાવવાને આપીહતી આસ.
તેકાહાંછે ? થાઇકે હવામાં ગેબ,
કાંહાંછે તેની સચાઇનો જેબ?
એમ બોલી ઘણુક નરમ ગરમ,
રાખી બેઠા મંડલીનો બધો ભરમ.
તેપછી થાઈ સભા તમામ.
નઉતરયું પાર ધારેલું કામ,



મી. ઓનરએબલ નારાયણ તથા ડાકટર બલેની એ સર જમશેદજી જીજીભાઈપર લખી જણાવ્યું કે હમોએ મુસલમાનના કાજીઓપર સહી કરવામાટે ઠેરાવો મોકલી આપ્યા છે પણ તે હજુસુધી હમોને મલીઆ નથી. પણ તેઓએવું અનુમાન કરેછે કે પારસી ટોલાએ તેઓની સત્તાઉપર ભરૂશો રાખી જાણવું કે તે ખરેખરા પસાર થયાછે. એવી મતલબ નો કાગજ સર જમશેદજીપર સુલેહદારોએ લખ્યો તેનો ઉત્તર તથા પાછો જવાબ.—

મજગામ કેઆસતલ.

તા૦ ૨૮મી ફેબ્રુઆરી ૧૮૭૪.

"મી ઓનરએબલ નારાયણ વાશુદેવ ને ડાકટર થામશ બલેની જોગ."

પ્યારા સાહેબો,

આજની તારીખનુ તમારૂં લખેલુ કાગજ મને કલાક હડીએ પુગું છે. પારસી ગરહસ્થોની જમા થવાની ખબર તમોએ પતરમાં વાંચી હશે, જેઓ કલાક દશને અમલે ભેગા થયા હતા અને કબુલ થયલા ઠેરાવોની કાપીની રાહ જોવાબાદ અગીઆર કલાકે સભા બરખાસત થાઈ હતી. કાજીઓ કે જેઓ મુસલમાન ટોલાંના વકીલોછે, કે જેઓ મીટીંગમાં હાજર હતા; તેઓએ પોતાની સહી સાખ સુધાનો દસતાવેજ મોકલ

વામાં આટલીબધી ઢીલ રાખીછે તેનો શો શબબ છે તેનો તમોએ કશો ખુલાશો જણાવીયો નહી. જહાંસુધી મુસલમાન ટોલાંના લોકોમાં મરતબો ધરાવનારા આગેવાન મુસલમાન ટોલાંના ગરહસ્થો ની સહી થયલો દસતાવેજ મલેનહીં ત્યાંવેર હું આશા રાખુછું કે તમો પારસી ટોલાંના આગે વાંનો સાથ વિચારમાં એકમલતા થાશો કે તેઓ એ બાબદમાં કાંઈ વધારે કરી શકતા નથી. જેમ આપણે ઠેરવ્યુંચ તેમ જો સહી થાઈ તે ઠેરાવોની કાપી તમારાપર આવશે તે હજુબી હું લેવાને ઘણો ખુશી થાવશ.

હું છેઉ, ઈત્યાદિ.

(સહી) જમશેદજી જીજીભાઈ.

તા૦ ૨૮મી ફેબ્રુઆરી ૧૮૭૪.

ધી. ઓનરએબલ સર જમશેદજી જીજીભાઈ બારોનેત સી. એસ. આઈ. જોગ.

પ્યારા સાહેબ,

આજની તારીખનુ તમારૂં પતર અમોને રાતરે આંઠ કલાકે પુગુછે.

આ પતર પરથી એવું માલમ પડેછેકે ગએ મંગળવારે માહમેદીઅનોની જાહેર મીટીંગમાં જે કાંઇ ઠેરાવો પસાર થયા તેની ખાતરકીજે જે પારસી ગરહસ્થો તમારી સાથ આમેજ હતી, તેઓ હમોને કશા હશાબમાં ગણવાને અશકત હોય એવું લાગેછે.

મુસલમાન ટોલાના લોકોમાં મોભ્મો ધરાવનારા ઓને મલીને કેહેવા ઉપરાંત હમોથી કાંઇ વધારે બની શકતુ નથી પણ જો એટલામાં તમો જે દસતાવેજ માગોછો તે જો કાજી તરફથી હમોને મલશેતો કાંઇબી ઢીલ કરીઆ વગર મોટી ખુશી સાથ તમોપર મોકલી આપીશુ.

હમો છેઇય, ઇત્યાદી.
(સહી) નારાયણ વાશુદેવ
( ,, ) થામશ બલેની.

કાંહાં ગયોછે ? પારસીઓનો • વાંક
કે દીઠીતી તેઓને મજબુત ધાંક.
કે નથી કરતા સુલ્લે કબુલ,
રાખેઓછોં તાજું કીનાનું મુલ.
હવે તમો વાંચનારા પુગાડો ધ્યાન,
કે વાંકમાં કોણછે પારસી કે મુસલમાન.
પારસીઓએ ખાધો ફોકતમાં માર,
તોબી પડીઆ સુલ્લે કરવા બાહાર

પણ જેઓએ કરીચું ભારી તોફાન,
તોબી નબતાવી ખાતરીની નિસાણ.
ત્યારે કેવો હશે તેમનો ઇરાદો,
કરો તમો સઉ એક વિચાર સાદો.
તો માલમ પડશે તમને મતલબ,
હમો તેવિષે બોલતા નથી લબ.
જેવોએ બતાવ્યો સુલ્લેખાંનો ભભકો,
તેઓને ઘટેછે ઘટતો ઠપકો.
હતી તમારામાં સુલ્લે કરવાની શકતી,
ત્યારે કાંય નકરાવી બની ખંતી.
શું કામ તેઓને જવા દીધા?
કાય નાહેક હમને બદનામ કીધા?
નબનવાનુ હતું તમોથી એ કામ,
ત્યારે તમોએ માથે ઉઠાવ્યું શુંકામ?
શું લેવા ધારી પારસીઓની નોક?
ઓલવી ગલે શરમની તોક.
હતું સામી બોરહુંનુ ખાલેશ જીગર,
ત્યારે કાંય નકરી સહી મેજર ઉપર?
શુંકામ તમોએ નકરી જાશતી તલાશ,
કાય નહી ગયા ગવરનરની પાસ.
જાઈ તેણે કાંય નકેહેયો હેવાલ,
કે તે કરી શકતે બંદોબસ્ત તતકાલ.

તમો ખપી સઉમાં મોટા મુલ્લેદાર,
કેમ બેશી રેહેયા બની લાચાર?
જયારે નહતી તમમાં શકતી આટલી,
ત્યારે શુકામ કરી ધરપચ એટલી?
બેશી કાય નહી રેહેયા ઘરમાં ગુપચુપ,
પીતાં આનંદથી કરી ને સુપ.
જયારે નહોય તાકાત પોતામાં પુર,
ત્યારે શુંકામ બાંધવી ખોટી મગદુર.
તેજ નખ હોય તોજ કરવી લડત,
કે ધાધલ કરતાં નખોઇય મરવત.
વાહાલા થવાતો સઉને ગમેચ,
પણ તે કાંઈ બધાથી બનેચ?
પારસીઓએ ધરીચો હતો જે રસ્તો
તે ખરેખરી રીતનો હતો સુજતો.
તેઓએ બાંધીતી તરક જે આમ,
કે તેઓનુતો છે બેરંગી કામ.
અંતે તેઓની ધારણા ખરી પડી,
બીજી વખતની બુરી આગાહી ઠડી.
સતાવાલાઓને હતું એ વખતે લાયક,
કે કરાવતે સમજુતીના ઉપાય અનેક.
જે લોકોનો જાતે ખરેખરો વાંક,
દતે તેને ખુબ ઠપકો ને ધાંક.

તો આવતે સઘલું સારૂં શોવટ,
વધતે સઉની એકએકપર મરવત.
પણ નઆપ્યું તેઉપર ધ્યાન,
અખારા કરીયા ધાંકી બેઉ કાન.
જો આપ્યું હતે તેઉપર લક્ષ,
તો સંધુ સારૂં થાતે ને બશ.
નરેહતે કોઇને ફરીની બિહીક,
નરેહતે વાધામાં તે કામબી જરીક
હવે જે થનાર તેતો થાંઇ ચુકુ,
કરીયચ હાં આવિષે બોલવું ટુકુ.
જે સરમાં હોય તીખાશને ઝનુન,
નકામુછે ગર હોય તેમાં હજારો ગુન.
સઉ દરદનો હોયછે ઉપાય જરાક,
પણ સ્વભાવનો નથી કેઠે તરીઆક.
નહોય સરખી બધાની ખાશીયત,
પણ હોય જેમ જનમ વશિયત.
હમોને જે મલી સર્વે બીના,
તે લખી નથી પુર ચોકશાઇ વીના.
હવે લખીયચ કાંઇ બીજુજ બયાન,
આપજો તેપર કાનને ધ્યાન.





## કોટમાં દાદી સેઠની અગીઆરી આગલ થાયલી નાધલી સરખી મ ગમરી.

લખેલો લેખ કબુ તલતો નથી,
ગયલો વખ્ત પાછો મલતો નથી.
બુરૂં જે થાય તે ભલા ખાતર,
ફતેહછે, સચાઇને સવાબની આખર.
કોટમાં દાદીસેઠની દરેમેહેર પાસ,
ઉડીયો એક નવો ટંટો કંકાસ
૨૩ મી તારીખ, મારા ફેબ્રુઆરી —
એ, થાઇ એક નાધલીજેવી મારામારી.

થયો જ્યાંરે છપર સાતનો અમલ,
ચઢી આવ્યું આફતનુ સિહા વાદળ.
તે ફાતી નિકલતાં કીનાનો પવન,
ફેલાયાં ચોતરફ દુઃખના વગન.
'પાલવા' તરફથી આવી એક ટોલી,
હતા તેઓ ઘણાખરા સિધ્ધી કોલી.
સંખ્યામાં હતા તેઓ એકત્રીશ,
આવીયા 'ફ્રીયર ફાઉનતનની' નજદીક.

પડી તે ગેંગપર સીપાઇની નજર,
તેવીજ તેને પાડી બુંમ જબર.
કે"સિધી આવ્યા, સિધી આવ્યા".
તે સાંભલી પારસીઓ ઘણા ઘભરાયા.
તે ઘભરાટમાં વાલી બાંહેઓપર પેચ,
દોડીયા અતકાવા આફતનો ફેજ.
મારામારી ચાલી આમન સામન,
છુડાયા કોઇના માથા ને બદન.
ઘાયલ થયા ઘણાએક અરસપરસ,
જેમાં હતો મોટી જંગ જેવો રશાકશ.
તે ઘોંઘાત સાંભલી પોલીસના સરદાર,
આવીયા, ને લાવીયા સાથે ઘોડેસ્વાર.
આવી, ચલાવી ધરપકર સેતાબ,
લગાવી કોઇને ઠોકર ને થાપ.
ધરીયા, બાંધીયા, વીખરીયા તતકાલ,
એમ કરી કાહાડયો કંકાસનો નીકાલ.
ધરેલાઓને મોકલીયા ચોકી અંદર,
સંખ્યામાં હતા દશબાર પંદર.
થોડાએકો પોલીસનો જોઈ ઠાઠમાઠ,
નાઠા ધરી ઉગત કોઇ વાટ.
જેઓ થયા હતા જખમી ને ઘાયલ,
ચાલતીતી લોહીની જેઓપર રેલ.

તેઓને મોકલીયા ઇસપીતાલમાં જત,
લેવા તેઓની અગતજોગ માવજત.
એકાદ બેનીતો નહતી જીવવાની આશા,
વાગી રેહયા તેમની જીંદગોના તારશા.
જેથી માજીસટરેટે તેવું જાણી,
લીધી તેઓની છેલ્લી મુખજુબાંની.
જેપરથી નીકલીચો એવો સાર,
કે બેઉ બાજુથી ચાલ્યોતો માર.
એક કેહેતોકે મને પારસીઓએ મારીચો,
બીજો બોલતોકે મને સિધીએ વાઢીચો.
તેપછી તેઓ થવાલાગા દરોસ્ત,
નરમ પડી ગયો જખમનો જોશ.
ગયલી તેઓની આશા પાછી ફરી,
ત્યારે તેમની જુબાંની નકામી થરી.
ચાલી બીજે દીનને કેદીઓની તપાસ,
મજગામ આફીશમાં મી. સુટરની પાસ.
તેમને જમા થવાનો કરીચો સવાલ,
દીધો તેમાંથી એકે ઉત્તર તતકાલ.
કે કામ સર ગયાહતા જાજપર,
કામ કરી નીકલીયા વખત સર.
કીનારાપર ઉતરી થયા જમાવ,
સાથે જવાનો કરી પકકો ઠેડાવ.

કારણકે નદૃએ કોઇ હમને એલજામ,
જોઈ હાલના રમખાનનો હીગામ.
આવ્યા પારસીઓના રેઠાન નજદીક,
તાંહાંથી આગલ ચલીયા જરીક.
એટલામાં ઉઠીયો બુલંદ પોકાર,
કે સિધીઓ થાયેછે હયાંથી પસાર.
એટલામાં કાંઇ ઘણાએક પારસી,
આવીયા હમારી સામને ધસી.
તે જોઈ હમો ઘભરાઈ ગયા,
થોડા ઉભા ને થોડા નાશી ગયા.
ઉભેલાઓએ ધરી પોતાની હિંમત,
અતકાવા પોતાની સામેની લડત.
ચાલી બેઉતરફ઼ ઘણી ગોપાગોપી,
ખુબ માર મસ્તી ને ઝીકાઝીકી.
ઇરાંનીઓ પાસ હતા જાડા સોટા,
નહતા જે નાધલા પણ હતા મોટા.
હમારીપાસ નહતા કોઈબી હથિયાર,
પણ હતી વાહાડકાપની છરી બેચાર.
ખમતાંજ હમો સોટાનો માર,
મયાનથી કાહાડી તેઓને બાહાર.
કરી તે છરીથી બેચારને જખમ.
બચાવીયો હમોએ ભારી સતમ,

તેવામાં પોલીસ આવી અમને ધરીયા,
હમોને રાનોવાઈ ચોકીમાં મેકલીયા.
ત્યાંથી લાવીયા હમોને આજગ્યે,
હમો સઉ તકસીર વગરના છેઇય.
જોઈ તપાસી બોલનારની રાહ,
જાણીયા કે તેઓછે ખરા બેગુનાહ.
એવું ધારી તેમને છોડી મેલીયા,
તેઓના હાથથી બંદ્દા ખોલીયા.
ખોલતાં ગયા તેઓ ઘર તરફ,
બોલતાં તરેહવાર બુરા હરફ.
તે પછી મેલાયો પારસીઓપર ઠપકો,
કે તેઓએ ઉઠાડીયો સઘલો ભડકો.
પસંદ પડવા જોગ નથી તેઓની ચાલ,
કે સેનસાજમાં કરેછે ભારી હીલચાલ.
ફરીથી કરશેતો લગાડીશું એબ,
ખોશે તમો પોતાનો જેબ.
પણ એ ઠપકો દેવો હતો નાલાયક,
કે પારસીઓની ભુલ નહતી જરાએક
શબબ કે એકતો તેઓ ભયભીત—
જોઇ તોફાનીઓની તોફાની રીત.
પોતાના જાતભાઈપર પડેલો માર,
હતો, તેનો સબોરૂઝ મનમાં વિચાર

તેવામાં સીપાઇએ, કોઇએ નહી મગર,
કરી ધાસ્તીભરી પોકારી ગરબર.
બીજી ગમથી જુવો, કે થાતે હરકત,
નધરતે બીધેલાવો બચાવની હિંમત.
તો કદાચ શુકરવારની ખુવારી મીંસાલ
થાતે કે નહી બુરા બદ હાલ?
તે પ્રસંગે લોકો નીકલે બાહાર,
તેમાં શુ હોય ખોટો આકાર
તેઓ થયા એવા વિચારે જમાવ,
કે કરવો આવતી આફતનો અતકાવ.
તેમાં નથી તેવોની કશી તકસીર,
કે થાય ઠપકાની જાલમાં અસીર.
તેમ વલી સીપાઇનોબી વાંક નથી,
તેના બોલવામાં કાંઇ બાક નથી.
તને જોઈ એક ટોલીને આવતી,
જે હતી ફસાદીઓને તદન મલતી.
જેથી જાણીયું કે હશે મસ્તીખોર,
તેપરથી કરીયો આફતનેયો શોહોર.
ગરજો તે કરતે કદાચ તોફાન,
એ ગેંગના સર્વે સિધી મુસલમાન.
નહી લુટાતે માલમતાને આબરૂ!
વિચારો કે એછે ખોટું કે ખરૂ!



## ઈસ્પીતાલમાં મારખાઈ પડેલાઓનો દયા ઉપજાવનારો દેખાવ

ગયા ત્રણ દિનની ખુનખાર લડાઈ—
માં, ગયાહતા ઘણાક કપાઈ વરાઈ,
કોઇનુ ફાટુંતું સીનુ ને સર?
કોઇની છોલાઇતી કમ્મર ને ઘર.!
જખમી થયુંહતું કોઇનુ મુખ,!
ભાગીતી કોઈની પાંસલી ને કુખ.
કોઇના ફુતાંતાં અમુલ્યા રતન?
ભાગી ગયુંહતું કોઈનું બદન!
ચીરાઇથી કોઈની દુંમ ને જબાં!
છુદાયાતાં કોઇના દાંત ને ખભાં?
કોઇનો આવ્યોતો ઘાંતીએ પરાણ!
કોઇનો ગયોતો તરતજ જાન!
એ સઉથી ભરાઈતી "સર"ની ઈસ્પીતાલ,
કરતાહતા ડાકટરો માહેવત તતકાલ.
ઘા પર લગાડી દવાઇને મલમ,
બાંધતાં હતા તદબિરથી પાતાઓ મકમ,
આપતા હતા પીવામાટે દવ દારૂ.
કરવા દુઃખીઓને જેમતેમ સારૂ!

મેહેનત કરવામાં નરાખ્યું બકાત,
કરી જેટલી હતી પોતામાં તાકાત.
બિછાનાપર હતા દુ:ખીઓ ગમખાર!
રરતાહતા દુ:ખીથી કલવાઇ નવધાર!
કરતા માહાતમ ને ગમનો પોકાર!
હાય દાયને અફસોસ બિશુમાર!
જખમની આગથી મારી બરાર!
યાદ કરી બોલતાં પડેલો માર!
કોઈ પોતાના જીવની આશા છોડતું!
કોઇ બેધ્યાનપણામાં ઘણુ બોલતું!
કોઇ બોલતું "અલ્લા અલ્લાયે ખેર"
કોઈ બોલતું કેહારે જવશ મારે ઘેર.
કોઈ બોલતું 'ઓ રેહેમના પદર'
બુજ તું હમારા દુ:ખની કદર!
કોઈ બોલતું આફત, જુલમ, સતમ,
મેંતો ખાધોરે બીનતકસીરે જખમ!
છાતી ફાતે તેવો હતો દેખાવ,
કેમકે દુ:ખીઓ હતા લોહીમાં ગરકાવ.
દયા આવતી જોઇ તેઓનો હાલ,
ગમી થાતું સંગીન દિલબી તતકાલ.
કે આવી રીતના કારી જખમ,
દારૂગોલાની જંગમાં થાયછેબી કમ.

જોનારાઓ તાજ્જુબીના આંગલાં દરએક,
ધરતા મોહોમાં થાઇ અજાએબ.
તેમની કલાપીત હાય ને અફસોસ !
ઉડારી મેલતાં ડાકટરઓના હોસ.
દુઃખીહતા પારસીઓને મુસલમાન,
તેમજ સિંધી ને આરબ મેમાન.
પારસીઓમાં ઘણા મરણ પાંમીયા !
જેઓના નામો હમને નથી મલીયા.
મલીયાછે તેમાં એક બેના મગર,
જમશેદજી ઉરફે નવી બાધર.
જે સુનાપોરની લડાઇને વખત,
પથરથી થયોહતો ઘાયલ સખત.
તેણો આવ્યો હલકરીમાં પરાણ !
છોડી ગયો પોતાનો જાન !
જવાનીમાં દઈ માઉતરને નુકસાન !
તજી ગયો આએ "સેપંજી જાહાન" !
બીજો દાદાભાઈ પારસી જવાન,
થયો હતો સુકરવારે બેહદ હેરાન.
તેપણ ઇસિપીતાલમાં આવ્યા બાદ,
પોતાની જીંદગીથી થયો બરબાદ !
તેમજ મુવાહતા કેટલાએક મુસલમાન,
મુખ્ય સિંધી ને આરબ જવાન.

તેમાના એકનુ નામછે હુમોને યાદ,
હાજી અહમદ જઈફીમાં . સાદ.
તેપણ સુનાપોરની જંગને દરમ્યાન,
થયોહતો છરછુદ ને લોહીલુહાન.
તેબી ઇસ્પીતાલમાં દાખલ થવા બાદ,
જીંદગી ખોઇ થયો બરબાદ.
થયો ફાંની જાંહાંન તજીને ગુમ,
જેણા મરણ પાછલ મચાઈતી ધુંમ.
દીશીતી સખ્ત હાબલની નિશાણ,
પણ પોલીસે રાખીહતી સમાધાન.
એક પારસી હતો મરણને નાકે,
જે જખમી થયોહતો નબુના હાથે.
તેણી પણ આશા નહી હતી,
જેણી જુબાંની માજીસતરેટે લીધીહતી.
તેમાં જણાવ્યું તેણે નબુનું નામ,
કે જેને પોંહોંચાડયુછે મને એલજામ.
એવીષે જુદુંજ લખીશું બયાન,
આપજો તેઉપર તમારૂં ધ્યાન.
સઉએ પોતાના જખમો કારી—
ની, વેઠી ખીછાનાપર જફાકારી.
તે દખાવ જોનારા બોલેછે આમ,
કે જો પોલીસે સાચવ્યું હતે કામ.

તો નથાતો એકબી જીવડો હેરાન,
નલુંટાતે માલ મત્તા યા જાન.
એવી રીતે બોલી આપેછે ઠપકો,
કે પોલીસ રાખેછે ખાલીજ ભપકો.
પણ હોનારતમાં કોણછે દાહયું,
જે કાંઇ બનનાર તે ચોકશ બન્યું.
નથી આફત સાંમે કોઇની મકદુર,
ગર હોય નાતવાન યા હિંમતમાં પુર.
કે આવતી આફતનો કરે અતકાવ,
કરે પોતાનો સંભાલથી નીભાવ.
બનેછે કઝા સાવચેતી છતા,
દેખાડેછે ખમનારાઓ બુરી ખતા.
દિસેછે ફલક સ્થીર ને સાંત,
લેકીન પલમાં કરેછે ભારી ગગરાત.
ચોકીદારછે ખુબ ફરતો પાસબાન,
પણ જરૂરની વેળા બનેચ બેધ્યાન.

હુલ્લડમાં મારખાઇ મરણ પાંગ્યા તેઓની "કારોનરે" જુદીજુદી ચલાવેલી તપાસ તથા તેમાં અપાયલી શાક્ષીનો સારઆંઊશ.

નેકનેછે ખરી નેકીનુ માન,
બુરાનેછે ધિક્કાર ને અપમાન.

આ પ્રસંગે લેઇયચ કાંઈએક છુટ,
કરવા ઘટતી તારીફ઼ા ટુંક.
કે ડાકટર બલેની નામનો અંગ્રેજ,
ધરાવેછે દયા ને બુધ્ધિ વિષેષ.
ભલાઇ- મોટાઈ- ને દાનાઇના ગંજ,
સાથ ખેંચેછે કંતાલો ને રંજ.
તકોબરી છે જેણાથી દુર,
ભલા વિચારમાં છે હમેશ ચકપુર.
સચ્ચાઇ ખાતર હરકોઇની સાથ,
ભીરેછે સુંદર લખાણથી બાઠ.
બજાવેચ દેશની ઘટતી ખિદમત,
અજાએબછે જેણી જગમાં હિંમત.
જાણી ગરીબના દુ:ખોના દાગ,
લીયછે તેમાં તનમનથી ભાગ.
દેશીઓનો રેહી સદા ખેરખાંહ,
સલ્લા આપી બતાવેચ નેક રાહે.
તેઓના હકો જાલવવા ખાતર,
લડેછે એકબી દાકરો લીધાવગર.
પ્રમાણીકપણું ધરાવેછે બહુ,
જાણેછે તે જાણનારાઓ સઉ.
રાખેછે સાચ્ચી સઉની મરજી,
દરદીઓની સાંભલેછે સદા અરજી.

મફત આપેછે લાચારને દવા દારૂં,
કરેછે સઉને હમેશનુ સારૂં.
મલીચોછે જેણે સરકારથી ઓઘો,
"દપ્યુતી કારોનરનો" મોટો મોભ્ભો.
એણી આગલ ચાલી લાશોની તપાસ,
જેમાં હતી પેહલી દાદાભાઇની લાશ.
મેલી તે લાશને જુરી હજુર,
સોધવા લાગી મોત થવાની કશુર.
શરૂથાઇ આપવા શાક્ષી ગુવાહી,
તેમાં હતો પેહલો એક હિંદુ ભાઇ.
તેણે ગવાહી દીધી નીચે મુજબ,
સાંભલી થયા સઉકોઇ અજબ.
મ્પારા કુવા કનેછે, મારા ધાણીનુ દુકાન
મારી જાણમા આવ્યું સુકરવારચું તોફાન.
તેપછી થયો કલાક બેનો અમલ,
તેવામાં તોફાન થાચું કુવા આગલ.
કે જાતો હતો તાંહાંથી આ મરનાર,
એવામાં સામા થયા તોફાની બેચાર.
તેને જોઈ આંજી આંખોમાં ખુન,
ધરીચું મગજમાં કીનાનુ ઝનુન.
જત એકે ઉડાવ્યો પોતાનો સોટો,
હતો તે બે ફીત જેટલો મોટો.

મારીચો તેણે જરબ માથાપર એક,
બીજો તેણી છાતી ઉપર છેક.
પેહેલા ફટકાથી માથુજ ફાટું,
બીજાથી છાતીનુ હાડકું ભાગું.
તે મારથી તુંટીપડચો જમીન ઉપર,
થાઇ લોહીલુહાન ને જખમી જબર.
તે પડયો તોપણ મારીચો માર,
લઈ પોતાના જીગરનો ખાર.
નજોયો તેણે કશો હીલતો ચાલતો,
મરી ગયો જાણી લીધો ઉગત રસ્તો.
પછી હમોએ એણે ઉડાવી લીધો,
મારી દુકાનમાં એણે મુકયો.
પાણી છાંતીયું ત્યારે થાઇ હુસિયાર,
બોલ્યો પછી કાંઈ હરફ બેચાર.
કે " જાતો હતો કામ સર ઘરથી !
પણ કમબખ્તીલાગી કે આવ્યો હાંથી !
મારથી થયોછું એટલો હેરાન !
કે આવ્યોચ મારો ઘાંતીએ પરાણ !
હવે નથી મારાપર કોઇની નેગાહ !
આ? ખોદા ઘરૂંચ તારીજ પનાહ"!
એટલું બોલી તે થયો ખામોશ,
સીપાઇને તેડીલાયો હમારો એક દોશ.

સોંપ્યો હુમોએ એણે તુરત,
લેઈ જવા ઇસપીતાલમાં જત.
સીપાઇ લાવ્યો બલદનો રેંકરો,
જમા થાયું તેજોઈ લોકો સેંકડો.
એણે ગાડીમાં બેશાડવા લગાડયા હાથો,
પણ એ પોતે જેમતેમ બેઠો.
લાવીયા એણે આ દરદીખાંના તરફ,
એવી રીતના બોલ્યો ઘણા હરફ.
પછી બીજીએક સાહેદી તેને લગતી,
આપી બીજા હિંદુએ તેને મલતી.
દલગીરાઇથી બોલતો પુછનારની સાથ,
જખમ બતાવતો લંબાવી હાથ.
સાંભલી શાક્ષી ગવાહી બીસિયાર,
કરવા લાગી જુરી પોતે વિચાર.
વિચાર કરી સઉ થાઈ એકમત,
પોતાનો અભિપરાય જાહેર કીધો તરત.
કે "કોઇએ એણે સખત મારયો,
મારનાર હાથમાં નથી ધરાયો.
તે મારથી નીપજ્યુંછે મરણ,
આપીયચ હોકમ કરવા દફન".
તેપછી આપી તેણા બેસીઓને લાશ,
લેઇગયા કાહારતા રૂદન ને સાસ.

તેબાદ કરી દીન ધર્મની ક્રીયા,
સદાની આસાએસની જગે લેઇગયા.
લાશને મેલી દાખમાં અંદર,
ભણી મજબના ખાલેશ ભંનતર.
બચારો વન ફોકતમાં મારીયો ગયો,
ન કોઈ સામે તે કશો લડયો.
મોત કોઇને મુ.ી છુટ્ટું નથી,
આફતનુ વગન કબુ ખુટ્ટું નથી.
સઉનેછે હર તરેહથી આખર મરવું
પણ અફસોસ કારકછે આવું મરવું!

---

હાઇનશાહા નામના મુસલ્લમાનની લાશ—
પર, ચલ્લાવી ઇસ્પીતાલમાં તપાસ.
હાજર થયા તેણા શાક્ષી ગવાહી,
મુખ્ય હતો તેમાં પોલીસનો સીપાઇ.
પ્રથમમાં લઈ તે ખરા સપત,
જોયલી બીના બોલવા લાગો તરત.
'હું છેઉં એક પોલીસનો સીપાઇ,
પરેલના રસ્તાની કરૂંચ રાહનુમાઈ.
મેં એણે જોયોહતો નાખતા પથર,
લંડન હોતલની બારી અંદર.

તેવોજ મેં એણે તાંહાં પકડ્યો,
મજગામ પોલીસમાં લેઇજવા નીકળ્યો.
ધરી મેં ચોકી મોહોલામાંથી વાટ,
હતો બીજો સીપાઇબી મારી સાથ.
તેટલામાં સામા થયા કેટલાક મુસલમાન,
"દીન દીન" પોકારતા ને કરતા તોફાન.
ફેંકયા તેઓએ હમારીપર પથર,
તેમાંનો એક લાગો એણા માથા ઉપર.
ઘા થઈ નીકલ્યું લોહી નવધાર,
ઓલખનો નથી કે કોણ છે મારનાર.
બીજી બે સાહેદીઓ લીધામાં આવી,
જેઓએ પણ તેણે મલતી આપી.
તેપછી જુરીએ આપ્યો અભિપરાય,
ચલાવી પોતાની ચુકતી ને ઉપાય.
"લાગો એણા માથામાં પથર કઠન,
જેના જખમથી નિપજ્યું મરણ.
મારનાર કોણ તેણી નથી ખબર,
એક અથવા ઘણા હોશેજ મગર."
સંપુરણ કરી તેણી તપાસ,
પછી દફન કરવા આપી તે લાશ.

---

ચાલી બીજે દિને હાજીની તપાસ,
જોણી લાશને મેલી જુરીની પાસ.
જોશતેજો ચાલી તેપર બેવાર,
નીચેમુજબ છે જેનો ટુંક સાર.
એક પોલીસના સીપાઇએ પ્રથમ,
લીધા જુરીની હજુરમાં કસમ.
કસમ લેઇ તે બોલ્યો નોકી,
કે 'ચીરીઆના બજાર'પાસ કરૂંછું ચોકી.
એક મુસલમાને મને આપી ખબર,
હતો તેવેલા બારનો અમલ તતપર.
કે એક મુસલમાન થયોછે હેરાન,
આવ્યોછે ઘાંતીમાં જેણો પરાણ.
જાએ દફનની મશજીદમાં, તેણે મેલ્યોચ,
ત્યાં પોલીસના સીપાઇને સઉએ તેડયોચ.
તેણી સાથ કરતા સવાલ જવાબ,
જાઇ ઉભો તેણી પાસે સેતાબ.
ઠેકાણેસર હતું એણું ધ્યાન,
એ થયલો નહતો ઝાઝો બેભાન.
તેવું જોઇ મેં કરયો સવાલ,
કે કોણે કરીયો તુંણે હાલહવાલ?
દીધો ત્યારે એણે પાછો ઉત્તર,
કે મારીયોછે મને કોઇએ પથર.

મારનારને હું ઓલખી શકતો નથી,
કોઇપર નકામો દોષ મેલતો નથી.
જાઇ, હું એક બલદનો રેંકરો લાવ્યો,
તેમાં બેસાડી હયાં લેઈ આવ્યો.
અપાઇ એવીજ બીજી શાક્ષી બેચાર,
તે સાંભલી કરયો જુરીએ વિચાર.
વિચાર કરી જણાવ્યું પોતાનુ મત,
"મારથી થયુંછે આ મરણ ફ્કત.
નથી જણાતી એણા વેરીની નિશાણ,
પછી હોય તે પારસી યાતો મુસલમાન".
આપી તેણા બેશીઆને મુવેલી લોઠ,
જેણા વેરમાં તતપરથયા હજારો લોક.
એવિષેનુ સઘલું વીગતવારે બયાન,
આગલ તમોએ વાંચ્યુ હશે લંબાન.

---

પડયોહતો જેઓપર એવોજ ગજબ,
તેમની પણ જાશતેજા થાઇ એ મુજબ.
ખબર નથી જેવોના નામ નિશાણ,
પછી શું તેહોય પારસીકે મુસલમાન.
હતેતો લખતે તે બાજરૂર,
નરાખતે તેમાં કશીવાતની કશુર.

સમજી સહુના એકસરખા હક્ક,
ભરીયચ પછી દગ ઉપર દગ.
જેવી જેની તકસીર તેવોજ ઇનસાફ.
જણાવીયચ લખી કેતાબમાં સાફ,
બદ માણસને કોઇ ભલો કરી કેહેશો?
ખુનીને બીન તકસીરવાર કેહેશો?
પરેજગારને કોઈ નાપાક કેહેશો?
અંબરને કોઈ ખાક કરી કેહેશો?
તેમતો કોઈ કેહેનારજ નથી,
તો હમોથી કાંઇ ઉલ્તુ થનાર નથી.
જેણુ ઘટેચ તેણુ દઇયચ ડપકો,
અંદેશો કરી ચોતરફનો પક્કો.
જેણુ લાયકછે માન તેનેજ માન,—
આપીયચ, જાણી સર્વે પિછાન.

---

યાદછે પતરમાં વાંચેલું એક નામ,
લખીયચ તેપર થોડા કલામ.
જમશેદજી દુબાશ આરનામ નવી,
જે થયોહતો સુનાપોર આગલ જખમી.
વગરફોકટમાં થાઈ જાનથી બેજાન,
છોડીગયો દુંકમાં મોજીલી જાંહાંન.
તેણી લાશની તપાસ કારોનર હજુર,
ચાલી બારીક ને લંબાનથી ફુર.

રરતો ને બરતો ને કરતો રૂદન,
તેણા બાપ દારાબે લીધા સોગન.
સોગન લેઇ કરયું બોલવાનુ મંદાન,
ટુંકમાં બોલતાં નકરતાં લંબાન.
"કોટમાં નાનાભાઇ સ્ત્રીટને દરમ્યાન,
છે ત્યાં મારૂં રેહેવાનુ મકાન.
આ મરનારછે મારો પુતર,
ઉંમરછે એણી એકત્રીશ માતર.
કરતોહતો આગલ દુબાશનો રોજગાર,
પણ હાલમાં હતો બેઠા બેકાર.
તારીખ ૧૫મી ને રોજે આતવાર.
એ, ગયો ઘર છોડીને બાહાર.
ગુજરયો નજદીક કલાક તેપર,
એટલામાં કોઇએ મને આપી ખબર.
કે મારીયોચ કોઇએ એણે પથર,
જેથી થયોછે જખમ માથા ઉપર.
તેવોજ હું ગયો ઘોબીતલાવ સોતાબ,
ત્યાં મલીયો મને એવો જવાબ.
કે એણે ડાકટર કુનાના ઘરમાં
લેઇ ગયાચ કરવા ઉપાય સરમાં.
ત્યાં જાઇ કરી એણેમાટે તલાસ,
ઇસ્પીતાલમાં મોકલીયાનો મલીયો જવાબ.

તેવોજ હાં આવવા થયો તૈયાર,
પણ લોકોએ જણાવ્યો એવો વિચાર.
'જો તું થાશે લુટારૂઓને શેકાર,
તો પડશે નકામો તારાઉપર માર'.
એવી સમજથી હું પાછો વલ્યો,
પણ બીજે દીનને હાં આવી લાગ્યો.
તેવેળા એ પોતાની સુધ્ધીમાં હતો,
મેં અણે એક સવાલ કરયો હતો.
કે કોણે તુંણે મારી કીધો જખમી,
ને કોણથી તુંએ આવી પીડા ખમી.
સાંભલી મારા સવાલો સેતાબ,
દીધો મને ધીમેથી પાછો જવાબ.
કે "હું રસ્તેથી જતોહતો ચાલી,
ઘર લાવવા બેહેનને વાહાલી.
તેવામાં એક સિપ્રીએ મારયો પથર,
આવીવાગો તે મારા કપાલ ઉપર.
તે મારનારને હું જાણતો નથી,
તેણે હું ઓલખી શકતો નથી".
એ મરણ પાંમ્યો ત્હાં વેર,
ન આવીયો હતો પોતાને ઘેર".
પછી એક કોનસ્તેબલ સાહેદી દાખલ,
આવીયો બેઠેલી જુરી આગલ.

સપત લેઇ બોલવા લાગો બયાન,
ન કરીયું ટુંકુ પણ કરી લંબાન.
"હું ને પોલીસના માણસ પાંચસાત.
ગયાહતા મુસલમાનના મુરદાની સાથ,
મુરદાને દાતીયાં કબર અંદર,
તેવામાં આવી પડયા ઘણાક પથર.
જાંહાંથી પથરા આવતા . તેતરફ,
ગયો હું ઉતાવલો કરતો જરફ.
જોયા મેં ત્યાં પારસીઓને એકડાં,
નજદીક બશો માણસના ટોલાં.
ફેંકતાહતા તેઓ સંગીન પથર,
હતો મરનાર પણ તેની અંદર.
એણે પણ ફેંકયાહતા એકબે વાર,
મારી જાણમાં આવ્યાહતા તેવાર.
પણ તેટલામાં એક પથર આવી પડયો,
એણા કપાલમાં એક ચીરો પડયો.
તેવો એ તફરીઆ મારવાલાગ્યો,
મગર જમીનપર ન લાંબો થયો.
બીજાઓએ એણો ઘા બાંધી લીધો
તુરત ડાકટરને ત્યાં મોકલી દીધો.
તેપછી મેં એણે આજે જોયો,
જે પોતાના જખમથી હક થયો".

ત્યારબાદ બોલ્યો ડાકટર 'નેપ'
ધરી હાથમાં પોતાની કેપ.
"તપાસ કરીહતી આ મુરદાની પ્રથમ,
ફાટેલી ખોપરીનો જોયોહતો જખમ.
જે પથરાથીજ થયોહતો તદન,
જેથી નિપજ્યુંછે એણું મરણ".
જુબાંનીઓ સાંભલી કોરોનરે તમામ,
સરૂ કર્યું વિચાર આપવાનુ કામ.
કે "મરણ થયુંછે જખમથી માતર,
જે થયોછે વાગવાથી પથર.
જુરીને નથીમલી મારનારની પિછાન,
મારનારનું નામ રહ્યુંછે અનજાણ."
આપી તે લોઠ તેણા ખેસીઓને હાથ,
ઘરપાસ લાવ્યા રૂદનની સાથ!
દીન ધર્મની ક્રિયાઓ કરી અવલ!
પોહોંચાડયો તેણે અવલ મંજલ!
બીચારા માબાપ સઉ રરી બેઠાં!
સોહોર હાયદાય ને કલાપીત કરતાં!

---




સાંભલો ભાઈ આ બાહાદુરીની વાત,
વાંચી કરજો વિચાર દિલ સાથ.
કોરગાઓ થયા હરીફાથી આજેજ,
જે રાખનારા સુકો ભભકો ને તેજ.
કરતા દીલમાં એવો બુરો વિચાર,
કે થાવા ન દેવો એકલ દોકલને પસાર .
તેમ ધારી તુંટી પડતાં પચાશ ને સાંઠ,
એક એકના ઉપર લાકડીઓ સાથ.
કરતા રમખાન ને સોહોર અડાગ,
જાણે મારવો હોય એક મસ્તાનો વાગ.
મારમારી કરતા બેહદ હેરાન,
ગણતાં પોતાને સુરા પેહેલવાન !
શું એ કામ ખરૂં હીચકારૂં નથી ?
શું એ કામ એબ લગાડનારૂં નથી?
શું એમાંછે કાંઈ ખરી મરદાઇ ?
કુણુ હોય એકસે પચાશની લડાઇ ?

એમાં હોયતી નથી બીલકુલ દાનાઈ,
પણ છે સદંતર ખરીજ મુરખાઇ.
ધુલ નાખી આવતા હોય એકબે હોજ્યા,
રસ્તે જનારા રાહદારી પર ધસ્યા.
કે સપડાયલો કરે પોતાનો બચાવ,
ગર તે હોય હિંમતી યા નાતવનાવ.
પણ જયાં હોય પચીસ પચાસનો જમાવ,
યાં કેમ કરે તે પોતાનો નીભાવ.
આ નીચલા લખાણથી ઉપલી ગવાહી,
મલશે તમને આ વાંચનારા ભાઈ.
પ્રથમ થયલા હુલડને દરમ્યાન,—
ખારા કુવા આગલથી એક જવાન.
દાદાભાઈ રસતમજી હતું જેનુ નામ,
જતોહતો જે પોતાને ધંધે ને કામ.
તે લતાના ફસાદીઓની બુરી નજર,
પડી તે બીચારા વાટેમારગુ ઉપર.
તેવાજ ટોલાબંધ તુંટીપડી તેપર,
સોટાનો માર મારીયો જબર.
જમીનદોશ્ત કરી કરયો બેભાન,
નાશી ગયા ઘાંટીએ લાવી પરાણ.
ભલા હીંદુઓએ તેણે ઉઠાવી લીધો,
સર'ની હાસપીતાલમાં મોકલાવી દીધો.

તેણા બેસીઓને પડી તેણી ખબર,
ખબર સાંભલી કુટયું સીનુ ને સર.
તેણે જોવા જવાને કરી ઉલત,
પણ તોફાન જોઇ થયા નાહિંમત.
રહયા ઘરમાં રાખી ખોદાપર તોકલ,
ચીંતા ને આતુરતામાં રહયા દરપલ
યાં ડાકટરોએ કરી તેણી બરદાસ,
દાંત પીશી કરયો તરાશ તરાશ.
પણ તેપર લાગુ થયો જમનો દુત,
નછોડી તેણી એક પલવરબી પુઠ.
બીજી દીનને લીધો તેણો જાન !
સીહા કરી તેપાસ રોશન જાંહાંન !
પોંહાંચાડી લાશને બેસીઓ પાસ !
લાશ જોઇ કાહાડયા રૂદનને સાંસ !
કરી પોતાના ગીરેબાંનો ચાક !
મોહોડે માથે ભરી સીહા ખાક !
છાતી ફાતે તેવી કરી માહાતમ !
કીધો ન શેહેવીશકાય એવો ગમ !
દાખમે ચઢાવી કમ નશીબ લાશ !
થયા હાય અફસોશ કરી નિરાશ ! !

જાતાહતા બીજીગમથી બીજા પારસી,
આવીયા તેઓપર કેટલાક ધસી.
આવતો જોઈ તેઓનો સેતમી તાપ,
નાઠા કેટલાએકો જીવલેઇ સેતાબ.
મગર કેટલાએક તો સપડાઇ ગયા,
માર ખાઇ ઘણા હારમાર થયા.
લેવી પડી તેમને ઇસપીતાલની ભેત,
કોઇનું ઠેકાણે યા બેધ્યાન ચેત.
તેઓના લતાપર રેહેનારા લોક,
કરતાં કલાપોત રૂદન-નેશોક !
દેહેસતથી રસ્તે જવું તજી દેઇ,
બેઠા ઘરમાં હાથ પગ ધોઈ.
કોઈ હિંમતથી જાતું કામસર બાહાર,
તો પડતો તેપર જબરદસ્ત માર.
ત્યારે લોક ગાડીમાં બેશી નાચારીએ,
જવાલાગા કામસર રસતે સેરીએ.
પણ ગાડીપરબી વરસવાલાગા પથર,
છુંડતાં માથુ મોહોડું ને સર.
સીપઈ જોઇ તે અખાડા કરતો,
જાણુતો ન હોય તેમ ઉભો રેહતો.
ઘણું થાય ત્યારે માર ખાધા પાછલ,
દોડી આવી કરતો ખોટી ધાધલ.

જાણે મદદ કરતો હોય તે મિસાલ,
આવતો ધીરે સાંસતે લેવા સંભાલ.
કોઇને પકડવાની કરતો ધરપજ,
"અબી ધરૂંગા સબકુ," એમ મારતો ગપજ.
એવું તેવું કરી કાંઇ સતર પતર,
કાહાડતો હતો એમ ફર્યાદીની કાસર.
પુગતી હતી અમલદારોને ખબર,
તો મલતોહતો તેનો રોકડો ઉતર.
કે "મારનારને તમો ધુંડી લાવો,
ને તેણી સાંમે તમો ફર્યાદી થાવો.
તો હમોકરીય તેણે સજા મજબુત,
કે નપકડે બીજો કોઇ તમારી પુઠ".
સાંભલી આવી રીતનો ઉત્તર ખાશ !
થતા ફર્યાદીઓ દલગીર ને નિરાશ.
તોફાની મોહોલામાં છે એક ઘર,
એક કબીલો સપડાયોતો જેની અંદર.
હતો તેમનો પિતા તેમાંથી બાહાર,
જાઇ મલવા તેમને કરયો વિચાર.
પણ તે તરફના તોફાનીઓની ચાલ,
જોઈ કરીયો મજબમાં ખેયાલ.
કે લેઉં પ્રથમ હું પોલીસની યારી,
પછી હાંકી જાઉં જડપથી ગારી.

માગી તેમની મદદ તેવું ધારી,
પણ નમલી તેણે કશી રીતની યારી.
નાઉમેદી જોઈ થઇગયો રંજુર,
મગર મનથી ઉલ્લત નકરી દુર.
નલ્લબજારપરથી જવાનો રસતો ધરચો,
તેવોજ તેણી ગાડીપર ઘેરો પડયો.
તુટી પડયા પાંચ પચીસ નફ્તો ને શોક,
મુકાવી તેપાસ ખરી બપોરે ફોક.
ચલાવ્યો સતમ ને લાકડીનો માર.
પાડી એક સખત માથામાં ફાર.
માર મારી નાશી ગયા લુંટારૂં ને ચોર,
ત્યારે થઇ પતાવાલાની દોરા દોર.
દોડતા આવી કરીમેલી ઘાયલ,
દોડયા, ફરીયા તેણી આગલ પાછલ.
પછી તેણે ઈસપીતાલમાં લેઇ ગયા,
મારનારો નહોય તેમ વીસરી ગયા.
બચારો કાંહાં જનાર કાંહાં જઈ પડયો,
ધારેલી ઉમેદમાં નિષ્ફલ થઈ ગયો.
રાતો બેવડા દુ:ખથી જારબેજાર !
હાય મારી દેતો બુરા આવકાર !

---

એજ જગ્યાપર એક ગાડીવાન,
હાંકી જાતોહતો એક પારસી જવાન.
પડી તેણાઉપર કોરગાઓની નજર,
તેવાજ ફેંકયા તેણાઉપર પથર.
ગાડી અતકાવી નીચે નાખી દીધો,
સોટાનો ફટકો અવરનવર લીધો.
લોહીમાં કરી નાખ્યો તેણે સામેલ,
જખમી કરી શું માથું કે દેલ.
નરહયો દમમાં દમ કે સાંસ,
નાથા ત્યારે લુચ્ચાઓ આસપાસ.
તેપછી આવ્યા એકાદ બે સીપાઇ,
જાણે કરતાં હોય કેટલીક ભલાઇ.
તેમ કરવા લાગા ઘણીક દોરધામ,
પુછવા લાગા મારનારાનુ નામ.
પણ તે બીચારો નામતે કાંહાંથી જાણે,
કે મારયો તેણે ઘણાએક જણે.
તેસાથ તેમાં નહી એટલી તાકાત,
કે કરે સીપાઇસે લાંબી ટુકી વાત.
તેણે જત ઉંચકી ગાડીમાં નાખ્યો,
ત્યાંથી ઇસપીતાલમાં લેઈ ગયો.

જોઇ ખમતાં દુઃખીઓને ખાત,
ન જવા ચાહાતું કોઈ બજાર કે હાથ.
ઘણાકે હાલ રોટી પર ધરયું ગુજરાન,
પણ તેમાં ન આવ્યો કશો સમધાન.
ત્યારે બોહીતો નિકલી ઘરમાંથી બાહાર,
લેવા ગયો એકજણ ચારપાંચની બજાર.
પણ તે બિચારો સપડાઇ ગયો,
મારખાઇ લોહીલુહાન થયો.
ગયો હતો તે "કરાફોરડ મારકીત"—
માં, લેવા હાફીલ મતન ને કીત.
તે ન ફરયો આખી બજાર સારી,
તેવામાં તેણાઉપર તરાપ મારી.
નાખ્યો તેણે ઉંચકી જમીન ઉપર,
જેમ જણાય તેમ માર મારયો જબર.
તેણા હાથમાંથી પૈસા લુંટી લીધા,
તેમ કરવામાં જરાબી ન બીધા.
હો — હા થઇરેહી ચોતરફ,
'પારસીકુ મારા' એમ નિકલ્યા હરફ.
મારકીતનો સીપાઇ દોડી આવ્યો,
ઘણી મેહનત કરી તેણે છોડવ્યો.
દોલીમાં બેશાડી તેણી ઘરભણી,
મોકલીદીધો, લેઈ સંભાલ ઘણી:

જાતોહતો એક છોકરો જવાન,
મુનાપોરની ગલીને દરમીયાન.
તેવામાં કોઇ ચંદાલે મારી પથર—
માથામાં એવોતો ગુમાવી જબર,
કે તુરતજ માથાની ખોપરી ફારી;
કીધો તેણે એક જખમ કારી !
તે પથરના વાગેલા ઘાથી સેતાબ,
મારી ગયો તેણો જીવ બેતાબ.
બેસુધ થઇ જમીનપર પડીગયો !
ચોતરફ તફરીઆં મારવા લાગયો !
તેવોજ તે કલપીત ગભરાઈ ગયો,
કેઠે ખુને ખતોલે ભરાઇ ગયો.
જખમમાંથી વેહેયું લોહી નવધાર !
રરવા લાગો કલવાઇ જારબેજાર !
જોઇ તે બનેલો માઠો બનાવ,
સેંકડો લોકો થવાલાગું જમાવ.
જત તેણે ભોંયપરથી ઉઠાવી લીધો,
પાણીનો હાંડો તેપર ઓતી દીધો.
તેણે થયલો તે કારી જખમ !
કપડા વડે તરત બાંધ્યો મકમ.
વઈદ પાસે લેઈ ગયા એકદમ,
લગાડવા તેપર ઘાનો મલમ.
આથી લોકોને ચઢીયુંહતું ખુન,
પણ કોઇએબી ન બતાવ્યું કનુન.

એક પારસી લેઇ હાથમાં જમીન,
સહવારના વાર મંગલને દીન.
ગયો ખીહીતો છુપાતો નલબજાર—
માં, લેવા ઘરની થોડીએક બજાર.
તેણાઉપર કેટલાક લુચ્ચા ને ચોર,
શું તોફાની ઠગારા કે મસ્તીખોર.
તુંટી પડી તેણાઉપર એકદમ,
ગુજારવા લાગા અફલાતુંની સતમ.
ગીલપેરે મારી તનપર તરાપ,
કોઇએ લગાવી ઠોકર ને થાપ.
કોઇએ તમાચાથી સુજવીયા ગાલ,
કોઇએતો દીધી બુરીબુરી ગાળ.
તે જોઇ નેકખાં લોકો તરત,
દોડી આવ્યા કરવા તેણે મદત.
મેહેનત કરી તેઓથી છોડવીયો,
તેણે નાશી જવાને એસારો કરીયો.
તેવોજ તે જીવ લેઇ નાશી ગયો,
પરજાતના આસરામાં ભરાઇ ગયો.
એવા દાખલાઓ બનીયાછે બહુ,
જાણેછે તેને જાણનારાઓ સઉ.
માટે લખી નથીશકતા આ પુસતક અંદર,
જગાની કોટાઇને લીધે એકંદર.

જો લખીય સઉના સદાબરા બયાન,
તો થાય હદથી જ્યાદા લંબાન.
માટે જેકાંઈ લખ્યુંછે તેના ઉપર,
વાંચનારાઓએ કરવી હાલમાં સબર.
કેવીછે તેમની એ પેહેલવાંની ચાલ!
કરો તેનો તમો વિચાર ને ખ્યાલ.
વિસ પચીસ ખ— મલી એકસાથ,
ભિરે ચુંનદા ચિત્તાસે બાઠ.
કરે તેણે જર ખોતાંબી માહાત,
નથી તેમાં કશી તાજુબીની વાત.
હરીફસે હરીફ મલેતો દાનાઈ,
સાથ, માલમ પડે ખરી મરડાઈ.
માટે એ હીચકારા કામપર ફીતકાર,
સાથ રેહેશે સદાકાલ લેયાનત ધિક્કાર.
જુવો તમો કે આ રીતની જાસ્તી,
હરામખોરોની આએ હરામ મસ્તી.
અંગ્રેજ સરકારના અમલ હેઠલ,
તાજુબી જેવું છે કે થાયચ થલથલ!



કોટની પોલીસમાંથી એક મુસલમાન
વંણકરની ઓરતે આપઘાત કીધો,
જેઊપરથી એક નવા હુલડની હીલ
ચાલ થઈ તથા તેનું નરમ પડવું.

કોતા જેમાં બુધ્ધિ તેમાં જનુન,
સાથ રહેછે ઘણીક વાતના અવગુણ.
પોતે ખોટી હુજતમાં થતાં ખરાબ,
સામાને દેયછે બુરા પેચોતાબ.
સાંભલો સજજણો આ એક વાત,
કે ઉઠયો ભીડીબજારમાં ફરી ધભરાટ.
તે હતો હાજીની પાયદસત મિસાલ,
ચીતારચોચ તેની મતલબનો હેવાલ.
તે વાંચતાં આવશે સઉને ખેયાલ,
કે કેવીછે એલાકોની કફોડી ચાલ.
કે હરબાંને ઉતપન કરવો ફેસાદ,
કરવી સજા સંપજને બરબાદ.
જાણીયા જોયા વગર એકદમ,
પેદા કરવો કારી સોહોર ને સતમ.
ન કોઈનો વાંક ના જરાબી તકસીર,
તેઉપરાંત પાડવી કીનાની તશવીર.

એછે બીના ખરી અફસોશકારક,
માથાને તરફ કરવાનોકે, એ મારગ.
આપણે છઈય સઉ એકબીજાના ભાઈ
ત્યારે શું કામ કરવી માહોમાં લડાઈ.
જે ઉઠયો હતો એ જગ્યે ઘભરાટ,
તેનીકે આ એક બનેલી વાત.
તે એકે એક વંણુકરની ઓરત,
જાતે કરનાર મજુરી ને મેહેનત.
નીતરોજ જાતી કામ કરવા ખાતર,
સાથ લેઇ જાતી પોતાની દોખતર.
હતી જેણે બેટી વર્ષ જેણા પાંચ,
લેઈજાતી તેણી તે પોતાની સાથ.
એક દીન બન્યો એવો સંજોગ,
કે થયો તેણાથી તેણો વિજોગ,
થઈ તે કેડે અચબુચી ગુમ.
તેથી તેણી મા પાડવાલાગી બુમ.
કરવા લાગી તેણી ચોતરફ શોધ,
વરસાવતી ચશમથી આંજુના ધોધ.
પણ ન લાગો તેણો પતો આખર,
નીરાશ થઈ, ગઈ પોતાના કામપર.
તેમજ તે બીચારી નાની છોકરી,
માની શોધમાં જગેજગ ફરી.
પણ નમલી મા કે ન મલીયું ઘર,
જેથી રરતી ઉભી રસ્તા ઉપર.
જેપર પડતા એક શીપાઈની નજર,
લીધી પોતાના સવાધીન અંદર.

લેઇ પુછ્યું તેણીને નામ - નિશાણુ,
પણ જણાવ્યું પોતાનુ ખરૂ અંજાણુ.
પડતું જોઇ ખુબ રતનથી આબ,
લેઇ ગયો તેણીને પોલીસમાં સેતાબ.
જેપછી પડી વંણુકરંને ખબર,
તેવીજ તેણીને મેલવા ખાતર.
ગઈ ત્યાં છોડી પોતાનુ કાર,
મલી બતાવવા પોતાનો પ્યાર.
આવી, મલી, ને થાઈ ખુશાલ,
નીરાંત પાંમી જોઈ પોતાનુ બાળ.
કરી તેણીને ઘર લેઈ જવાની મરજી,
કરી તે વિષે ચોપદારને અરજી.
સાંભલી તેણીની અરજી ને આસ,
ગયો મી. બેલી સુપરીનટેનડંટની પાસ.
જાઈ ઉભો તેણી હજુરે હજુર,
જણાવી વંણુકરંની ખાહેશ પુર.
પણ હતો તે કાંઈ ગડબડ અંદર,
જેથી કહયું કે કરે સબર.
મેલવી તેથી કોઈ રીતનો હુકમ,
ફેરવીયા તેણી તરફ પાછા કદમ.
તેણે ત્યાં પાછો ફરતાંને વાર,
સાંભલીયો એક ભયનાક પોકાર.
તે પોકાર કરનાર હતી તે ઓરત,
કે જેણે મરવા ખાતર તરત.
જોંકાવી દીધું બારીની વાટ—
થી, કરવા પોતાનો આપઘાત.

જાઈ પડી તે જમીનપર એકદમ,
થયા જેથી તેણીને ઘણા જખમ.
ઊડી ગઈ તેણીની બુધ - સુધ,
છુંડાઈ ગયું માથુ ને મુખ.
ઘાયલ થઈ જગેજગથી તદન,
ફાટી ગયું તેણીનુ નાજુક બદન.
તે જોઈ આસપાસના લોકો સેતાબ,
તેણીનાઉપર રેરવાલાગ્યા આબ,
આવી ઊભા કાનશતેબલ ને સીપાઇ.
સાથે માવજતમાં પારસી ભાઈ,
કરી સઊએ મેહેનત બનતી,
જેમ જેણુથી બની તેમ ઘટતી.
કરયો કોઇ તેણીને સવાલ,
જોઈ તેણીનો દુ:ખદાયક હાલ.
પણ નદીધો કોઇને પડ ઉત્તર,
કે નકરી કોઈપર જરાબી નજર.
જોઈ ધારતી ભરેલી તેણી હાલત,
લેઇ ગયા ઈસપીતાલમાં તરત.
કરવા ગુતાયા ડાકટરો માવજત,
પણ તેણીતો મરણ પાંમી તુરત.
ભરી તેણીની લાશપર જુરી,
તે નથઈ કશીરીતે પુરેપુરી.
ફેલાઈ મુસલમાનોમાં આ વાત,
કે પારસીઓએ કરીછે એણીની ઘાત.
તેણીનુ તે વેર લેવા ખાતર,
મચાવી તેઓએ ભારી ગરબર.

જમા થયા લોકો એકએ હજાર,
ભરાઇ ગયું જેથી ભીડાબજાર.
કરીયો વિચાર, ગવરનરને ખાસ—
બતાવવા, તેણીની મુવેલી લાશ.
તે જોય કે કેવાછે પારસીઓ કરૂર,
કે ચલાવેછે ઓરત પરબી મકદુર.
એ શું નથી આપણાપર સતમ!
પથર ફાંતે તેવો ભારી જુલમ.
તમામ લોકો થઇ પુર કીનેખાંહ,
જોતાં બેઠાં સંધી કીનાની રાહ.
તરેહપસંદ બોલતાં સઉકોઇ બયાન,
જેમ જેણુ ફરતું ગુસ્સામાં ધ્યાન.
ગાળ દેવી ને બકવું બોલવું,
થાઇ પડયું તેમને મનસે સેહેલું
એવાતો કરી મેલીઓ ધભરાટ,
કે બંધ કરવા પડયા બારણાઓ તાત.
ગરીબો બીચારા ધ્રુજવા લાગા,
રાહદારીઓ રસ્તેથી નાશવા લાગા.
કારોનરની તપાસ થાતાં ખતમ,
આપ્યો તે લાશને લેઇજવાનો હુકમ.
તેને ઉઠાવી હજારો મસતો,
ગવરનર પાસ જવાનો ધરયો રસતો.
મોટું હુલડ ઉઠવાનો દેખાયો હીગામ,
તેવાજ પુગો તેનો પોલીસને પેગામ.
કે ભીડીબજારમાં થયાચ લોકો જમાવ,
બયરેભલા દેખાયછે તેમનો દેખાવ.

તે સાંભળતાં એડજીંગટ'ન ને મુટર,
આવીલાગા સેતાબ તે જગા ઉપર,
સાથ લેતા આવીયા પેડલ લશકર,
કરવા સમાધાની યા ધર ને પકર.
તેઓને રાહામાં ચાલતાં અતકાવ્યા,
તેઓને એડજીંગટને ઘણા સમજાવ્યા.
રસ્તામાં અતકાવી ચાલતી પાયદસ્ત,
કરી સમજુતીની ઘણી મેહેનત.
કેહી તેમને ઉપર લખેલી વાત,
કે કેમ થઇતી એ નારની ઘાત.
તેઓએ તે કશું નકરયું કબુલ,
પણ કરવા લાગીયા હુજત પુશ્કલ.
જેથી લીધા પોલીસે ચાંપતાં ઉપાય,
કે જેથી તેઓ તુરત નરમ થાય.
જોઇ તે ચાંપતાં ઉપાયો તુરત,
છોડીદીધી પોતાની ખોટી હુજત.
અરધે રસતેથી પાછા ફેરવ્યા,
સમજાવી પતાવી થંડા પાડયા.
જુમીડા કરવા મોકલી તે લાશ,
લેઇ ગયા તેને કબરસ્તાનમાં ખાશ.
તેપછી લોકોને વીખરી નાખ્યા,
જુદીજુદી ગલીમાં વેંહેંચી નાખ્યા.
કેટલેવારે નરમ પડયો ઘભરાટ,
કેંજાઈ સંપે સમાધાનીની વાત,
આવીરીતે થયું તોફાન ખતમ.
હતો જેમાં જુલમાત ને સતમ.

## એક મોગલની પાયદસત વખતની ગડબડ.

"કોઇએક મોગલ ચંદન વાડી ખાતે ચોરાબજાર આગલ મરણ પાંમયો હતો. એ ઉપરથી તે મોગલના ઘરમાં જવાસારૂં બીજા મોગલોનુ એક મોટું ટોલું ભીડીબજાર તરફ જમાવ થયું હતું. તેમને એકઠા થવાની ખબર મી૦ સુપરીનટેનડંટ મીલસને થતાં વારજ, તેણે તેઓને આવાં ટોલાંમાં આગલ વધતાં અતકાવીયા અને તરત સતાવાલાઓને તેમના વીશે ખબર પોંહોંચાડી. એપછી ઘટતી મદદ લેઇને આ ટોલાંની સાથે જઈ તેમને કાલબાદેવીના રસતા ઉપરથી થઇને ધોબીતલાવની ચોકી ઉપર લેઇ ગયો, જાંહાં મી૦ ઇનસપેકટર આસટીન અને એક લશકરી ટુકડી તે ટોલાંની સાથે મરનારના ઘરવેર તે ટોલાંને મુકવા ગઇ". જેપછી તેઓને ઘટતીરીતે વીખરી નાખીયા હતા, ને કાંઇ પણ જાણવાજોગ બન બનીયો નહી હતો.

## સઘલા હુલડખોર કેદીઓની પોલીસમાં જુદેજુદે વખતે ચાલેલી તપાસ.

રાત થઇ તમામ પણ રેહેયો . ઘભરાટ,
દિ ઉગી ફેલાયો નવો ચલકાટ.
પડી હીલચાલમાં વસ્તી તમામ.
ગયા સઉ પોતાને ધંધે ને કામ.
તેમાં માતર થોડા પારસી ભાઈ,
રેહેયા મારના ડરથી, ઘરમાં ભરાઇ.
થયો જયારે નવપર દશનો અમલ,
ગુજરી એ પછી ઘડીને પલ.
કેદીઓને માજીસટરેટની આગલ,
ઉભા કરવાની ચાલી ઉતાવલ.
દેવારવા તેમને સજા સખત,
કે ફરી નકરે એવી માઠી હરકત.
લાવીયા તેમને સીપાઇઓની સાથ,
જંજીરસે બાંધી હાથોસે હાથ.
આજુંબાજું ચાલતા થયા ઘોડેસ્વાર,
કોનસતેબલ ને બીજા અસવાર.
હતી તેમના હાથમાં નાગી તરવાર,
હરોલ ને વચમાં ચાલતા જમાદાર.

લાવીયા કોટની પોલીસ અંદર,
લેઇગીયા તેમને બીજા માળપર.
ઉભાકરી વડા માજીસતરેટની પાસ.
જણાવી તેઓની કેફીયતો ખાસ.
નિચલો છે સાક્ષી ગવાહીનો સાર,
ટુંકમાં આપ્યોછે તેનો વિસતાર:
પ્રથમ આપી મી. એડજીંગટને ખબર,
સોગંદ લેઇ ધર્મના દફતર ઉપર.
બોલ્યો તે ધીરેથી આરીતના કલામ,
નહતી જેમાં કશી ગફલત કે ખામ.
કે " છેઉં પોલીસનો બીજો કમીશનર,
એક વાગા બાદ મલી હુલડની ખબર.
તે ખબરના સાંભલ્યા આવા હરફ,
કે હુલડ થાયછે શેહેરમાં ચોતરફ.
તેવો હું ને પોલીસનો કમીશનર,
લેઈ કોનસતેબલ ને પોલીસનુ લશકર.
ચાલીયા હમો ભીંડીબજારમાં પ્રથમ,
ઝડપથી ભરી ઉપરાસાપરી કદમ.
ત્યાંથી ગયા 'અલાહીબાગની' નજદીક,
કે જ્યાં રહેછે મુખ્ય પારસીઓ અદીક.
જોયા ત્યાં લોકોના ટોલા મોટા,
ઘણાકોપાસ હતા લાકડી સોટા.

જેઓ લુંટાહતા પારસીઓના. ઘર,
હતા તેઓ ગુંસેલા તેની અંદર.
કેટલાકો લુંટફાંતને ચોરીનુ કામ—
કરતાહતા, વેરાન ઘરોનો સરંજામ.
મલતીતી જે જે ચીજો તેઓને હાથ,
બારીથી ફેંકો કરતા હતા બારેવાટ.
એક મુખ્ય ટોલી તે અઇઆંમે,
દોડની આવી પોલીસની સામે.
હમારી સામે થવાની હતી ધારણા.
જેમાં સામેલ હતા લોકો ઘણા.
તેવા ગયા હમો તેમની મુકાબલે,
તેથી નાઠડા રસને આગલે પાછલે.
હમો હુલડખોરાઓસે મલી ગયા,
કેટલાકોને ધરી ને મારી પાડયા.
જેવીરીતે હમોથી બની આવ્યું,
તેમ તે ટોલાંને વિખરી નાખ્યું.
જે ઘરોપર કરયાહતા હુમલા,
કરયાહતા જેઓપર ભારી ગુલ્લા.
લુંટવા ચોરવા ટુંટો પડયા હતા,
તે ઘરમાંથી એઓને ધરયાહતા.
મલ્યો એઓ પાસથી લુંટેલો 'માલ,
હાજરછે તે આ કચેરીમાં હાલ.

મેં જોયાં હતા લુંગડા ને વાશણુ,
સંતારેલા એઓના જન્ભામાં તદન.
ભુલ નથી કરતો કેહેવામાં હરગીઝ,
કે એઓ સઘલા હતા ફેતનેઅંગીજ.
કરતા હતા એઓ ચોરી લુંટફાંત,
ઉતપન કરતાહતા ભારી ઘભરાટ.
માટે માગુછું હાલ એવી રજા.
કે થાય એઓને કાયદાસર સજા.
હું આટલું ઉમેરવાની રાખુંચ આરજુ,
મારી જાણમાં આવેચ આએ તાજુ.
કે પોલીસને મી. સુટર કામગાર,
દાહોડ કલાકના આસરામાં તેવાર.
ગડંબડની જગ્યે હતાજ હાજર,
સાથ લેઇ બીજી પોલીસ બાધર.
તે ટોલાંને, કરી મેહેનત બહુ,
વીખરી નાખ્યું બે કલાક અગઉ".
આવી રીતે બોલી બતાવી જોશ,
થયો તેપછી પોતે ખામોશ.
મી. મીલસ સુપરીનટેનડંટ ત્યાંર પછી,
આપવા નિકલયો સાક્ષી અછી.
કરી તેણી સરકારી વકીલે તપાસ,
તે બોલ્યો ગવાહીના સખુંનો ખાસ.

કે " છેઉં સો દીવીજ'નો નેગેહબાન,
તારીખ ૧૩મીની બપોરે નધયાન.
સેખ અબદુલ રેમાન સીટમાં હતો,
જહાં જોયો હતો મુસલમાંનો જથો.
થોડા હતા 'પારસીઓના ઘરો અંદર,
સામાન ભાગી નાખતાતા રસ્તાઉપર.
બીજાઓના હાથોમાં હતી લાકરી,
ફેંકતાહતા બારી તરફ પથરા પથરી.
બેઉ, વડો ને ડેપ્યુતી કમીશનર,
હતા બીજા માણસો સાથે હાજર.
મી. જીજીભાઇના મોટા મકાન,—
માંથી, બાહાર આવ્યા ઘણા મુસલમાન.
સાથ લાવયાહતા તાંબાના વાશણ,
બતાવ્યા તે લાવનારાઓને તદન.
થોડાજણે બાંધીતી લુગડાંની ગાંસડી,
બીજાઓ સરસામાન નાખ્યો હતો કચડી.
જેઓ આવ્યા આગલે રસ્તેથી બાહાર,
તેઓને કરયા હમોએ ગીરફતાર.
બતાવ્યા વાશણ ને બીજી ચીજ,
ઉલતપાલતમાં ઉલતું નબોલ્યો હરગીજ.
એઓએ વાપરયા હતા હથિયાર,
જેથી પોલીસેબી બમર્યુંછે જરાસગાર-

એ તોફાનમાં હતા પાનશો જવાન,
સીદ્દી, આરબ, કુકની, ને મુસલમાન."
એવી રીતે આપતો ગવાહી સખત,
સવાલનો દેતો જવાબ તરત.
માજીસટરેટે પુગાડી ધયાન તેપર,
કરતો નોધ પોતાની પોથી અંદર.
તેપછી કેદીઓનો બારીસટર તુરત,
પુછવા લાગો ઘણુ ઉલ્લતસુલ્લત.
તે ઉલ્લતસુલતમાં નપડયો પછાત,
બોલ્યો સરખો જોઈ દીઠેલી વાત.
બોલી સઘલું વીગતવારે બયાન,
ખેંચતો સઉના તેઉપર ધયાન.
ત્યાબાદ થઈ તેણી સાક્ષી તમામ,
પુરૂં કરયું તેણે પોતાનુ કામ.
ઈનસપેકટર મી. કીલને તે મીસાલ
આપી સાક્ષી ગવાહી તતકાલ.
મી. પેજ નામનો પોલીસ ઇનસપેકટર,
બોલયો સાહેદીનાં શબ્દો સરાસર.
"મી. એડજીંગટને ચલાવીતી મારફાર,
તોફાની બંધવાઓને પકડતી વાર.
તે દેખતા મેં પણ ત્રણ જણને સેતાબ,
ધરતાં લગાવીતી થપલ ને થાપ

જેઓ પકડાયા હતા તેઓને તાત,
બાંધયાહતા ઢોલીયાની પાટીની સાથ.
તેણે કરી પોતાની ગવાહી ખતમ,
બતાવી, સંભલાવી, ઉઠેલો સતમ.
લેવાઇ રેહેવાબાદ સાખશી બેચાર,
માજીસતરેટે જણાવ્યો એવો વિચાર.
કે નથી આવયું સાક્ષીનું શેવટ,
જાશે હજુ કાંઈ કેટલોએક વખત.
અપરાધીઓને કોરટમાં લાવવા તદન,
પડેછે પોલીસને રોકાન ને અડચણ.
માટે કરૂંચ હું હાલ એવો હુકમ,
કે કાઉનતી જેલમાં કાલે એકદમ,
તપાસ ચલાવી લાવીશું શેવટ,
કે નપડે પોલીસને જાજી મેહેનત.
તયારપછી કોરટ થતાંજ ખલાશ,
સીપાઇઓ આવી ઉભા કેદીઓની પાસ
લેઇ ગયા તેઓને જેલ અંદર,
રાખી તકેદારીને ચોકશી જબર.

ઉગયો બીજે દીનને નુરી આફતાબ,
પડયો સીહાઇપર રોશનીનો તાપ,
ખુલખુલે આપ્યો દિવશને આવકાર,
પાંમ્યા સઉ તેની મીંનતનો કરાર.
ગુજરતા ચાલ્યા એકએકપછી કલાક,
ભુંજાતીગઇ તાપથી જમીનની ખાક.
નજદીક આવ્યો તપાસનો વખત,
કરી કોરટ ભરવાની ગોઠવણ તરત.
થયો જયારે દશ કલાકનો અમલ,
સાક્ષીઓ આવ્યા જેલ આગલ.
બાકીની તપાસના ઠેડવેલા વખ્તસર,
માજીસતરેટ આવ્યો જેલ અંદર.
થયો તે પોતાની ખુરસીપર સ્વાર,
કે ચાલુંથયો ઇનસાફનો કારોબાર.
મીર અબદુલ અલ્લી ખાનબાહાદુર,
આવ્યો બેઠેલી કોરટની હજુર.
આપવા સરૂકરી તેણે ગવાહી,
તે નીચે મુજબ સઉને સંભલાઈ.
બોલ્યો કે છેઉં પોલીસનો ઇનસપેકટર,
તારીખ ૧૩ મી ને વારે શુકર.
હતો હું મારી. 'ડીયુતી' ઉપર,
તે દીનને જુમ્મા મશાજીદ અંદર.

ગયો ત્યાંથી હું એક વાગ્યા પછી,
સેખ અબદુલ રેમાન સીટમાં ધશી.
જોયા મેં છોકરાં ને મરદો બહુ,
ઉભાતા પોલીસની ચોકી પાસ સહુ.
કરતાહતા તેઓ "દીનદીનનો" પોકાર,
બશો કરતાહતા ટોલામાં બિસ્યાર.
મારી સાથ હતા સીપાઇઓ, મગર,
હાજર નહતા એડજીંગટન ને સુટર.
મોકલી પોલીસના કમીશનરને ખબર,
કે બંદ જાગ્યું છે આ મોહોલા અંદર.
આવી લાગયા ત્યાં સીધી, આરબ,
ઘરોની નુકસાની કરવા લાગયા તરત.
પારસીઓના રેહેવાના રેઠાનોઉપર,
ચલાવી તેઓએ વેરાંની જબર.
તેઓને જત હું અતકાવા લાગયો,
મી. રેમન મને મદદ કરવા લાગયો.
"અલાહીબાગ"ના ભાગી નાખ્યાહતા દર,
ઘણાકો ધુસીયાહતા તેનો અંદર.
એક આદમ નામના સખશે તુરત,
કરીહતી હમને જબરી મદત.
ધનજી ફુંનગરી નામની ગલી અંદર,
એક પારસીને જોયોહતો જમીન ઉપર.

બહુ ઘાએલ ને જખમી થયલો,
તેણે બીજા પારસીઓના હાથમાં આપ્યો.
જોયા હતા મેં તે ગલીની આગલ,
થોડા મુસલમાંનોને થતા દાખલ
આવીલાગા કેટલાક પોલીસના સીપાઇ,
તેઓની સાથ હું મલી જાઇ.
તેઓને સેતાબીથી વીખરી નાખીં,
ગયો સે. અ. ર. ગલીમાં જલદી.
તાંહાં ચલાવી ઘણાકોપર ધરપકર
કેટલાકોને મોકલયા કેદની અંદર.
મી. એડજીંગટનની ચલાક મદત—
થી, ધરયો એક આરબને તરત.
જેણે હાલ હું પીછાની શકુંચ,
તેણે હું હાલ બતલાવી આપુંચ.
હતા તેણા હાથમા લોખંડના "બાર",
ઉભેલો જોયો તેણે ચોકમાં બાહાર.
તે મને જોઈ જીવ લેઇ નાઠો,
હું તરત એણી પુઠે દોડયો.
કરયો તેને મે દોડીને હાથ,
મોકલઓ ચોકીમાં સીપાઈની સાથ.
તે મિસાલ બીજાઓને બતાવી આપ્યા,
નામ ને નંબર કેહી આપ્યા.

મેં એ બંધવાઓને જોયાહતા,
જાલીની અંદર ભેગા થયલા હતા.
મો. પેજ ને કીલન ઇનસપેકટર,
લેઇ ગયાહતા તેમને ચોકી અંદર.
ઉલતપાલત કરીયા સવાલ જવાબ
આપીયા તેના સરખા ઉત્તરો સેતાબ.
તેમ થતાં થઇ તણી ગવાહી ખલાશ,
ઉભો જાઈ તે કેદીઓની પાસ.
તેપછી જીજીભાઇની આવી નોબત,
બાહેર આવયો સાક્ષી આપવા તરત.
લેઈ સાચેસાચું બોલવાના સોગન,
બોલીઓ તે નીચે મુજબના વચન.
કે "સે. એ. ૨. સ્ત્રીટને દરમ્યાન,
છે ખુદ મારૂં તાંહાં રેહેવાનુ મકાન.
તારીખ ૧૩ મી અને શુકરવાર.
બપોરના કલાક એકને સુમાર.
હતો તેવેળા હું ઘરની અંદર,
વાંચવામાં મશગુલ હતો દફતર.
તેવેળા સાંભલ્યો "દીનદીન"નાં પોકાર.
તેવુંજ મેં જોયું બારીએથી બાહાર.
તો કેટલાક સીધી આરબ ને મેમાન—
ને, જોયા મોહોલામાં કરતા રમખાન.

તેઓએ મારયા મારા ઘરના ઉપર,
ઉપરા સાપરી ઘણાએક પથર.
એક મેમાન થઈ તે ટોલાંનો આગેવાન,
ફરમાવ્યું "અલ્લાહીબાગ"ને કરવા વેરાન.
તેવાજ આશરે શોએકના ટોલાં,
બારણા ભાગી અંદર જાઈ પેઠા.
તેમાંથી થોડા જણા નીકલી બાહાર,
ભાગયા મારા ઘરના બારણા ને બાર.
તેવો હું, એક ચાકર ને બાઈ,
એક ઘડીઆળીના ઘરમા ગયાં ભરાઈ,
તે તોફાનીઓએ મારૂં તમામ ઘર—
કરી મેલયું શોજ વારમાં ઉજર.
નરાખી તનખાંસરખી ચીજબી આબાદ,
પણ કરી મેલ્યું સઘલુંજ બરબાદ.
ચોરાતી ચીજો ચોરી ગયા એકદમ,
નાશી ગયા ગુજારી મુજપર સતમ.
ફરી હમારી તીજોરી ને તરંગ,
લેઇગયા તેમાંનુ સુન્નુ રૂપુ અતરંગ."
એપછી ઉલતપાલતના ઘણાક સવાલ
પુછયા તેણે માજીસતરેટે તતકાલ.
જેમાં તે ચોરાયલા રૂપીયા ખાતર,
સોજસાજ હેરફેર બોલ્યો માતર.

જેથી દીધા તેણુ મોટો ઠપકો,
ભરૂશો નરાખ્યો તેણા બોલપર પકકો.
તેપછી તેણી સાક્ષી થઇ તમામ,
દુર જાઇ ઉભો થઇ સૈજમાં બદનામ.
છેલ્લે સરકારી વકીલે ખાસ,
મી. સુટરની સાક્ષીની ચલાવી તપાસ.
બોલયો તે જોયલું દીઠેલું તમામ,
છે તેના નીચે મુજબના કલામ
છેઉં હું મુંબાઇની પોલીસનો કમીશનર,
સે. અ. ર સ્ત્રીટમાં હતો હાજર.
હતું તાંહાં મોટું ટોલું એક,
જેમાંથી મેં પકડયા કેટલાએક.
તેમકરી કરયું હુલડને નરમ,
દુર કરયો ચાલતો કારી સતમ.
મીલશ ને કીલશ સુપરીંટેંડટોને હાથ,
આપ્યા બંધવાઓને બાંધીને તાત.
મોકલયા તેઓને ચોકી અંદર,
હતો હું તેવેળા તેઓની બરોબર.
જેકોઇ ઘાયલ થયલા મલયા હતા,
તેઓને ઇશપીતાલમાં મોકલયા હતા.
તેપછી મોહ ફેરવી કોરટ તરફ,
હેઠલ તાકેલા લંબાવયા હરફ.

આવ્યો જ્યારે કુલડની જગ્યા ભણી,
તાંહાં મેં જોઇ લોકોની ગરદી ઘણી.
હતી તેઓના હાથમાં લાકડી તમામ,
કરતાહતા તેઓ ખરાબીનુ કામ.
મારા હુકમથી કરયા તેમને બંધીવાન,
કે જીયાદા નકરે તેઓ રમખાન.
મેં કેટલાકોને જોયાતા નીકલતા બાહાર,
જીજીભાઇના ઘરમાંથી કરી મારફાર.
લેઈ જાતાહતા ઘરનો સામાન,
તેનીછે મને થોડીઘણી પિછાન.
તપછી પોતાનુ બોલવું કરી આખર,
બેઠો ઇજતથી ખુરસીના ઉપર
મી૦ બરાનસન નામનો ચાલાક બારીસટર,
બોલવા ઉઠયો કેદીઓના બચાવ ખાતર.
કે કેટલાકોએ નથી કરયું તોફાન,
કેમકે નથી આપી કોઇ તેમની પિછાન.
તેઓનો નથી કશો જાણીતો ગુનાહ,
પુગાડો તેપર તમો સઉ નેગાહ.
જો એઓ હતે ખરેખરા ગુનેહગાર.
શું તોફાન કે મારમસતી કરનાર,
તો આટલા સાક્ષીમાંથી કોઇબી એક,
કઢવતે એમને તકસીરવાર જરાએક.

એઓતો જતાહતા પોતાને કામ.
પણ નવાંકે પકડાઇ, થયાચ્ બદનામ.
માટે કરૂંચ હું હાલ એવી અરજ,
કરી એ કેદીઓની ઘટતી તરફ.
કે એ લોકોને છોડી દેવા એકદમ.
મોકલા કરવા જંજીરથી એઓના કદમ,
હુલડમાં થયાહોય કબુ સામેલગાર.
તેથીજો ઠરતા હોય એવો તકસીરવાર,
તો સોંપવા એઓને "જુરરો"ને હાથ,
કેજેઓ મલી એકબીજાની સાથ.
સાંભલી સાખશી ગવાહીના બોલ,
કરે એઓની તકસીરનો તોલ.
પછી તેઓ કરી ગમેતેવું એકરાર,
કરે એઓને બેગુનાહ યા ગુનેહગાર
માટે જો હોય તમારો એવોજ ખેઆલ,
તો ચુપકોડી ધરી બેશુછું હાલ.
પણ તેમ બેશવાની આગમચ એક,
હું કરૂંચ તમને વીંનતી લાયક.
કે જેઓથી બને તેમના લેવો જામીન,
કે નરેહે એઓ 'જેલ'ને આધીન.
સાંભલી લેઇ સઉકોઇના બયાન,
મેજીસટરેટે બોલી પોતાની જબાન.

દીધો મી૦ બરાનસનને પાછો ઉતર,
કે તમારૂં બોલવું છે કાયદા સર.
મગર ચાલતું હોય જયારે રમખાન,
ત્યારે શું ઠેકાણુ રેહે કોનુબી ધયાન ?
કે ઓલખી રાખે કેદીઓને તરત,
જોઇ તેમની વારાફરતી સુરત.
પોલીસને પડેછે એવી વાજબી ફરજ,
કરવા તોફાનમાં ધરપકરની ગરજ.
ત્યારે કેમ પિછાને ચોર ને સઉકાર,
પણ હાથમાં આવે તેણે કરે ગીરફતાર.
ઠેડવુંચ હું હાલ સઉને ગુનેહગાર,
કાયદા કાનુનથી ખરા તકસીરવાર.
'શેશન'માં નોધુંછું એવોના નામ,
કરી આએ અન્યાયમાં બદનામ.
કે "એઓ થયા હતા બેકાયદે જમાવ,
કરયો હતો મારમસ્તીનો દેખાવ.
તેવેળા નમાનયો પોલીશનો હુકમ,
જે છુટાં થવા ફરમાવયુંહતું એકદમ.
એવોમાંથી કોઇના જામીન હાલતરત,
લેવા નથી જોતો કશુ ઘટારત.
માટે રાખુંચ એવોને 'જેલ'માં બંધ,
જાંહાંસુધી થાય સજા અને દંડ".

ગયા સર્વે જાણા પોતાને ઘરેબાર.
એકએક પછી સઉ અવારનવાર,
આથી જણાયું ફોજદારનુ દાહ્યાપણુ,
કે વાપડી તેણે પુરતી સમજણ.
નખેંચી કોઇની કશીબી પક્ષ,
પણ ઇનસાફ કરયો વાજબીને બશ.
ગમે એવો હોય કોઇ ભલો કે બુરો,
પણ તેણો અન્યાય તપાશવો પુરેપુરો.
તેમાંછે ખરી અક્કલ ને દાનાઇ,
તેવા નરો હોયછે ખરાજ ખોદાઇ.
અંગરેજ સરકારનો અદલ ઇનસાફ.
છે જેમ નીતરો બીલોરનો કાચ.
છે તેને વાપરવા થોડાજ સકતીવાન
પછી શુ અઘોર કે પીર ને જવાન.

---

'કાઉનતી જેલ'માં બીજી વખત,
ભરાઈ ત્રીજા માજીસટરેટની કોરટ.
તે ભરાએલી કોરટની હજુર,
ઉભા કરયા બીજા કેદીઓને દુર.
સંખયામાં હતા સતર મુસલમાન,
કરનારા સૈ. અ. ર. સીટમાં તોફાન.

મેલયા તેઓપર જુદાં જુદાં અપરાધ,
કરવાના તોફાન મારમસતી ને લુંટફાંત.
ચાલું થઈ આપવા સાક્ષી ગવાહી,
તે આપવા લાગા પોલીસના સીપાઈ.
દરએકની જુદીજુદી આપતા ઓલખાન,
કે ફલાનો આમ કરતોતો તોફાન.
કોઇ મારતુંતું જબરદસ્ત પથર,
પારસીઓના રેહેવાના ઘરો ઉપર.
કોઇ ફારતુંતું તેનાં બારણા બારી,
કોઇ ભાગતુંતું લોખંડની સંગીનજારી.
કોઇ કરતુંતું ખુબ ચોરીનુ કામ,
કોઈ કરતાતા સામાન ફના મુકામ.
એઓના હાથોમાં હતા સોટા,
સાથ પથરા કાંઈ નાધલા મોટા.
કરતા હતા એઓ ચોતરફ ખરાબી,
જહાં નજરે પડતી હતી આબાદી.
વેરાન કરીછે ઘણીએક ચીજ,
કે તેમ નકરે કોઈબીજો હરગીઝ.
સાંભલી તે સાક્ષીઓ અવરનવાર,
પછી આપ્યો ફોજદારે પોતાનો વિચાર.
"સાંભલી સઉની ગવાહીઓ મલતી,
કરૂંછુ હાલ એ સઉને ગીલતી",

કે આએ બધા કેદી મુસલમાન,
સામેલ હતા કરવા તોફાન.
કરયું એ લોકોએ હુલડ ને બંદ,
માટે કરૂંછું રૂપીયા વીશવીશનો દંડ !
લેઇ શોશો રૂપીયાની જામીનગીરી,
કરૂંછું આએ ફરીયાદી પુરી.
આપયો સૈતાબ ઠેડવાયલો દંડ,
જાણુ એકઠું કરેલું હોય કજીઆનુ ફંડ.
સાથ જામીન આપી છુંટી ગયા,
મોટી સજામાંથી છતકી ગયા.

---

બીજે દીનને તેજ મેજીસટરેટ પાસ,
ચાલી બીજા ૭ જણોની તપાસ.
તેઓપરબી મેલયો તેવોજ અપરાધ,
કરવાનો, માર મસ્તી હુલડને લુંટફાંત.
તેઓમાંથી ચાર જણને કરયા 'ગીલતી'
જોઈ સાક્ષીને ગવાહીઓ મલતી.
કરયો તેઓને ઉપર માફકનો દંડ,
સાથ આપી સુલ્લે જાલવવાની પંદ.

---

## ખેતવાડીવાલા બંધવાઓની તપાસ.

ખેતવાડીમાં જેઓએ કરયુંહતું તોફાન,
મચાવ્યુંહતું જેઓએ ભારી રમખાન.
મેલી હુલડ કરવાનો 'ચારજ' તેઓપર,
પોલીસ કોરટમાં કરયા હાજર.
સંખયામાં હતા જેઓ ઓગણત્રીશ,
તારીખ ચઉદમીનો હતો તે દીશ.
મી. મીલસ સુપરીનટેનડંટે તરત,
મેલયું તેઓપર હુલડનુ તોહોમત.
વડા મેજીસટરેટની હજુરો હજુર,
આ રીતનુ બોલ્યો વીચારી પુર.
"ગઇ કાલે મલયો મને સમાચાર,
હતો આસરે એક કલાકનો સુમાર.
કે ખેતવાડી તરફના પારસી મોહોલ્લા—
મા, ચાલેછે તોફાનને ભારી કલ્લા.
સાંભલતાંને વારસે તે બુરી ખબર,
ગયો હું ઉતાવલો તે જગ્યા ઉપર.
ત્યાં મેં પારસી મોહોલ્લા ભણી,
જોઇ મુસલમાનોની ગીરદી ઘણી.

પારસીઓના રેહેવાના ઘર ઉપર,
તેઓમાંથી કેટલાક મારતાહતા પથર.
તેવીજ મેં નકરી જરાબી દીર,
મગર કરયા કેટલાકોને અસીર.
તે જોઇ નાશીગયા બીજા મસતીખોર,
પછી નરમ પડયો ઉડેલો શોહોર".
એવીરીતે બોલ્યો ઘણુક બયાન,
પણ નથી કરી શકતા હયાં લંબાન.
જેકાંઇ લાયક દીશેછે વિચાર,
આપયચ તેનો લાંબો ટુંક સાર.
તેપછી એક અરદેશર જવાન,
ગવાહી આપવા પડયો મેદાન.
લેઈ ધારામુજબ ઘટતા સોગંદ,
ઉભો સાક્ષી આપવા સેલસલા બંધ.
બોલ્યો કે "રેહેવું છું ખેતવાડી દરમ્યાન,
એ જગ્યેછે મારૂં રેહેવાનુ મકાન.
મેં જોયા ઘણા ભંગીને મુસલમાન,
એકઠા થયલા કરવા નુકસાન.
હતો કલાક એકથી બેનો અઇયામ,
તેમાં આ લોકોબી હતા તમામ.
એકે મારયો મને લાકડીનો ફતકો,
લાગો તેનો મારા માથામાં જતકો.

બીજાએ મારયો બીજાઉપર જખમ,
પોહોંચાડયું તેણે દુઃખ ને દરદ.
બીજાઓ મારતા ઘરોપર પથર,
મારયો એક પારસનની આંખના ઉપર.
તે મેં જોયુંહતું નજરો નજર,
મારનારાઓના છે આએ નંબર".
ગુનેહગારોને જત ઓલખી આપ્યા,
તેઓના ઘટતા નંબર કહી જણાવ્યા.
પછી એ મુજબ સાક્ષીઓ બેચાર,
તે જોઇ કરયો મેજીસટરેટે વિચાર.
કે કજીઓછે હાલ લગરીક ખીકત,
માટે ગુજરવાદેવો જોઇય એપર વખત
કે વખત જાતાં પુરતી ચોકશાઇ,
થઇ શકશે લેતાં બીજી ગવાહી.
એવી નેમ ધારી દિલમાં લગરીક,
મુલતાવી રાખ્યો ટંટો, મોહોરમ તુલીગ.

---

ઉપલી મુલતાવી રાખેલી કોરટ,
મોહોરમ બાદ પાછી ભરી તરત.
તે બંધવાઓની ફરીની તપાસ,
ચાલુંથઈ વડા મેજીસટરેટની પાસ.

"તેવેળા આપવા સાક્ષી ગવાહી,
એસન પડી એક બુધી ડોસીબાઇ.
તારીખ તેરમી ને વારે શુકર,
"ગઇતી બાહાર પુતને લેવા માતર.
મેં એક ટોલાંને જોયું આવતું
જે આજુબાજુ પથરા ફેંકતુ હતું.
તેમાનો એક લાગો મારી આંખ ઉપર,
પડયો જેથી એક જખમ જબર.
એપછી આપી મારનારની ઓલખાન",
કે જે હતો સઉકોઇમાં આગેવાન.
તેપછી ઘણીએક સાક્ષીઓ મલતી,
ન જરા રીતેબી ઉલ્લતી યા સુલતી.
ન બોલવામાં કશીબી ફાટફુટ,
પડી તેઓની સામે બહુ મજબુત.
સાંભલી તમામ સાહેદી ગવાહી,
મેજીસટરેટે વાપડી પોતાની દાનાઇ.
બતાવી પોતાના ઇનસાફનો ઠાઠ,
મેલયો તેઓપર નિચલો અપરાધ.
કે "એઓ કોઇબી ચોકશ કારણ વગર,
ટોલાંબંધ ભેગા થયાતા રસતા ઉપર.
એ રીત છે કાયદાથી ઉલતી,
માટે કરૂં છું એ સઉને "ગીલતી".

એમ કહી કરયો વીશવીશનો રંડં ! *
સાથ આપી સુલ્લે રાખવાની પંદ.
રૂપીઆ બશોના લેવારીઆ જામીન,
કે રાખે સુલ્લે રાતો ને દીન.
આવી રીતે થઇ નામીચી તપાસ !
બેઠેલી કોરટ થઇગઇ ખલાશ.

---

ભીડીબજારના તોફાંનીઓની તપાસ.

તારીખ દશમી મારચ માસ—
એ, ચાલી એક નાધલી તપાસ.
ત્રીજા મેજીસટરેટની કોરટ હુજુ,
કરયા ચાર મુસલમાંનોને રજુ.
મેલી તેઓપર તોફાનનો વાંક—
મી. બુરર નામનો કોનશટેબલ રાંક.
તેઓના કરેલા અપરાધની તફસીલ,
ધીરેથી બોલ્યો સાફ કરી દિલ.
ગઇ તારીખ તેરમી ને શુકરવાર,
આસરે કલાક સવાને સુમાર.
એ, હું ભીડીબજારમાં ગયો હતો,
જ્યાં લોકોનો જથો એકઠો થયો હતો.

હતા તેમાં આરબ ને મુસલમાન,
"દીનદીન"નો પોકાર કરતાહતા લંબાન.
ફેંકતાહતા શું નાના કે મોટા પથર,
ચલાવતા ફરેબ ફંદ ને મક્કર.
આવીલાગા તાંહાં બન્ને કમીશનર,
ચલાવી તેઓસાથ મેં પણ ધરપકર.
તેમાંથી કરયા આ ચારોને અસીર,
ચોકીમાં મોકલયા પેહેરાવી જંજીર.
વીખરી નાખ્યું ભેગું ટોલું તમામ,
લાવયા તોફાનનુ સેતાબ અંજામ.
તે સાંભલી બંધવાઓનો વકીલ,
તેમને છોડવાની આપવાલાગો દલીલ.
પણ તે સંધી થડી નામંજુર,
પવીતર ઈનસાફના પીંજરા હજુર
ઠેડવી બંધવાઓને ખરા તકસિરવાર,
કીધો રૂપીઆ વીશવીશનો દંડ તેવાર!
રૂપીઆ શોશોની લીધી જામીનગીરી,
પછી આપી તેઓને વડીયાગીરી.

## બીબીજાન ઈસટરીટમાં ગડબડ કરનારની તપાસ.

વલી એક બીજી સખત તપાસ,
ચાલી વડા માજીસટરેટની પાસ.
બરજોરજી નામનો એક પારસી રાંક—
પર, મેલયો તોફાન કરવાનો વાંક.
ઉભો કરી તેણે પીંજરાં હજુર,
ગવાહી આપવા લાગો મી. કુનુર.
બોલયોકે બીબીજાન સ્ત્રીટ અંદર,
"મેં જોયોહતો એણે રસ્તા ઉપર.
હતી એના હાથમાં એક લાકડી,
તનપર નહતી દગલી કે પાઘડી.
કરતોહતો એ કેદી ઘણું તોફાન,
એણાથી પુગું છે એકજણને નુકસાન.
તે એક તેણા મોહોમાથી દાંત,
ટુંતી પડયોછે એણા ફટકાની સાથ.
એવું બીજુ ઘણુક લંબાન,
બોલી બંધ કરી પોતાની જબાન.
તે સાંભલતાંજ કેદીનો વકીલ,
નકરતા તેના બચાવમાં ઘીલ.
ઉઠી, બોલયો સાલેસાઇથી આમ,
કે આ મેજીસટરેટ નેકનામ.

મારા આ આબરૂદ'ર કુલ તરફ,
જે કાંઈ ઓચરાયાચ સખત હેરફ.
તેને બેવજન કરવા ખાતર,
જણાયુંછું હાલ આટલુંજ માતર.
કે એ મારૂં કુલ છે આબરૂદાર,
નથી એણી પાસ તોફાની વેહેવાર.
કે જાગરૂત કરે કીનાનુ મેદાન.
ઉતરી પડી કરે કોઈસાથ તોફાન.
મગર ફક્ત એ મોહોલાને દરમ્યાન,
છે એનુંજ તાંહાં રેહેવાનુ મકાન
તે તરફ થયા ફસાદીઓ જમાવ,
જેથી કરયો એણે દિલમાં ઠેરાવ.
કે જો હું ઘરમાં બેશી રેહવશ,
તો હું ફોકતમાં મારયો જવશ.
તેથી બેહેતર કે કરવા બચાવ,
આવતી આફતનો કરવા અતકાવ.
પડું હું હિંમત ધરી મેદાન,
કે રેહે સહીસલામત મારૂં મકાન.
એવું ધારી લાચારીએ પડયો મેદાન,
ન પીઆરો ગણી પોતાનો જાન.
થયો જયાંરે એણાઉપર હુમલો,
થયો ત્યારે બચાવમાં સામે એખલો.
તેઓ કદાચ થયુંહોય કોઈને નુકસાન,
તોપણ એછે બેગુન્હા નધયાન.

માટે ગુજારૂંચ અરજ લેઇ રજા,
કે ન કરવી એણે કશી સજા.
સાંભલી મેજીસટરેટે તેણું ભાશાણુ,
પાડી તેણે આવીરીતે સમજાણુ.
"એણે કરયો ખરો પોતાનો બચાવ,
જોઈ ફેસાદીઓનો ભારે જમાવ.
હશે એ ધણી આબરૂદાર ને રાંક,
તોપણ થયોછે એણાથી વાંક.
તેએક એણે તોડીપાડયોછે દાંત,
હાંછે સઘલી વિચારવાની વાત.
માટે કરૂંછું હાલ એણે તકસીવાર,
ઇનસાફની ચુંગાલમાં ભારી ગીરફતાર·
ચઉદ દિવશની સખ્ત મજુરી—
ની, મારૂંછું એણે 'તેપ' પુરેપુરી."
તેપછી તેણા વકીલની કશી તકરાર,
નલાગી કારગરત જરા લગાર.
મોકલયો તેણે જેલમાં એકદમ,
ગુજારી બીચારાપર સીક્ષાનો સતમ.
બીચારો આબરૂદાર બની ગમખાર,
જેલને આધીન થયો બની લાચાર.
હવે તમો વાંચનારા પુગાડો ધયાન,
વાંચી આગલા લખાયલા બયાન
કે ભીંડીબજારના તે તોફાન કરનાર,
ખેતવાડીમાંના તેવાજ નુકસાન કરનાર.

કે જેઓએ મચાવી ભારે સતમ,
કરયો એક ઓરતના માંથાંપર જખમ.
પવીતર આતશકદેહેને કરયું અવાવ,
રીમન કીધા શું ઓરવર કે વાવ.
ખુંનભરયું કરયું ચોતરફ બંદ,
તેઓને માતર વીશ વીશનો દંડ!
અને, જેણે કરતા પોતાનો બચાવ,
નજીવો જેવો બનયો તેમાં બનાવ.
તેણે ચઉદ દાહાડાની સજા સખત!!
દેઇ, છીનવી લીધી આબરૂ — ઇજત.
ત્યારે હવે કેવીરીતનો હશે ઇનસાફ,
તે માલમ પડશે વાંચનારાઓને સાફ.
જેવીષે હમો કાંઈ બોલતા નથી,
ઠપકાની મુજામત ખોલતા નથી.
મગર કહીયચ આતલુંજ જરાક,
કે એથી લાગીછે ઇનસાફને જાંખ.
જેઓની તકસીર ઘણીજ મોટી,
જેઓની અંદરની દયાનત ખોટી.
તેઓને થઈ સજા કાંઇ સેંજસાજ,
લપશી નહી ગઇ ખોટી પતરાજ.
જેણી તકસીર જોતાં ઘણી નરમ,
તેણે સજા થઇ ઘણી ગરમ.
એવીબેછે લોકોના પોકાર સખત,
પણ કરયચ એ બાબદને સમાપત.

## સોનાપોર આગલ પકડાયલા કેદીઓની પોલીસમાં ચાલેલી સઘલી વારની તપાસ.

સઉને યાદ હશે રવીવારની વાત,
તે દીનનો ભારી શોહોર ને ઘભરાટ.
થયલી જબરદસ્ત જંગ ખુંનખાર,
ગયલા જેમાં કાંઇ જાંનો દશબાર.
એવીશે આગલ વીગતવારે બયાન,
વાંચયું હશે તમોએ પુરતુ લંબાન.
જેથી નથી બોલતા વધુ કાંઇ હાલ,
પણ કેદીઓની તપાસનો ટુંક હેવાલ.
લખીએચ જેકાંઇછે અગત જોગ,
નશોધતાં કશોખી આડો સંજોગ.*
હારમારી ઊપજાવી ગયલો અતવાર,
થયો ધીકેપાતે જેમતેમ પસાર.
ઉગી, રેશન થઇ બીજી શહુવાર,
હતો તારીખ શોલમીનો શોમવાર.
કેદીઓને સજા કરાવાની હીલચાલ,
ચાલી રહી અમલદારોમાં તતકાલ.

લાવવા તેમને માજીસટરેટ આગલ,
ચાલીરહી સર્વે વાતની ધાંધલ.
બોલાવયું થોડુંએક પેદલ લશકર,
ચોકી રાખવા રાહમા કેદીઓ પર.
આવયા સંતરી ને ઘોડે અસવાર,
જેઓના હાથમાંહતી બરછી ને તરવાર.
તેપછી કાહાડી કેદીઓને બાહાર—
કરી તેઓની ત્રણત્રણની હાર.
ચાલ્યા નાએક ને સીપાઇ હારકતાર,
પાછલ ને આજુબાજુ ઘોડે સવાર.
જોવાલાગા તેમને હજારો લોક,
કરતું ને મેલતું અફસોસ ને ફોક.
મજબુત ચોકી પોહોરાઓની સાથ,
બાંધેલાહતા સઉન જંજીરસે હાથ.
હતા તેઓ સંખ્યામાં ત્રીશ ઉપર સાત,
કરતા હતા જેઓ એકબીજાશે વાત.
લાવયા તેઓને પોલીસની પાસ,
કરાવા તેઓની ઘટતી તપાસ.
ત્રીજા મેજીસટરેટની હજુરો હજુર,
ઉભા કરયા બંધ પીંજરામાં દુર.
મલીરેહી તયાં તમાશગીરોની ઠઠ,
ન રહયો ચાલવા હલવાનો વગ.

હાજર થયા વકીલ ને બારીસટર,
તેવામાં મી૰ મીલર બાથર.
કરયું ગવાહી આપવાનુ મંડાન,
કરવાલાગો અગત્જોગ થોડું બયાન.
પ્રથમમાં બોલયો આવા કલામ,
લેઇ સપતને ખોદાનુ નામઃ
તે "બોલ્યો કે ગઅએ આતવાર—
આસરે કલાક દશએકને શુમાર.
બે મુસલમાનના મુરદાં જોયાહતાં,
જેની સે પાંનશો પાયદસીઓ હતા.
મારી સાથ હતા સીપાઇઓ વીશ,
ને એક અસવાર ફરનારો ગીશ.
હમો તેઓની સાથ સામેલ થયા,
સોનાપોર આગલ આવી લાગયા.
થયા કબરસ્તાનના ચોકમાં દાખલ,
ઉતારી ત્યાં પાયદસ્ત બાંધથી હેઠલ
સઉ સીપાઇઓ રહયા તેઓની સાથ,
હું ઉભો ઘેરી દરવાજાની વાટ.
તેમના અંદર જવાબાદ મલી ખબર,
કે એકઠાં થયાચ પારસીઓ રસ્તા ઉપર.
તેવોજ મેં મોકલયો એક સરદાર,
સાથે પોલીસના સીપાઇ ચ્યાર.

કે તેઓને સેતાબ વીખરીનાખે,
કરે તેઓ ત્યાંથી આગે છેતે
પણ મને મલી વલતી ખબર.
કે તેઓ વીખરાઇ જવા નાપાડેચ,મગર—
'આલેછે કે પોલીસની કાંઇબી સંભાલ.
નથી હમોપર કશીરીતની હાલ.
જેથી હમો ખુદ હમારો બચાવ,
કરવા થયા છેઇયે હાલમા જમાવ.'
તયારબાદ આવીપડયા તાંહાં પથર,
લાગા તે જાઇ કબરો ઉપર.
તે જોતા તો ઉડયો ઘભરાટ,
બીગડીગઇ જેથી સુલ્લેની વાત.
મેં જોયો ત્રણશો પારસીનો જમાવ,
જેઓનો દીસતોતો તોફાંની દેખાવ.
જેઓ પથરા નાખવાની ઝડફ,
કરતા, દીસતાહતા કબરસ્તાન તરફ.
તેમજ વલી મુસલમાંનોબી સઉ,
ફેંકવા મંડીગયા પારસીઓપર બહુ.
મુસલમાંનો જટ કુદાવતાંજ દેવાલ,
ઘસયા પારસીઓ ભાણી તતકાલ.
તેવા હું ને સીપાઇઓ પડયા મેદાન,
કરવા બેઉતરફ તરત સમાધાન.

તેવા અરશામાં બેત્રણ સીપાઇ,
હેરાન થયાહતા જખમથી છુડાઇ.
ચાલી આમન સામન જપાજપી
અરસપરસ થોડીઘણી ગીપાગીપી.
થયા બેઉતરફ બેચાર ઘાએલ,
જખમી થયા માથાં અને દલ.
તેપછી હમો પુરતી મેહનત કરી,
એકઠાં કીધા મુસલમાનોને ફરી.
જોઇ આવીરીતનો સઘલો પેચોતાબ,
મેં દોડાવયો એક સીપાઇને સેતાબ.
બેઉ કમીશનરને તેડી લાવા ખાતર,
પોહોંચાડી આ રમખાનની ખબર.
તેમજ વલી લેવા લશકરી મદત,
મોકલીઓ મી૦ આસતીનને તરત.
થોડા પાયદલીઓ પાસ હતી લાકડી,
ઉશકેરાયલી દીશતીતી તેમની લાગણી.
તેપછી મુસલમાંનો નીકલયા બાહાર,
જવા સઉકોઇ પોતાને ઘરેબાર.
તેઓપર કરયો પારસીઓએ હુમલો,
લાકડીઓ ઉડાવી કરયો ગુલ્લો.
તેજોઇ મુસલમાંનો અંધરત્યાર,
કરવાલાગા પારસીઓની વચે મારફાર.
બેઉ તરફ લાકડીઓથી આમનસામન,
છુટતાં ચાલયા એકબીજાના બદન.

જે મુસલમાંનો વીખરાઇ ગયાહતા,
તેઓ પારસીઓની પુઠે દોડતાહતા.
તેઓ ફેંકતા પારસીઓના ઘરો ઉપર,
શુ નાખેલા કે મોટા સંગીન પથર.
ઘરોમાં ઘુશવાનો કરતા દેખાવ,
પણ પોલીસ કરતી તેનો અટકાવ.
તેવામાં બેઉ કમીશનરો પોરજુર,
આવીલાગા તે રમખાનની હજુર.
પોલીસે ચલાવી ભારી ધાંધલ,
જેથી નાશીગયા સઉ આગલપાછલ.
કોઇ ટોલું ફનશવાડીની નજદીક,
તો કોઇ અગીઆરીની ગલી નજદીક.
સઉ દોરાદોર કરતાહતા ચોતરફ,
બોલતાં મુખથી બુરાબદ હરફ.
જેઓને પોલીસે તાંહાં ધરયાછે,
તેઓને હયાં હાજર કરયાછે.
તે સખ્ત ચાલેલી જંગને દરમ્યાન,
થયાછે બેઉમોથી સાત આઠ હેરાન.
તેમાના બેચાર જખમથી તદન,
પાંમયાછે ઇશપીતાલમાંજ મરણ.
હું એઓમાંથી કોઇનેબી બરોબર,
ઓલખી શકતો નથી, મગર—
એઓ સઉહતા બીગાડ કરવામાં,
માર મસ્તી ને ફેસાદ કરવામાં.

જમાનચોહતો કોઈ અમલદારનો દમ,
છુટા પડવા માટે પોલીસનો હુકમ.
પણ આખેર સઉને છુટાં કરયા,
ઘણાકો તાબરતોબ નાશી ગયા.
લશકરનીબી ત્યાં આવીલાગી મદત,
પણ તેટલામાંતો થયુંહતું સેવટ.
જેથી નલાગું તે કશુબી કામ,
પણ ઉભા જાલવા પારસીઓના મુકામ."
એણી લાંબી ગવાહીમાં ગયો વખત,
જેથી માજીસટરેટે પોતાની કોરટ.
મુલતાવી રાખવાનો કરી હુકમ,
સાક્ષી ગવાહી લેવાનું કરયું ખતમ.
જણાવયો પોતાનો આવો વિચાર,
"કે હાલ ચાલેછે મોહોરમના તેહેવાર.
માટે જયારે તે થાશે બલાશ,
ત્યારે જેલમાંજ ચલાવીશું તપાસ.
કેમકે હયાં કેદીઓને લાવામાટે,
રાખવી પડેછે ભારી ચોકી સાથે.
જેથી પડેછે સતાવાલાઓને અડચાણ,
જેને દુર કરવા ખાતર તદન.
હાલમાં કરૂંછું હું ઉપલો હોકમ,
પસંદ પડશે તે સઉને એકદમ."
તેપછી કોરટ થઇરહી તમામ,
મુલતાઇ રેહેયું તપાસનુ કામ.

સોનાપોરના હુલડ પછી આઠ દાહાડે કેટલાએક પારસીઓને હુલડ કરવાના વાંકને માટે પકડયા.

વનાયછે તેણું સઘલુંજ વનાયચ,
નહી તેણું, તે મુરખમાં ગણાયચ.
વાંચયું હશે સઉએ તે બયાન,
દાદી સેઠની અગીઆરીવાલું રમખાન.
કે જેથી સતાવાલાઓની ઇતરાજી,
પારસીઓપર થઇ બની નારાજી.
ગણ્યા તેઓને તોફાંન કરનાર,
માર મસતી ને રમખાન રચનાર.
જેથી કરયોહશે એક અંદેશો આમ,
કે કરવા જોઇય થોડાકને બદનામ.
તેઓને પકડવાની ચલાવી તજવીજ,
નછોડયા તેઓને તેપછી હરગીજ.
તાબરતોબ આઠ 'વારંટ' કાહાડયા,
આઠ પારસીઓને રાતોવાઈ ધરયા.
કરયું તેઓનુ તુરંગમાં મુકામ,
નીચે મુજબછે તેઓના નામ.

નસરવાનજી બેજનજી, દોરાબજી નસરવાનજી, માણેકજી એદલજી, શોરાબજી ટેમુલજી. દીનશા માણેકજી, બેહરામજી અસપંદીઆરજી, પાલણજી રૂસતમજી. અને રૂસતમજી અસપંદીઆરજી.

તે સાભલતાં ચાલી ચકચાર ને વાત,
સાથ ઉડીરહયો ભારી ઘભરાટ.
કે "આએ તે શીરવેશનો જુલમ!
આએ શાનો પારસીઓપર સતમ?
શુકરી તેઓએ એવી તકસીર?
કે કરયા તેઓને સેતાબ અસીર.
તેઓતો પોતાના બચાવને ખાતર,
ભેગા થાયલાહતા ઘરમાં માતર.
ત્યારે શુંકામ તેઓને ધડયા હશે?
કેવીરીતની ઇચ્છા ને શાને મશે?
તાતેઘાયએ જો તેઓને ધરયા હતે,
તો કોઈ કાંઈ કેહી નશકતે.
કે પોલીસે કરયુંછે ઉલતું સુલતું,
પ્રજાને નાપસંદ ને અનગમતું.
એમાં દખાઇછે પોલીસની ભુલ,
હશે તેમાં કોઈ બાબદનુ મુલ.

## પકડાયલા પારસીઓની પોલીસમાં ચાલેલી તપાસ.

ઉપર જણાવેલા આઠ પારસી બંધવાઓની તપાસ તા૦ ૨૬ મીને મંગલવારે ત્રીજા માજીસટરેટ મી૦ નાના મોરોજીની હજુરમાં ચાલીહતી, તેવેલા મી૦ મીલસ સુપરીનટેનડંટે એવી જુબાની આપી કે, આએ સઘલા કેદીઓ સોનાપોરના હાબલમાં તોફાન કરવામા સામેલ હતા. એઓને જોકે હું પોતે ખુદ ઓલખી શકતો નથી તોપણ, એઓ હુલડ કરવામાં સામેલ હતા તે સાબેત કરવાને હું જુબાની મેલવી શકીશ, માટે હાલ એ મુકદમો હું આગલ ચલાવી શકતો નથી— તે સાંભલી બંધવાઓના વકીલોએ માજીસતરેટને જણાવયું કે જયારે મી૦ મીલસ તપાસ આગલ ચલાવી શકતો નથી માટે હમો માગી લીયચ કે તમો એ કેદીઓને જામીન પર છોડવા. તે સાંભલી માજીસતરેટે જવાબ દેતાં જણાવયુ કે એ મુકદમો જોખમ ભરેલો લાગેછે, માટે હાલ તુરતતો એવોને જામીનપર છોડી શકતો નથી. જેવારે બંધવાઓના બારીશટર મી૦ પીરોશા તથા વકીલ ડાકટર દાલાશે એવા સખુન સાંભલયા ત્યાંર ઘણીએક ઘટતી દલીલો બાહોશીસાથ જણાવયા પછી એક દાખલો આપયો કે, એવાજ તોહમતને માટે વડા માજીસતરેટે કેટલાક બધવાઓને જામીનપર છોડયાછે, માટે તમોએવી તેમ

કરવું જોઇયે. માજીસતરેટે તેઓની અરજ નાક બુલ કરી અને બંધવાઓને જામીનપર છોડવા ના પાડી કજીઓ વધુ તપાસને માટે મુલતવી રાખયો.

એપછી થોડે દાહાડે ઉપલા વકીલ બારીસટર મી૦ નાના મોરોજી ની આગલ હાજર થઈ બંધવાઓને જામીનપર છોડવાને માટે અરજ ગુજારી. જે લાંબી વાડવીવાડ થયા પછી મનજુર થઈ હતી. તેઓના જામીન તરીકે થવાને સેઠો નાનાભાઈ બેહરામજી જીજીભાઈ તથા નવરોજજી માણેકજી વાહાડીઆ હાજર થયા હતા.

ઉપલા પારસી કેદીઓ તથા આગલા ૩૭ મુસલમાન બંધવાઓની તપાસ કાઉનતી જેલમાં એજ માજીસતરેટની હજુરમાં ચાલીહતી તેવેલા પોલીસના જુદાંજુદાં અમલદારોએ પોતાની મુખજુબાની આપી તેનો ટુક સાર નીચે આપીએ છેઇએ.

પ્રથમમાં સરકારી વકીલ મી૦ હરનને મી૦ આસતીન નામના એક પોલીસ ઇનસપેકટરને તપાસીઓ, તે નીચેમુજબ બોલયો "કે હું પોલીસનો ઇનસપેકટર છેઉ ને ધોબીતલાવપર તકેદારી રાખુંછું. તા૦ ૧૫ મી રવીવારને દીનને હું મુસલમાનના મુરદાંની સાથ આસરે દશને અમલે સોનાપોરના કબરસ્તાનમાં ગયોહતો. થોડોવારપછી ચંડનવાડી તરફથી કેટલાક પથરાને આવતા જોયા, તેવોજ હું કબરસ્તાનની દેવાલ આગલ જઇ જોયુંતો ગલીમાં પારસીઓ જમાવ થયલા હતા, જેઓના હાથમાં લાકડીઓ પણહતી. જેથી મુસલમાંનો કબરસ્તાનની દેવાલ તરફ ધશી આવયા, તેઓને પોલીસે થોડાવાર પછી પાછા હતાવીઆ પણ પથરાતો આવતા ચાલુંજ

રેહેયા. મેં પારસીઓને વીખરાઇ જવાને ફરમાવયું પણ તે તેઓએ નામજુર રાખયુ. સીધીઓબી પથરા ફેંકવા લાગાહતા ને કેટલાએકો દેવાલ કુડાવી ગલીમાં એકઠાથયલા પારસીઓ તરફ ધસી ગયાહતા, જેઓ ને પોલીસે અતકાવાની મેહેનત કરીહતી. તેપછી બેઉ ટોલીમાં ખુબ જપાજપી ચાલી રહી,તેવોજ હું મી૰ મીલસના હુકમથી લશકરી મદત લાવવાને દોડી ગયો હતો. લશકરી મદત આવી લાગે તેની અગાઉ બંને કમીશનરો આવી લાગા હતા. જેઓએ બનતી મેહેનત કરી કેટલાકોને પકડીઆ અને બાકીના બીજા અગીઆરીની ગલી ભણી તથા ફનશવાડી તરફ નાશી ગયાહતા. જેમાંથી કેટલાકોને પણ પક ડયાહતા. પારસીઓ જે હાલ પકડાયલાછે તેઓ તોફાનમાં સામેલ હતા. એઓને પાછલથી પકડયાછે, તેઓ સગલા હાલ હયાં હાજરછે.—તેપછી મી૰ આશતીને કેટવાક બંધવાઓને ઓલખી આપીઆ હતા કે જેઓએ હુલડમાં ભાગ લીધો હતો.

એણી સાક્ષી તમામ થવા પછી મી૰ બરવીન નામના કોનસટેબલે ઉપલી સરખી ગવાહી આપી ને બાકીના બંધવાઓને ઓલખી આપયા હતા. ૭ મુસલમાન ને સીધી બંધવાઓની કોઇએ ઓ લખાન નઆપી જેથી તેઓને છોડી મેલીઆ ને બાકીના બંધવાઓને આવતી શેશનમાં કમીટ કરયા. જેમ પારસીઓને જામીનપર છોડયા તેમજ મુસલ માનોનેબી જામીન પર છોડયા ન હતા. તે પછી બંધવાઓની તપાસ અપરાધીઓની ખાસ શેશનમાં થઇહતી તેવીવે આગલ લખવામાં આવયુછે.

તમોએ વાંચીઉહશે બધુ બયાન,
દેઇ પોલીસની તપાસપર ધયાન.
જેથી પડયું હશે તમને માલમ,
કે કેવો થયોછે ઇનસાફ નરમ.
તેપર કરો તમો સઉ વિચાર,
તમોપરછે મત આપવાનો આધાર.
જેવીશે હમો બોલી શકતા નથી,
કાંઈ કરડુ લખાણુ લખી શકતાનથી.
જો લખવા બેશીએ પુરતી તફસીલ,
તોકદાચ દુખાય ઇનસાફીઓના દીલ
પણ જરારતીભી બોલયા વગર,
હમો કરી શકતા નથી સબર.
કે જે કાંઇ થયોછે ઇનસાફ,
તે નથી દીપીઓ ઉતમ ને સાફ.
જેમાં રહીછે ઘણી ધીલી લગામ,
જે કરેછે અદલતાઇને બદનામ.
કે આએ અદલ અંગ્રેજી રાજ,
સઉમાં ધરાવેછે ઘણી મોહતાજ.
તે અદલાઇના પર સીહાઇનો દેખાવ,
થતોજાયછે રફતે રફતે જમાવ.
તે જમાવ કદાચને કાંઇ બરોફેજ,
બતાવા ચુકશેનહી ખરાબીનો પેચ.
માટેકાપત્રીતેની આગમચથી બુનબેખ,
રાખી તેપર ધયાનભરી દેખરેખ.

## સર જમશેદજીએ લશકરથી શેહેરમાં સંભાલ રાખવાને ગવરનરને કરેલી અરજી તથા તેનો જવાબ.

---

જોઈ પારસી કોમનો ભારી ધભરાટ,
ગરીબોપર ચાલેલી સધલી લુટફાંટ.
ન તેમને પોલીસ કે ફોજનીમદત,
જેથી તુટેલી તેઓની સંધી હીમત.
રેહેવા ને ધરમના પવીતર મુકામ,
ખરાબ હાલતમાં થયલા ફનામુકામ.
જેથી થઇપડયા ભારી ગમખાર,
પારસી ફેરકાના 'સર' નામદાર.
થયા દીલથી બેહદ ચીંતાતુર,
ઇછયું કરવા તે આફતને દુર.
આતશના પવીતર મકાંનોપર તપાસ,
પારસીઓના સરવે રેઠાંનોની પાસ.
રાખવા લશકરથી બેહદ સંભાલ—
ગવરનરને પીટીશન કરવા તતકાલ.
પડયા પુરહીમત ધરી મેદાન,
અતકાવવા ભવીષયનુ બુર તોફાન.
ગવરનરની કાઉનસીલને કરવાઅરજી
બતાવી બીજા અકાબરોને મરજી.
તેઓ સધલા રાજી થતાને વાર,
પીટીશન કરી બનયા અરજદાર.
નીચેછે સધલી લખાયલી સતર,
લખીછે તે લખાઈ ગયલી નસર.

"નામદાર સર. ફીલીપ ઓડહાઉશ કે. સી. બી. મુંબઈના ગવરનર અને પરેસીડંટ ઇન કાઉસીલ—જોગ.

મુંબઇના મુખ્યીઅ પારસી રેહેવાસીઓની નમનતાઇ ભરેલી અરજી માનસાથ જણાવેછે કે—

સુકરવાર તા૦ ૧૩ મીએ મુસલમાંનના એક ટોલાએ સેખ અબદુલ રેમાન સટરીટના અને ભીંડી બજારની પડોસમાં રેહેનારા પારસી ઉપર ઘણો શર ભરેલો હુમલો કરયો અને અલાહીબાગના અને બીજા પારસીઓના આતશ કદેહઓનો નાશ કરયો. ઘરો ભાજીઆં, સરસામાન લુટી નાખીઓ અને બીજી મીરાશ ચોરી ગયા અથવા નાશ કરીગયા તથા ઘણાક પારસીઓને ઘણું વાગ્યું, સ્ત્રીઓ અને છોકરાંઓને ઘભરાઇને નાશી જવું પડયું.

૨—તયારબાદ આ હીનપસતી ભરેલું તોફાન ઘોબી તલાવ, ખેતવાડી અને જયાં પારસીઓની વસતી છે, તયાં થયું, તે ઉપરથી જણાઇ આવેછે કે તે નરમ પડયું નથી.

૩— મીલકતનોજ જાણીજોઇને નાશ કરવામાં આવયો નથી પણ ઘણા આતશના મકાંનો અપવીતર થયાછે. પારસીઓની પવીતર જગા ઉપર પગપે સારો થયોછે અને તેઓની પવીતર ચોપડીઓ ફાડી નાખીદીધામાં આવીછે. આ શરભરેલા

હુલડનો વીગતવારે હેવાલ રોજીંદા પતરોમાં છપા યોછે. હજીસુધી આ હુલડ મુસલમાનો તરફથી નર મ નપાડવાને લીધે નીચે સહી કરનારાઓને નામ દાર ગવરનરની હજુરમાં સઘળી બીના રજુ કરવા ની જરૂર માલમ પડીછે.

૪— તમારા અરજદારો એવા ટોલાના લોકોછે કે જે ટોલો સુલેહ સંપજ જાલવવા માટે તથા બ્રીટી ટીશ સરકાર તરફ વફાદારી અને પીઆર માટો પંકાએલોછે. એટલા માટે તેમની ખાતરીછે કે તેઓ તરફથી મુસલમાંનોના હોમલાના સોકકારક પરી ણામોનો જો બરાબર હેવાલ સરકારમાં રજુ કર વામાં આવેતો તે ઊપર પુરતું ધીઆન આપવાને સરકાર ચુકનાર નથી.

૫— આ જંગલી હુલડથી પારસીઓ ઘભરાઈ ગયાછે, ઘણાક ખરાબ રીતે જખમી થયાછે. અને કેટલાકો મારીઆ ગયાછે. કપડાં લતાં, જર જવેર લુટવામાં અને ચોરવામાં આવયાછે. કુવાઓ ખ રાબ કરવામાં આવયાછે અને ઘરોની દેવાલે વગરે ભાગીછે. આથી એટલીતો ધાસતી પેઠીછે કે પારસીઓ પોતાના ઘર છોડી ચાકરી ધંધે જતાં નથી કેમકે તેઓ હેરાન થવાથી બીહેછે અને દરેક પારસી કુટુંબ પોતાને વગર બચાવનુ સમજેછે.

૬— મુંબઇમાં આવીહાલત હોવાથી અને લાંબો વખત સુધી હુલડ ચાલું રેહવાથી ખરેખર એ ધાસતી ખરીપડેછે કે આ તોફાન નરમ પાડવાને પોલીસ તદન અસકતછે. ગમેતેમખી હોય પણ જણાવવાને અતીશે દલગીરી ઉપજેછે કે પારસીઓનો વીશવાસ પોલીસ ઉપરથી તમામ ઉઠીગયેછે.

૭— મુંબઇનો રેજીસટરાર અને બીજા આબરૂદાર ધરહસથોની હજુરમાં ગેજેટના અધીપતી મી૦ મેક લીને પોતાના તા૦ ૧૯ મીના પતરમાં ટાંકેલા અણઘટતા સખુનો મી૦ સુટર પારસીઓ વીશે બોલાઓ તે ઉપર તમારૂં ધયાન ખેંચવાની રજા લઇએ છઇએ. મી૦ બેહરામજી દાદાભાઇ રેજીસટરારે મી૦ સાઉટરને જણાવયું કે એક પારસી મરણ પાંમયો તેના ઉતરમાં કમીશનર બોલયોકે—

"હું ઘણો ખુશીછુ, સઘલા પારસીઓ મરણ પાંમે તો હું રાજી થાઊ".

આવા ટીકા બારીક વખતમાં થવાથી પારસીઓ ઘણા દલગીર થયાછે અને એક ખાતાનો વડો જયાંરે પારસીઓ સામે અગાઉથીજ એવા વિચાર જણાવે તયારે તે ખાતા ઉપર પારસીઓ કેમ ભરૂસો રાખે તે વીચારવાને હમો તમો નામદારનેજ સોંપીએ છઇએ.

૮—ઘણી દલગીરીસાથે તમારા અરજદારોને કબુલ

કરવું પડેછે કે કોઇકવાર હલકી વરણના પારસી ઓએ છુટાછવાઆ મુસલમાંનોને સખત માર મારીઓ હતો. પણ આવા બનાવ કવચીતજ બન યાછે અને તેની પોતાનો બચાવ કરતાં તથા તોફા નીઆઓની આપી પોંહોંચવાની ખોટી ખબરથી બનયોછે. વલી પારસીઓ જયાંરે પોતાને બચાવ વગરના જોય તયાંરે આવીરીતે હોમલો કરવાને તે ઓને ચીઢ ચહડે તેમાં જાહાજી નવાઈ જેવુંનથી. એટલુછતાંબી પારસીઓએ ઘણી સારી સમજણ અને મધયમપણું વાપરયુંછે. અને જો તેમના ધર મના અને રેહેવાના મકાનો મજબુત લશકરી પેહે રાથી બચાવમાં આવેતો-તેઓને પાછો ભરસો આવે.

૯— વલી વધારે ધાસતીનુ એક નવું કારણ એછે કે મોહોરમના તેહેવાર નજદીક આવયાછે. એટલા માટે અરજ કરીએ છેઇએકે એ બાબદમાં ચોકસ થટતા અને ઉતાવલથી ઉપાય લેશો. એટલુંજ નહી પણ મોહોરમપર પારસી ટોલાને બચાવ મલે એવી ગોઠવણ કરશો. એતો સારીપેઠે જણાયલુંછે કે મોહો રમના તેહેવારો ઉપર આ જનુની લોકોનુ જહનુન ઘણુ ઉશકેરાયછે, અને તેમાં હાલના હુલડ કરનાર ઓની ગડબડ વધવાની ધાસતીછે.

૧૦— આવેલાએ પારસીઓ સામે બીજો કેવો હોમલો કરવામાં આવશે તે કહેવાઇ શકાતું નથી.

વધારે ચોરીઓ, લુટફાંટ અને મારામારી તથા આતશકદેહોનો નાશ અથવા દોખમાં ઉપર કદાચ હોમલો પણ થાય.

૧૧— એટલામાટે તમારા અરજદારો અરજ ગુજારેછેકે આ તુફાંન બેશાડી દેવાને સખત ઉપાયો લેવા ઉપરાંત મોહોરમ ઉપર પારસીઓના બચાવ થકી લશકરની ચોકીઓ તથા દોખમાના અને આતશ બેહેરામોના બચાવથકી પેહેરાઓ રાખવા કેમકે સરકારના મજબુત દસત વગર આ શરમભ રેલો બખેડો બંધ પડનાર નથી.

(સહી) જમશેદજી જીજીભાઈ.
અને બીજા ૨૭ ની સહી.

---

ઉપલી લાયક અરજી કરી તૈયાર,
રવાના કરી ગવરનરપર અધરતયાર.
સાથ લખી મોકલી એક ચીઠી,
લખી જેમાં વાતો ઘણી મોઠી.
પુગી અરજી ગવરનરને હાથ,
વાંચવા બેઠા કાઉનસલરોની સાથ.
વંચાઈ તેમાં લખેલી તમામ તફસીલ,
અરજદારોની સંધી મીંનત ને દલીલ.
જાણી લેઇ સઉખીના વીગતવાર,
કરવા બેઠા તેપર લાંબો બિચાર.

વિચાર કરી બીજેદીનને સેતાબ,
વાલયો તે અરજીનો પાછો જવાબ.
માનભરેલીરીતે લખી થોડી સતર,
મોકલી નેકનામ સર જમશેદજી ઉપર.

"આનરએબલ સર જમશેદજી જીજીભાઇ બારો નેટ સી. એશ. આઇ. જોગ—

આનરએબલ સાહેબ—તા૦ ૧૮ મીના તમારા કાગજ સાથ મુંબઇના મુખીઆ પારસી રેહેવાસી ઓ તરફના પીટીશનની પોંહોંચ કબુલ કરવાને મને હુકમ થયોછે અને નામદાર ગવરનરની કાઉનસીલે મને જણાવાને ફરમાવ્યુંછે કે તોફાન બેશાડી દેવાને તથા સંભાલવાને થયલા ઊપાયોની આગમચ આ અરજી લખાયલી હોવીજોઇએ.

૨—નામદાર ગવરનર દલગીરછેકે આ હુલડ બેશક મહમદીઆન ટોલાના કેટલાકોએ ઊઠાવ્યુંછે તેમા પારસી તથા મુસલમાંનોના જીવ ગયાછે, મીલકતોનો નાશ થયોછે—પારસીઓના ધર્મના જગા અપવીતર થઇછે અને ઘણી ધાશતી ફેલાઇ છે. પણ આટલું દેખાડવું જોઇએછેકે સુકરવારના હુલડ પછી કોઇ મીલકતનો નાશ થયોનથી. અને પછીના તોફાનની કાંઇએક સરૂઆત કેટલાએક પારસીઓએ પાછું વેર લેવાની તજવીજ કીધાથી થઇહતી.

૩— આ તોફાંન મોહોરમના તેહેવારની સરૂઆત માંજ થયુંછે અને એ તેહેવારની અશર મહમદી આંન ટોલાના લોકોપર કેવી થાયછે તે ધ્યાનમાં રાખીને તથા પરજાની સલામતી તરફ જોઇને એવું ઠરાવયુંછેકે જયાં સુધી મોહોરમના તેહવાર ખલાશ થાયનહી તયાંસુધી કોઇબી સરગસ કાહાડવા દેવા નહી.

૪— ધરમના મકાનોમાં અથવા ખાનગી ઘરોમાં ધરમની ક્રીઆઓમાં કોઇબીરીતે વચે પડવામાં આવશે નહી.

૫— નામદાર ગવરનર આશા રાખેછેકે મુંબઈમાં જે લશકર આવયુંછે તે કોઈબી જાતના તોફાનને બેશાડી દેવામાં બશછે અને હવે કોઇબી ગનેઆત વાલા તુફાન મચાવશે તેને સખત સીક્ષા થઇશકશે.

૬— નામદાર ગવરનરની કાઊનસીલ સાંભલવાને ખુશીછેકે બેહુ બાજુવાલાઓ વચે પાછી સુલેહ કરવાને વગવાલા મીતરો મેહનત કરેછે.

૭— એવી મેહનત તરફ સરકાર ઘણીજ ખુશીથી જોયછે અને આશાછેકે બેહુ ટોલાના વડાઓ તેમાં સાફ દીલથી શામેલ થશે.

(સહી) જાન નયુજંટ,

મુંબઈ સરકારનો અંડર સેક્રેટરી

મુંબઈ તા૦ ૧૯ મી ફેબરવારી ૧૮૭૪.

## નબુ ચાબુકસવારે હુલડની વખતે ચલાવેલી માઠી ચાલ, તેણી પોલીસમાં તપાસ, તથા તેણી સાથની સમજુતી.

---

ઓળખીતો મારેછે એક ઘોદ્દા વધું,
નાશ કરેછે જોયલું દીઠેલું બધું.
હાલમાં આએ એક નબુનુજ બયાન,
લખીએચ તેઉપર આપજો ધયાન.
'નલબજાર'માં એક પારસી જવાન,
રાખતોહતો એક દારૂનુ દુકાન.
હતો તેણો એક રફીક નામે નબુ,
નહતો તેણે તેસે વેરભાવ કબુ.
તેણાઉપર લાવયા તોફાનીઓ ધાર,
તારીખ ૧૩ મી ને રોજે સુકરવાર.
તેઓ સાથ હતો નબુની સામેલ,
ગરમ હતું એણું પણ કીનામાં દેલ.
લુંટીલીધું તેણું સદાબરૂ દુકાન,
પોંહોંચાડયું તેણે — તેણે નુકસાન.
મારયો તેણે મરતાતુલીગ માર!
લેઇ પોતાના સીહ જીગરનો પ્યાર.
કરીનાખયો તેણે બેહદ ઘાએલ,
છુંડીનાખયું તેણું માથુ ને દેલ.
ફ્રાવીયો જેથી તેણા બદનનો સાસ,
તરહી તેણે તેણા જીવવાની આસ.

તોફાનીઓ મચાવી ભારી તોફાન,
પોંહોંચાડી, કરી તેણે નુકસાન.
નાશવાની કરવાલાગયા તજવીજ,
પણ નથાયુંનહીં બધાથી હરગીજ.
કેમકે આવીલાગા પોલીસના સીપાઈ,
તેજોઈ તોફાનીઓ ગયા ધભરાઇ.
કેટલાકો જીવ લેઈ નાશી ગયા,
શુ આગલ કે પાછલ ખશી ગયા.
પણ થોડા આવયા પોલીસને હાથ,
તેમાં હતો પેલો નબુખી સાથ.
પણ કોઇ કહેચકે તેખી નાશીયોહતો
આઠ દાહાડા પછી ધરાયોહતો.
મોકલયા તેઓને ચોકી અંદર,
રાખી પુર સાવચેતી તેઓ ઉપર.
તેપછી પેલા કાહેલીને સેતાબ!
કે જેણે જોયણો બુરો પેચોતાબ!
તેણે મોકલયો ઇસપીતાલમાં એકદમ,
રુજ લાવવા તેણા કારી જખમ!
જાંહાં સઉકોઈ ઓષધના ધણી,
કરવાલાગા તેણી બરદાશ ઘણી.
પણ નજોઈ તેણી હઇઆતીની આસ,
ફોજદારને બોલાવયો તેણી પાસ.
કે લેય તેણી મરતી વખતની જુબાંની,
જણાય કે કોણે દીધી તેણે હાંણી.

ત્રીજો ફોજદાર ત્યાં થઇ હાજર,
કરી દુ:ખીઉપર ધીરેથી નજર.
પછી કરવા તેણે ઘટતા સવાલ,
જોઇ તેણો નાશપાંમેલો હાલ.
સાંભલી તેણાથી સવાલો સેતાબ,
માહસકતીથી દીધો પાક્રો જવાબ.
તે જવાબનો અગતજોગ સાર—
નો, આપીઓચ ટુંકમાં વીસ્તાર.
કે "મુસલમાંનોએ કરયો હુમલો,
મારી દુકાનપર ખુલલે ખુલલો.
કરી તેને સેજવારમાં વેરાન,
પછી કરયો મને ઘણો હેરાન.
તે હેરાન કરનાર નબુ હતો,
તે મારો વેરી ન કબુ હતો."
હાંફવા હુફવા લાગયો એકદમ,
રૂદન કરી બતાવતોતો જખમ,
તે પછી પોલીસમાં તેણી તપાસ,
એવાર આલી તેજ ફોજદારની પાસ.
મલયો તેઉપર મારવાનો વાંક,
માટામાં મોટો નકશો જરાક.
પણ ફર્યાદીના નથવાથી હાજર,
કજીઓ મુલતાવી રાખયો આખર.
લીધી તેણી પાસેથી જામીનગીરી,
જે કોઇ સહુકારે તેણે ધીરી.

જામીનગીરી આપી થયો માકલો,
પોતાને મારગે ચાલીગયો એખલો.
તયાંરબાદ પેલા પારસી જવાન,
જે થયલો હતો બેહદ હરાન.
રફતે રફતે થઇ તેણી હાલત સાજી,
આવવા લાગી તેણે તંદરોસ્તી તાજી.
એમ કરતા થયો તમામ શાજો,
જેવોહતો તેવો તાજો ને તાજો.
ભલી તંદરોસતી પાંમતાને વાર,
ચાલીગયો તે પોતાને ઘરબાર.
તયાંરબાદ તે ધરી ભારી ઉગમ,
પોલીસમાં હાજર થયો એકદમ.
ચલાવયો તેણે નણુપર 'કેશ,'
કરાવવા તેણે સજા વિષેશ.
ચાલી પેહેલીવાર ફરીથી તપાસ,
શું વકીલ કે બારીસટરોથી ખાસ.
પણ તે એકવારજ નથયો પુરો,
રહયો સાહાજપરતાં સુધી અધુરો.
લાંબા દીનપર તે મુલતાવી રાખયો,
મજબુત કેશને ધીલમાં નાખયો.
તે ધીલનો લીધો સામાએ લાભ,
જેમ વખત ગયો તેમ અડાબ.
તે એક ચાલયું હાથ ફખાને,
ધાંક બીછોડો કરવાનુંજ નધયાને.

જેનુ નીપજ્યું એવું પરીનામ,
કે ફરયાદી થયો લાચાર તમામ.
નાચાર થઇ તેથી ઉઠાવયો હાથ,
ભીરવી છોડી દીધી લડતની બાઠ.
મારખાઇ બેઠો ઘરમાં ખામોશ,
મેલી કીસમતપર કઝાનો દોષ.
હમો એ બાબદપર નુકતેચોની,
કરવા માગીએચ થોડી યા ઘણી.
કે એ પારસીને નથવું હતું નરમ,
ન છાંડવી હતી કોઇનીબી શરમ.
મારખાધો તેવેળા કેવું લાગુ?
તેબી શું કરયું વીચારથી આગુ?
શું હાથ તરફ, કરીકે નજર?
કે નુખ્સુજી પોતાના દુ:ખનીબી કદર.
ન છોડવો હતો હાથનો શેકાર,
કરાવવીહતી સજા જરા લગાર.
કે ફરી નચલાવે કફોરી ચાલ,
ન કરે કોઇનાબી બુરેબદ હાલ.
એમ કરવામાં નથી વાપરયું દાહાપણ,
બેલાફરીતે વાપરી પોતાની સમજણ.
કદાચ મારથી પાંમતે જરૂર મરણ,
તો બેશતેકે નહી જીવબોઇ તદન?
વારૂં ચાલયોહોય સધર ઠેકાણેથી વગ,
ચાલતાં થયા હોય લક્ષમીના પગ.

તો તે કદાચ થયો હોય નરમ,
કીધી હોય લાચારીથી તેની શરમ.
તો શું પોલીસખી પોતાની ફરજ,
તદન વીશરી જઈ બેઠી અલગ?
હતું પોલીસને લાયક તેવાર,
કે થાતે પોતે ફરયાદી કરનાર.
દેવારતે તે તકસીવારને સજા,
તો ખુશી થાતે દુઃખી પરજા.
કબુ હતે કોઈ પારસી એવો ગુનેહગાર
. તો શું પોલીસ ચુકતે કરવા ગીરફતાર?
શુ સોનાપોરના પારસીઓ મિસાલ,
'નકરતે તેણો એકસરખો હાલ.
બેર જે કાંઇ બનનાર તે બની ચુકુ,
કરયચ હાલમાં એવીપે ટુંકુ.
વાંચનારાઓની સુનશરી ઉપર,
સોંપીએચ આએ બાબદ આખર.

---

## પારસીઓએ પોતાના રેઠાણો સાચવવા બારતો તથા વાહાણના સેલરોને રાખયા.

---

દાહાડા ગુજરતા ને પડતીતી રાત,
ચાલતી હુલડ ને આફતનીજ વાત.
સાંભલી જાતભાઇઓના જાનોની ઘાટ,
રાખતા બીજાઓ દીલમાં ઘભરાટ.

કે રએને ઉતરીપડે તેઓ રાજનચોર,
ફીનેખાહ ને કપતી ને દગાખોર.
દેઇ પોતાનો ભયનાક દેખાવ,
કરે ધરમના પાક મકાંનો અવાવ.
તેમજ વલી કરે માલમતાને ખરાબ,
દેય નાચારોને હલાકીનો આજાબ.
પુગાડે અચબુચ હરકોઇને આજાર,
નફરવા દેય કોઇને રસતાપર બાહાર.
દાહાડામાંતો રેહેશે કદાચ સંધી તપાસ,
પણ રાતે કોણ કરશે આપણી બરદાસ.
કેમકે રાતનુ સુવું તે મરવું એકસાન,
જેમ બેસુધ થયલા મનથી બેધયાન.
તેઓનેતો ચઢેલુંછે માથે ઝનુન,
તો રએને આવી વરસાવે સબેખુન.
દિસતીછે એવાની એવીજ ધારણા,
તે પ્રસંગે નથી મજબુત ઘરના બારણા.
ગર હોયબી હયાં ફરતી પોલીસ,
કરતી જગેજગ ચોકી રાતદીશ.
મગર ચારઆંખના ચોરાવી નજર,
ગાલિબ આવે હરકોઇના ઉપર.
સેતાબ કરી એલે જાનમાલની ખુવારી,
તેપછી આવે ધણીએકબી યારી.
પણ તે યારી આવે શું કામની ?
જેમ મરતાપાસ વઇદની દવા નામની.

તબેલામાંથી ઘોડો ચોરીજાય ચોર,
તે પછી બંધ કરવા બારણા પુરજોર.
તે શું કાંઈ ગયલો ઘોડો મલેચ ?
તજવીજ ને મેહેનત નકામી નથરેચ?
સાંપછે જેહેરી ગર હોયખી મુરદાલ.
પણ રાખવી તેના દંખની સંભાલ,
કે તેના એકએક દંખથી બેજાલ.
થઈ, નકરવોપડે પાછલથી વિચાર.
માટે રાખવીછે આગમચથી સંભાલ,
કે નસોસરી પડે કસીરીતની જંજાલ.
તેવા અંદેસામાં ચકચુર કરયું દેમાગ,
જેમ કાયર રેહેછે ફાલુથી વાગ.
એમધારી મોહોલા ફરીઆના લોક,
જાલવવા પોતાના ઘરોની નોક.
સાચવવા માલજાનને આતશકદેહ,
વફાદાર સેલર ને બારત વડે.
જમાવ કરી ઉગરાનાની રકમ,
આપતા સઉસઉ તે કામને જનમ.
સઉકોઈ પોતાની ગુંજાશ માફક—
જાલવવા પોતાના પેયારા મઠક.
આપતાતા નાણાની જુજએક મદત,
વલી કોઈ લેતા નાચારીની હરખત.
કોઈ પાછી કેહતા કે પોલીસ છે કેની,
ચોકશી રાખવાની છે ફરજ તેની.-

લુટારૂ ઓતો હવે દષત પડીઆ,
તો શું કામ આપયે હમો રૂપીઆ.
એમ કરતા તેઓ ઘરબેશી સેખી,
જાણે પોતે સુખી તે જગ સુખી.
કેમકેમ કરતા થાતા રૂપીયા એકઠા,
સઉને કહેતા, બોલતા, ને સમજાવતા.
તેમાથી રાખયા કઉઆતમંદ સીપાઇ,
હિંદુકુશના ખરા પરદેશી ભાઈ.
વલી તાલેવાંનો રાખતાહતા સેલર,
વફાદાર હીંમતવાન ને જોરાવર.
એથી ઉગરી ગરીબ ગુરબાની રોજી,
હતી જેમાં બધી વાતની દિલાસોજી.
એકબીજાને જોઇ ઢડો લેવાલાગા,
પોતાના ઘરપર બારૂતો રાખવાલાગા.
જેથી પડી તેઓની નોકરીની તાન,
લાગા કામે શું પીર કે જવાન.
ચોકી કરવા બેશતા ઓટલાઉપર,
શું સહવાર કે રાત કે બપોર,
બેશી કરતા તરેહવાર રંગ રાગ,
હીંમતના બોલો બોલતા અઠાગ.
નાનખાઇ ફેરવતા પેટાપર હાથ.
બેશી ભાગતા બાજત ને ખાતં,
જોઇ તેમની પાસબાંની ઠીકાઠીક,
આવી બીયેલાઓને તહુઆર જરીક.

નીશાતે લેવાલાગા થોડીએક ઉંગ,
મગર પેટમાં તો નહતી ખાધાની ભુખ.
જતા પોતાને ધંધે રોજગાર ખરા,
પણ મગજમાં ઘરની ચીંનતાના ડરા.
કે રખેને કાંઇ કસુ માઠુ બને,
અંધારામાં યાતો દિવશને સમે.
મગર કસો કાંઇબી જાણવા જોગ,
ન બનયો સોકકારક માઠો સંજોગ.
ટુંક ફંડનો આવતો જયારે આંકો,
ફરખસત પાંમતાતા તેમાંથી એકકો.
એમ એમ કરતા આપી સઉને રજા,
ખોદાપર આધાર રાખી બેઠી પ્રજા.
હોય જેમાં સુલ્લે જાલવાની સમજણ,
તેજ ખરચેછે આવેસમે દાહાપણ.
જેણે તપાસી લીધી પોતાની તક,
તે નથી પસતાતો જનમ તલક.
જેણે સંભાલી આ જગની બાજી,
રેહેછે તે સદા રાજી — ગાજી.

## 'દીફિનશ' ફંડની જરૂર.

---

આએછે એક અગતનુ કામ,
કબુલ રાખેચ તેને સમજુઓ તમાંમ.
તે એ કે દરએક જાત ને પ્રજાત—
માં, હોયછે નાધલી મોટી જમાત.

તેઓ સહુ પોતાની શકતી મુજબ,
જાલવવા પોતાની રસમ ને મજબ.
જમા કરેછે એક નાણાની રકમ,
જેની હદ હોયછે ઘણી મધયમ.
જયાંરે આવીપડેછે પોતાની જાતપર,
તયાંરે તેનો બચાવ કરવા ખાતર.
કાહાડી તેમાથી થોડી દોલત,
આપેછે અશકતોને તેથી મદત
તેવા નાણામાંથી થતી મદત,
માટે નથી લેતું કોઇબી હરખત.
ને તે મદતનુ હોયછે આવું કારણ,
કે છે દર કોમમાં ખરાબ થોડા જણ.
તેમાંનાબી થોડા અનગડને અપત,
મારામારી કરે રાખી કપત.
કરી મેલ એવો માઠો દેખાવ,
કે લોકો થાય જોવા જમાવ.
તેમાં પોલીસ આવી કરે ધરપકર,
ન કરતા તે વખતે કશી સબર.
જે હાથમાં આવે તેણે કરે અસીર,
પછી તેણી હોય કે નહી તકસીર.
કેમકે નથી રેહેતું પોલીસનુ ધ્યાન,
કે કોણ કરનારાછે ખરા રમખાન.
તાતેથાય અસીર કરતી વેલા,
ભુલમાં કોઇ બેગુનહાપર પડે વેહેલા.

તેવખતે નહોય તેણી પાસેકાંઈ જર,
કે ખરચે પોતાના બચાવ ખાતર.
તયાંરે વેઠવી પડે તેણે નકામી વેઠ,
કુંટી મશતક હાથો ને પેટ.
તેવી વેલાએ કરવા તેણો બચાવ,
કરવા તેણો કોઇ વાતે નીભાવ.
તે ફંડના નાણા આવેછે કામ,
દેવા કાંઈ તેણા વકીલોને દામ.
એમ કરવાથી થાયછે તેણો છુટકારો,
એવો રસતો રાખયોછે સઉએ સારો.
પણ આએછે દલગીરાઇની વાત,
કે પારસીઓમાંછે નાની મોટી જમાત
તેઓએ કરયાછે હજારો જાતના ફંડ,
જેછે સઉ આલમને મન પસંદ.
'દીફેનશ' ફંડ જેવું નથી મગર,
કે જેની નથીરેહેતી ગરજ પડયાવગર
જયાંરે પડેછે તેનીં અચબુચ ગરજ,
તયાંરે કરવીપડેછે દયાભરેલી અરજ.
જેમ મરતો રાખે વઇદની ગરજ,
તાલબ પોતાના બુરો મરજ.
આગ લાગેને પડેચ પાણીની તાન,
તેમ થવું પડેછે બેહદ હેરાન.
તેમ હેરાન થતાંબી કોઇવાર નીષ્ફલ,
થવુંપડેછે જોઇ રોકાન ને ખલલ.

તે સાથે બીચારા મેહેનત કરનાર,
પામેછે પાજીઓથી કોઈવાર ધીક્કાર.
ત્યારે ઓ હમારા હમદીન ભાઈ,
તમો ધરાવોછો અક્કલ ને દાનાઈ.
તેછતાં કેમ રેહેવોછો પછાત?
શું કામ નથીલેતા ધ્યાનપર આ વાત?
કાંય કરતાનથી તેવું એક ફંડ જમાવ?
કરી તે બાબપર ઘટતો ઠરાવ.
નથી એવું ફંડ કરવામાં કશી અડચણ,
જો કરયે રાખી અક્કલ ને સમજણ.
જો કાયદાસર ખાનગી કરશો તે કામ,
તો નલેશે સરકાર હરગીઝ તેનુ નામ
માટે તમો ઓ દીનદોસ્ત બીરાદર,
લેવો એ વાતને તમો મનપર.
કેમકે એ કામ નથી કાંઇ નાનુ સીનુ,
કે ન બમ્ય કોઇવેળા લાચારીથી હિણુ.
જો તમો થોડાપાસ નહોય ગુંજાશ,
તો નાધલી મોટી અંજુમનની પાસ—
ભરાવો ફકત એકએક રૂપીઓ,
પછી તે અવરનવર જાશે વધીઓ.
થાશે તે નાણાની એક મોટી રકમ,
કામ લાગશે કરવા કોઇનું રક્ષણ.
માટે ઓ ભાઇઓ બીરીદેઈ હામ,
માથે ઉઠાવો તે અગતનું કામ.
નો કરશો તેમાં હવે વખતની ઢીલ,
લગાડજો એ કામપર મથાને દિલ.
જે કામ કરો તે સાંચપણે કરજો,
કાયદા કાનુનને મગજમાં ધરજો.

## તાબુત બંધ પાડવામાટે સરકારી જાહેર નામું.

કાયદાથી છે હાકમ જોરાવર ને મકમ,
પ્રજા છે જેનાથી મીમજેવી નરમ.

"મોહોરમના દાહાડામાં લોકોને હલલો હરકત નહી થવા બાબ તનું આ જાહેરનામું બંદેગાન અલી નવાબ મુસતેતાબ હજરત આનરબલ ગવરનર સાહેબ બાહાદુર દરઈજલાસ કાઊનસીલે સને ૧૮૫૬ના ૧૩મા આકટની ૭૭મી કલમના ઠરાવપરમાણે મંજુરકરયુછે"

તારીખ ૨૩ મી જાનેવારી સન ૧૮૭૪ના પોલીસ કમીશનરના જાહેરનામામાં મોહોરમના દાહાડામાં તાબુતો બાહાર ફેરવવા કાહાડેછે તેનો બંદોબસ્ત રાખવા સારૂ તથા લોકોને હલલો હરકત નહી થવા સારૂ કાનુનો ઠરાવીયાછે, અને હાલમાં કેટલાએક મોહોટા દંગા મુંબાઇ શેહેરમાં થયાછે વાસતે લોકોમાં સમાધાની થાય તયાંહાંસુધી લોકો ને હલલો હરકત નહી થાય તેમ કરવાસારૂ ધરમ સંબંધી કાંઇ કારણ સારૂ કોઇરીતે લોકોને એકઠા થઇને રસ્તામાં ચાલવાની મના કરવાની જરૂરછે.

વાસતે પોલીશ કમીશનરે સરકારના હુકમથી અને તારીખ ૨૩ મી માહે જાનેવારી સન ૧૮૭૪ નુ જાહેર નામું રદ કરીને આ જાહેર નામાં ઉપ રથી હેઠલ લખવા પરમાણે ફરમાવેછે.

૧—આવતા મોહોરમમાં મુંબાઇ શેહેરમાંના કોઇ

પણ સરવજનીક ગામમોના રસતામાં અથવા રાહા દારીના ઠેકાણામાં મંડલીને એકઠી થવાદેશે નહી અથવા એકઠી થઈને ચાલવા દેશે નહી.

૨—આવતા મોહોરમના તાબુત અથવા પંજો અથવા દુલાનો પંજો બનાવવાનો અથવા બાહાર ફેરવવાનો અથવા સરજવનીક રસતામાં વાજાં વગાડવાનો પરવાનો આપવામાં આવશે નહી. અને જે પરવાના આપવામાં આવયા હશે તે સઘલા આ જાહેરનામાં ઉપરથી રદ કીધાછે.

એફ. એચ. સુટર. સાહેબ બાહાદુર,
પોલીસ કમીશનરની સહી.

મુકામ, મુંબાઈ મજગામ પોલીસ કચેરી. તા૦ ૧૭મી માહે ફેબરૂઆરી સન ૧૮૭૪ અંગરેજી મંજુર કરયુંછે. બમુજીબે હુકમ બંદેગાન આલી નવાબ મુસતેતાબ હજરત આનરબલ ગવરનર સાહેબ બાહાદુર ઈજલાસ કાઊનસીલ—

જાન. નયુજંટ સાહેબ, બાહાદુર આકટીંગ અંડર સેક્રેટરી નીસબત સરકાર એઓની સહી.

મુકામ જંજીરે મુંબાઈ, તારીખ ૧૭ મી ફેબરૂઆરી સન ૧૮૭૪ અંગરેજી. (True Translation )

VENAYEK WASSOODEV.

Oriental translator to Government."

## ગવરનર ઊપર મુસલમાનોનુ "ડેપયુટેશન" ગયુ તથા તેનો જવાબ.

હરકોઇની થાયચ ધારણામાં નીષફલ.
વાપડેછે તયાંરે હીકમત ને બલ.
તેમાંની થાયછે જયાંરે નીરાશ,
તયાંરે છોડી બેશેછે જીગરની આશ.
પરગટ થયો ઉપલો ઢંઢેરો મજબુત,
કે બંધ રેહેશે આસાળ સઘા તાબુત.
તે સાંભલી વાંચી વીગતવારે તદન,
પુજનારાઓને લાગું બેહદ કઠન.
તેજોઈ કરવાલાગા ભારી હીકમત,
હાથમાં લેઈ કાયદા કાનુનની મદત.
લેઇગયા કેટલાકો ગવરનર પર અરજી,
જણાવી તેમાં નીચે મુજબની મરજી.
તે અરજીને જાણી નકરતા લંબાન,
મગર મતલબ સમજવાય તેવું બયાન.
આપયચ તેનો નશરમાં વીસતાર,
કરજો વાંચનારાઓ તેપર વિચાર.

મુસલમાન ઘરહસથોનુ એક 'ડેપયુટેશન' પરેલ ખાતાના સરકારી મેહેલમાં નામદાર ગવરનરની હજુરમાં ગયું, જયાં તેઓએ આરીતે કેહી જણાવ્યું કે "પેહેલું તોફાન કેટલાક મુસલમાનોએ પારસી ઓપર મચાવીલું, પણ તેને અતકાવાને આબરૂ

હાર મુસલમાનોએ બનતી કોશિશ કરી હતી, તેમજ વળી બીજી તરફથી પારસીઓ વેર લેવાને ચુકીઆ હોય એમ નથી. જે પ્રસંગે સેઠ નારાયણ વાસુદેવ સુલેહ કરાવાને મેદાન પડયા હતા તે વેળા હલકા વરગના મુસલમાનોને સમજાવાને ભલા મુસલમાનો એ કાંઇ બાકી રાખ્યું નહતું."

કરીહતી હમ લોકોએ ભારી મેહેનત,
કરવા મી૦ નારાયણ ઘટતી મદત.
દીધોહતો તેણે લાયક આવકાર,
મનજુર રાખ્યો હતો તેણો વિચાર.
જેમ હમોને દીધું તેણે ફરમાન,
તેમ આપયું તેણા સખુંને માન.
બદ પવન કીધો લોકોથી દુર,
નરાખી સુલેહમાટે કસીબી કસુર.
કરી બુરી દુશમનીને જીરોજબર,
બાંધી સુલેહસંપજના કામપર સબર.

'પણ દલગીરાઇથી કહીએ છેઇએ કે લોકોમાં સાંતપણાનુ બી રોપાઇ નરેહેયું—એટલામાં કોટમાં કેટલાક નીરદોશ સીધીઓપર હોમલો કરવામાં આવયો, જેથી જે સુલેહનુ બીજ રોપાયું હતું તે પાછુ ઉખરાઇને હસદ તથા દુશમંની પાછી નવેસરથી તાજી થઇ'—એટલું બોલીં 'ડેપયુટેશન'ના ઘરહસથો અરજ કરવાલાગાકે તમો નામદારે તાબુતનુ સરઘસ

બંધ પાડી હમોને શીક્ષા કરવી નહીં કેમકે બીજી ગમથી બંદ તાજુ ને તાજુ રેહે તેને લીધે હમો ને એવી સજા કરવી ગેરવાજબી કેહવાય. માટે તમો નામવરે હમોપર રેહેમ કરી આટલી રજા આપવાને મેહેરબાન થવું."

તેઓનું બોલવું સાંભલી સેતાબ,
દીધો તેમને તેણે પાછો જવાબ.
સરઘસ બંધ પાડવાનો ખુલાશાવાર,
જણાવ્યો ધીમેથી પોતાનો વિચાર.

'બેઉ બાજુએ દુશમંનીછે એતો સાફ કબુલ કરવામાં આવેછે અને સરકાર ધાસતી રાખેછે કે જો સરઘસના ઘણા લોકોને ભેગા થવા દીધામાં આવેતો મુસલમાનોને સેજબી જણી જોઈને અથવા ઓચીંતું અપમાન અથવા હરકત થતાં ઘણી ધાસતી ભરેલી મારામારી થાય. હાલના બનાવથી ઉસકેરાયલા તથા વલી મોટી સંખ્યામાં ભેગા થયલા મુસલમાનોમાં જરા ઉસકેરણી થાય એટલે પોલીસ એવી મારામારી અતકાવી શકે નહી અને લશકરની મદદ લાવવી પડે. જો મોહોલાઓમાં આવું જબરાન વાપડવાની ફરજ પડેતો તેમાં ઘણાક નીરદોશ લોકો—તેમાં પારસી તેમજ મુસલમાન અને હીંદુઓને ખમવુંપડે માટે આવું કાંઇ ન થાય તેનો અતકાવ કરવાની સરકારની ફરજછે.'

તે સાંભલી, જોડી પોતાના કર,
દીધો નામદારને પાછો ઉત્તર.
કે છેઇએ જામીનગીરી આપવા તૈયાર,
કરવા તાબુતને સુલેથી પસાર.
નથાય એક તનખા જેટલી હરકત,
નપડે સતાવાલાઓને કશી મેહેનત.

તે સાંભલી નેકનામ ગવરનર બોલયા'કે એવો જોખમ કોઇ માથે લેય નહી—જો કદાચ રજા આપવામાં આવેતો કાંઇ શેહેરમાં એક ભયંકાર મારામારી થાય જેથી ઘણાકોને ઘણુ ખમવું પડે. સરકાર આ વખત તાબુત બંધ રાખશે ને જો વધુ તોફાન નથાશેતો આવતે વરસ તેઓની રસમ વચે પડશે નહી ને તાબુતની રજા આપશે એવી આશાછે. એટલું કેહી વધુ એમ જણાવયું 'કે તમોએ તમારા જાતભાઇઓને સારી પેઠે સમ જાવા કે સુલેહમાં ખલલ ન થાય—ને સરકારને ભરૂશો બેસે કે તેઓ સુલે ભરેલા થયાછે.' એ સાંભલી અરજદારો નીરાશ થઈ ઘરભણી ફરયા.

---

## નામદાર ગવરનરપર ગયલું બીજું 'ડેપયુટેશન' તથા પારસીઓથી કદાચ બખેડો ઊઠે એવી ગવરનરે બતાવેલી ધાસ્તી.

---

આગલા 'પીટીશન'ની મેહેનત અઠાગ,
થી, નલાગો કશી રીતનોબી લાગ.

ત્યારે બીજુંજ 'ડેપ્યુટેશન' આથ,
ગયું નામદાર ગવરનરની પાસ.
પાડી તેણે મુલાકાતની ફરજ,
જણાવી પોતાની ધારેલી અરજ.
ચલાવી ઘણી નરમાસથી વાડવીવાડ,
આપી સઉ સઉના ધર્મની યાદ.
પછી જણાવ્યો એવો વિચાર,
કે રદ કરવો ઢંઢેરો એકવાર.

"હમો કબુલ કરીયચ કે તાબુતો કાંઇ અમારા ધરમમાં ફરમાવેલાં નથી, પણ એ તાબુતો બનાવાનો રેવાજ લાંબા જમાના થયા ચાલતો આયેલો છે અને તેમાં સરકાર વચે પડવાથી અમો લોકોને ઘણી દલગીરી પેદા થાયછે."

તે તેઓની અરજ સાંભલી સેતાબ,
દીધો નામદારે વલતો જવાબ.
તમારા કેહેવાપર આપ્યુંછે ધ્યાન,
સાંભલી લીધુંછે તમારૂં બયાન.
તમારી વિંનતી છે કાયદાસર,
લેકીન છેઉં કેહેવાને દલગીર મગર.

"કે જાહેર મોહોલામાં તાબુત બંધ કરવાની જરૂર પડીછે માટે હું દલગીર છેઉં, પણ એ હોકમ જે કાહાડયોછે તે એક ટોલાના લોકો આગલ બીજા ટોલાના લોકોને ઉતારી પાડવા યા ચહડાવાના વિચારથી કાહાડયો નથી, મગર બખેડા ને જીવની ઘાત અટકાવાનોજ હેતુ તેમાંછે. સરકારની

પેહેલી ફરજ લોકોના જાન બચાવવાનીછે, અને મુંબાઇની હાલની ઉસકેરાયલી હાલતમાં, અમોને જરૂરનુ દીસેછે, કે આટલા બધા જીવની ઘાત થવા પછે વધારે હુલડનો જોખમ ખેંચી લેવો નહી જોઇએ."

આ સખુનો થતાંજ પસાર,
બોલ્યા એકડાં નરમાસથી બેચાર.
તમારૂં કેહેવુંછે સંધું સારયું,
નથી તે કશી રીતેબી કારયું.
કરયછયચ તે સદાબર કબુલ,
નથી જોતાં તેમાં કશીબી ભુલ.
આપયછેઇએ તમારા સખુનને માન,
તમોછો હમારે સરે નેગેહેબાન.
મગર માગયચ બોલવા બે બોલ,
કરજો તેનો અંદેસો ને તોલ.
"છેઇયે હમો હમારા લોકના જામીન,"
રેહીશું હમો સુલેનેજ આધીન.
માટે તમો નામદાર એકદમ,
આપો તાબુત ફેરવવાનો હોકમ.
સાંભલી તેઓના જવાબ સવાલ,
કીધા પોતે મગજમાં ખેયાલ.
તેપછી દીધો નરમ જવાબ,
'ડેપયુટેશન'ના લોકોને સેતાબ.

"એટલી હદસુધી તો સારૂ પણ બીજો બો રદુવાલાઓ (યાને પારસીઓ) તરફથી એવોજ

કાંઇ કરાર થવાની નિશાણુ માલમ પડતી નથી અને જોકે તમોં તમારા પોતાના ટોલાને માટે જામીન થયા તોપણુ પારસીઓ અથવા બીજા લોકો સુલેનો બીગાડ કરે તેના તમો જામીન થઇ સકો નહી. આ વાત દલગીરી ભરેલીછે કે બેઉ ટોલા વચે કાંઈ મજબુત સમાધાની થઇનથી, કેમ કે હાલ જેમ મામલોછેં, તેમ પારસીઓ તથા મહમદીઆંનો બંને વચે ભેગી દીલાસોજી અને સુલે હાલ બને એમ લાગતું નથી. છેક મોહોરમની આગમચથી શરૂ થયલા હુલડના દેખાવોની અજમાશથી ચેતવણી લઇને હવે આખી રઇઅતની સમાધાનીને માટે એવા બખેડાની કોઇપણુ બારી રાખવાને સરકારને ઘણુ નાદરૂસત દીસેછે."

સાંભલી તેણે એવો ઉત્તર,
સાંભલનારાઓ થઇગયા ગમભર.
નજોયો પોતાનો કશો એલાજ,
જોઇ પોતાની મુકતીને તારાજ.
તેપછી પોકારી સાહેબ મેહેરબાન,
ધરી પોતાના ઘરતરફની વલાન.

---

## ત્રીજીવારની અરજી "પારસીઓતો હુમારા ભાઈબંધછે."

---

મજગામના મુસલમાંનો કાંઈ રાક,
રાખનારા જીગરમાં સરકારની ધાક.

કરી તેઓએ એક નાખલી અરજી,
જણાવી તેમાં પોતાની સંધી મરજી.
તે લેઇગયા નામદાર ગવરનર ઉપર,
બાંધી ઉમેદની તંગ કમ્મર.
તેમાંથી જેકાંઇછે કરવા વિચાર,
નીચલોછે તેનો થોડોએક સાર.

"આગલા સઘલા તોફાનો તથા બલવાની ના મજગામના મુસલમાનોએ કસા હુલડમાં ભાગ લીધો નહીહતો, તથા તાંહાંના મુસલમાંનો અને પારસીઓ વચે કસી લડાઇ થઈ નહી હતી, પણ સઘલો વખત તેઓ ભાઇ તરીકે સુલેહ ભરેલી રીતે રેહેતા આવયાછે. હાલનુ લડતો લુચા લુટારુંઓએ કરયું કે જેઓ ઘરબાર અને છઇઆં છોકરાં વગરનાછે."

એવી મતલબની લખી હકીકત,
તાબુતની મનાઇ કરવામાગી રદ.
ત્યારે તેનો પાછો સરકારે જવાબ,
લખયો નરમાસથી અછો સેતાબ.

"કે મહમદીઆંન લોકો પોતપોતાના મકાનોમાં જેબી ધરમ સંબંધી કીરીઆઓ કરે તેમાં સરકાર વચે પડનાર નથી. હાલનુ જાહેરનામું માતર રસતાઓ ઉપર સરઘસો કાહાડવાની સામેછે, અને તે આખા સેહેરની સમાધાનીને ખાતર કાહાંડવું પડયુંછે, માટે તે ફેરવી શકાસેનહી.

બીજી અરજીઓ થઇ એ મીસાલ,
તેઓના બયાન લખવાને હાલ.
નથી પુરતી કેતાબમાં જોગવાઇ,
અએ વાંચનારા અક્કલમંદ ભાઇ.
માટે કરી એ કામને તમામ,
લાવયા છેઇએ હાં તેનુ અંજામ.

---

## શેશનમાં ચાલેલી તપાસ.

### સેખ અબદુલ રેહુમાન સીટના બંધવાઓન તપાશ.

---

કાયદાનીકે સઉથી સખત ચુંગાલ,
સપડાયચ તેમાં તવંગર કે કંગાલ.
એએ ઓ દુર અંદેશી લોક,
શેશનની બાબદના નવા સલોક.
ગાવા તમારી હજુરે હજુર,
ધરીચ તનમનમાં નરી મકદુર.
આપયચ ગાતા તેનો ચીતાર,
કરજો લેપર અંદેસો ને વિચાર.
મોહોરમનો તેહવાર થાતાંજ પસાર,
વિચારી પડયા સતાવાનાઓ બાહાર.
કેદીઓને સજા કરવા ખાતર,
કાયદા કાનુન સર બનયા બાધર.
બોલાવી તેઓએ લશકરી મદત,
કે નથાય રાહામાં કસી હરકત.

આવીલાગયો હોકમપેરે લશકરી ગુરૂપ,
સાથે આવયા કેટલાક દિલાવર તુરૂપ.
બાહાર હતી તેમની મીયાનથી તરવાર,
ભરેલાહતા ફોજે બંદુકના બાર.
તેપછી થતાંજ ચલકુચનો હોકમ
ભરવાલાગયા સઉકોઈ રાહમો કદમ.
કાપતાં સઘલો રસતો લંબાન,
આવીલાગયા 'હાઇકોરટ'ને દરમયાન,
ઉભાકીધા ઇનસાફના તખત હજુર,
ગુનેહગાર માફક પીંજરામાં દુર.
સઉસઉના શું વકીલ કે બારીસટર,
આવી હાજર રેહેયા: કાયદા સર.
થયો જયાંરે દસનો પુરો અવાજ,
આવ્યો કોરટમાં ન્યાયધીશ સરફરાજ.
હતો જેણા તનમાં ખુરશેદી લેબાસ,
આવી, ઉભો અદલ તખતની પાસ.
ઉઠયા અને બેઠા સઉ સરતાજ,
ખામોશી કરવાનો થયો અવાજ.
તેબાદ ચાલયું ઇનસાફનુ કામ,
પ્રથમમા લેઇ તે દાદારનુ નામ.
તકસીરની તફસીલ વંચાઈ તમામ,
થયું 'જુરી'ને સપત આપવાનુ કામ.
કરી બાર ઘરહસથોની જુરી ખાસ,
ચલાવી તેપાસ કેદીઓની તપાસ.
સરકારનો હીમાયતી મી૦ સકોબલ,
ધરાવનાર જે જાતે ધારાનુ બલ.
જુરીના મનમાં મુકદમાની કેફીયત,
બેવશ કરવાલાગો સખુનોથી સખત.

"ગયા માસમાં આ શેહરને ફીનપસબરીમાં ના બનારો બખેડો થયો તે ઉપરથી આ મુકદમો ની કલીઓછે. આ બખેડો કેમ ઉઠીઓ તે તપાસવાનું સારા ભાયગે જુરીનુ કામનથી પણ બખેડો થયો કે નહી તે તપાસવાનુ તથા આ બંધવાઓ તેમાં સા મેલ હતા કે નહી તે તપાસવાનુ તેમનુ કામછે. એ પછી સંધી કેફીયત જુરીને વીગતથી કહી સંભલાવી, (જે આગલ લખવામાં આવીછે.) અને જણાવયું કે આ બંધવાઓનો મોટો ભાગ અલાહીબાગ તથા જીજીભાઇના એએ મકાનોમાંથી પકડાયોછે--માટે એ સધલાઓ ગેરકાયદે ભેગા મલેલાં ટોલામાં સામેલ હોવાજ જોઇએ. એ માહેના ૩૭ ને તો ખુદ પો લીસે ઓલખીઆછે અને બાકીનાઓને જોકે પો લીસ ચેહેરાથી ઓલખી શકતી નથી તો એ તેઓને તયાંજ પકડવામાં આવયાછે. પીંજરામાં ઉભા કરે લા બંધવાઓ તરફ આંગલી કરી મી॰ સકોબલે જુરીને દેખાડયું કે તેઓનો ચેહેરો કહી આપેછે કે આવા તોફાનથી તેઓને કાંઇબી લાભ થાય અને નુકસાન નજાય. વરી તેઓએ ઘરમાં જઇ ચોરી કરી અને આસપાસના લોક ધભરાયા જેથી એ ચોરી જબરદસતીથી કીધેલી કેહવાય. મી॰ સકોબલે એબાદ અલાહીબાગને અબાવ કરવાની બાબદ ઉપર ટીકા કીધા અને તે ગુનાહ પીનલ કોડમાં ધણો મો ટોછે એમ જણાવીયું." એ પછી મુબાજબાંની લેવા નુ કામ સરૂ થયું.—પેહેલો જબાંની આપનાર કાન શટેબલ ગફ હતો, તે બોલયો કે:—

થયલું હુલડ જોયુહતું નજરેનજર,
છે તેણી મને પકેપકી ખબર.
તે અતકાવાની મેં કરીહતી તજવીજ,
પણ ન ફાવયોહતો તેમાં હરગીજ.
મેં કરયાહતા કેટલાકોને બંધીવાન,
તેમાંનાછે આએ સઘલા જવાન.
તેઓને ફેંકતા મેં જોયાહતા પથર,
ફરામજી ઇનશપેકટરના ઘર ઉપર.
બીજો મી૦ એડજીંગટન નામદાર,
ગવાહી આપવા નીકલયો બાહાર,
પોલીસમાં આપેલી સાક્ષીને લગતી.
આપી સાહેદી ગવાહી તેને મલતી,
ત્રીજો મી૦ મીલસ સાહેદી દાખલ,
આવયો બેઠેલી જુરીની આગલ.
તેણેબી પોલીસમાં કહયા મીસાલ,
આપી બોલબોલ જબાંની તતકાલ.

બીજી ચારપાંચ સાક્ષીઓ લેવાઇરેહેવા બાદ કોરટ બીજા દીનપર મુલતાઇ રહી—બીજે દીને જડજ મી૦ મેરીએત તથા જુરી, જીજીભાઇનુ ઘર તથા અલાહીબાગની ખરાબી જોવા ગયાહતા.

જેપછી કાયદાસર કોરટ ભરાઈ,
બીરાજીયા તેમાં સઉ ઇનસાફના ભાઈ.
ચાલયું વધું સાક્ષી ગવાહીનુ કામ,
તેમાં હતો પેહેલો મી૦ સુટર નેકનામ.
તેણે જોઇ દીઠેલી સઘલી હકીકત,
જુરી આગલ જાહેર કરી તરત.

તેબાદ સોરાબજી આદરજીએ જબાની આપી કે "હું વીઠલવાડીમાંથી કવરી મોહોલામાં આવીયો, ને મુસલમાનોને "દીનદીન" પોકારતા સાંભલીઆ, જેથી હું મોહોટા મોહોલામાં એક પારસીના ઘરના ઓટલાના બાજત પછવાડે ભરાઇ ગયો. હું છુપા યલોહતો તે ઘરના બારણાપર એક મુસલમાને આ વી એક પથરો મારયો. જેથી હું ઘભરાઇ ઉઠીને ના શવાલાગો પણ તેવામાં સીધીને આરબનુ ટોલું આ વી લાગયું અને મનેપકડી ગલીમાં ઘસડી લેઇ ગયા તથા માથાઉપર જાડી લાકડી મારી જેથી હું બેભાન થઇગયો. સુધીમાંઆવ્યો ત્યાંરે હું ઇસપીતાલમાંહતો.

તેબાદ કાંઇબી વખત નખોતાં તરત,
આવી ફરામજી ઇનશપેકટરની નોબત·
જણાવ્યો તેણે હાબલનો વીસતાર,
લખયોચ તેનો નીચે મુજબનો સાર.

"તા૦ ૧૩મીએ હુ મારાઘરમાં હતો તેટલામાં "દીનદીન"નો પોકાર સાંભલી સેતાબ કપડાં પેહેરી બાહાર આવીઓ. રસ્તાપર ઉભેલા લોકો મારાઘરપર પથરા મારતાહતા. મેં એક પુખ્ત ઉમરના કુકની મુસલમાનને ધરયો તેવામાં મારા ઉપર આરબોએ અને સીધીઓએ હુમલો કરીયો અને પાંચ છ જણે મલી મને નાખી દીધો. હું છુટીને મારા ઓટલા ઉપર ચહડીગયો. મેં મારા ઘરનું બારણું બંધ કરયું હતું તે તેઓએ ભાંજયું હતું." એપછી તેઓએ શું શું કરયું તે વિષે હમોએ આગલ લખીયુંછે.

એપછી ફર્યાદીના મુકદમાનુ કામ,
થયું બીજે દીનને સંપું તમામ.
તેવાજ જટ બંધવાઓનો બારીસટર,
ઉઠીઉભોથયો તેમના બચાવ ખાતર.
જણાવી છુટકારો કરાવાની તફસીલ,
સાથ આપી કાયદાની મોતેબર દલીલ.
તેપછી કેટલાકોનો તો ગુનાહ કબુલ,
કરીદીધો નકરતા કસીની ભુલ.
તેમજ વલી કેટલાકકે બેગુનાહ,
બોલ્યો કરી તેઓ ઉપર નેગાહ.
જડજને જુરીને ઘણી અરજ કીધી,
પછી પોતાની પાછી ખુરશી લીધી.
તેથઇરેહયા પછી ન્યાયધીશ નામદાર,
જુરીને સમજાવા લાગયો તેવાર.
વાંચી સંધો ગવાહીઓ એકએક પછી,
કાયદા કાનુનના તરીકાથી અછી.
કરી જુરીના મનપર પુરતું દબાન,
બોલતા, કેહેતા પોતાનુ બયાન.
તેવીજ ચાલીગઇ જુરી ખેલવત—
માં, કરવા એકબીજામાં મસલત.
મસલત કરીને તરત પાછી ફરી,
મનમાં કેદીઓને ગુનેહગાર ધારી.
'ફોરમેને' તેજ વખતે મારી પોકાર,
ઠેરવયા સઘલાઓને ખરા ગુનેહગાર.

"તે સાંભળી ન્યાયધીશે બંધવાઓને પાંચપાંચ વરસની સખ્ત મજુરીની 'તેપ' મારી તથા બીજા ત્રણ છોકરા કે જેઓ નાથલી વયના હતા જેઓ પર રેહેમ કરી ફકત એકએક વરસના 'સેનટેનસ' મારીયો". એવેલા બંધવાઓ રરવા તથા ફર્યાદ કરવા લાગાહતા. તેપછી કોરટ બરખાસત થઇહતી.

## ફાકલંડ રોડપરનો ફેસાદ.

આએતો હશે હરકોઇનેબી યાદ,
'ફોકલંડ રોડ' પરનો ઉઠેલો ફેસાદ.
હતા તેમાં ઘણાએકજણ આગેવાન,
વંણકરની જાતના હલકા મુસલમાન.
પોલીસે કરયાહતા ઘણાકોને અસીર,
નાખીહતી તેમના હાથોમાં જંજીર.
તેઓમાંથી ફકત એકનેજ માતર!
લાયક રીતે સજા કરાવવા ખાતર.
ઉભો કરયો લાવી કોરટ હજુર,
જુરીની સનમુખ પીંજરામાં દુર.
વાંક મેલી ચલાવી તેણી તપાસ,
પ્રથમમાંજ મી૦ સંકોબલે ખાસ.
કહી બંદ ઉઠવાની કેફીયત તમામ,
કરી સામેલ તેમાં બંધવાનુ નામ.
તેપછી લેવાઈ સાક્ષી — ગવાહી,
સઉની આંખ તે સાંભળી અંજાઇ.

સાક્ષીઓ સિવાય જેકાંઈ બેચાર,
છે તેનો નીચે મુજબનો સાર.
તે એક આએ શીકરાયલો બંધીવાન,
હતો રમખાના: બોરોમાં આગેવાન.
કરાવીહતી પારસીના ઘરોપર જાસતી,
સાથેહતી એણી પણ હરાંમ મસતી.
તે સાંભલતા બંધવાનો બારીસ્ટર,
પુછતો તેમને તરતજ વલતા ઉતર.
તે સવાલમાં ઉતરતા હતા બરોબર,
ખોટું શું હોય કે ઉઠે ગરબર.
તેબાદ કરયાં અરસપરસ ભાષાણ,
ખેંચતા તેઉપર જુરીનુ ધયાન.
તેપછી જડજ મી૦મેરીયત ખબરદાર,
જુરીને સમજાવા લાગયો બીસીંયાર.
પોતાની બાહેશને ધારણા મુજબ,
જણાવયા પોતાના વિચારો અજબ.
સાંભલતાંજ 'જુરી' જડજના વિચાર,
વિચાર કરવાગઈ ઓરડામાં તેવાર.
જઈ રોકી બેસવતમાં કેટલો વખત,
પાછી આવી લીધી પોતાની બેઠક.
જણાવયો પોતાનોજ ખરો વિચાર!
કે કેદી દીસયોછે ખરો બેગુનેહગાર!!!
તે સાંભલી ન્યાયધીશ આબદાર
અજબ થયો જોઈ જુરીનો વિચાર.

પોતે તેવીશે એક હરફંબી નબોલ્યો,
કેદીને તરત ત્યાંથી છોડી મેલ્યો.
અજબ રે અજબ જુરીનો વિચાર !
કે ખરો ગુનેહગાર તે બેગુનેહગાર !
એવીશે નથી બોલતા વધુ હરફ,
સોંપયચ એ બીના વાંચનારાઓ તરફ.

---

વાંચ્યું હશે તમો સઉકોઇએ આમ,
કે ભીડીબજારનુ તે ધરમી મુકામ.
કરયું હતું હુલડઓરોએ અવાવ,
નજીશ કરીહતી તેની પવીતર વાવ.
લુંટયો, ભાગયોહતો સઘળો સામાન,
પોંહોંચ્યું હતું હરચીજને નુકસાન.
તેવું કરનારા નહોય એકબે જણ,
પણ હોવાજોઇય કાંઇ દશબાર દજન.
તેઓમાંથી ફકત બેનેજ માતર!!!
સજા દેવારવા લાયા કોરટ અંદર.
તેપછી તાજના વકીલ—બારીસટર,
આપવાલાગયા બંધવાઓની ખબર.
કે એઓએ મચાવ્યુંહતું ભારી તોફાન,
ઉઠાવ્યુંહતું રમખાન ને ગુલબાન.
પારસીઓનુ ઘણુ પવીતર મકાન,
કરયુંછે એઓએ તદન વેરાન.

લુંટયાછે પારસી લોકોના જાનમાલ,
ખરાબ કરયાછે લોકોના હાલ.
તયારબાદ લીધી પાંચ છ સાક્ષી,
પડી તે એકબીજાને મલતી ખાત્રી.
સાંભલીયા સઉએ સાહેદીના સખુન,
લાગયા સાંભલનારોને બહુ જબુન.
થયા તેઓ સંઘા ગમગીન ને અજબ,
કે સીરીતનો ગુજારયોછે મોટો ગજબ!
સાહેદી સાક્ષીનુ નેમાથલું કામ,
થઇરહયું બેચાર કલાકે તમામ.
સાક્ષીઓનુ કામ પુરૂથતાં વાર,
બોલયો જજ ન્યાયધીશ હુસીયાર.
પાડવાલાગો જુરીને પુરતી સમજણ,
ખેંચી પોતાંતરફ તેમનુ તનમન.
સમજાવી ને કહી ધીરેથી હકીકત,
કે કેમ કરીતી કેદીઓએ હરકત.
તેનીસાથ બોલ્યો આવાબી હરફ,
ફેરવી પોતાનુ મોહ જુરી તરફ.

"બેકાયદે મંદલી મલીહતી અને તેમાના કેટલાકોએ ખરાબી કીધીહતી, તેવીશે કશો શક નથી તેમજ તે વધુ બોલ્યોકે પારસીઓના આતશકદેહઓની 'સઉથી પવીતર જગામાં તેઓ દાખલ થયા અને સઉથી પવીતર આતશને તેઓએ બુજાવી નાખયો"'

તેમજ કરી જરારતી વધુ નુકતેચીની,
બતાવી આપી કેદીઓની ચાલ હીણી.
તેમ કરી કરયું ભાશણુ તમામ,
જુરી હાથ સોંપયું ફેસલાનું કામ.
ગઈ જુરી ઓરડામાં કરવા વિચાર
પાછાફરી ઠેરવ્યા કેદીઓને ગુનેહગાર.
સાંભલી જુરીનો આ હાજર જવાબ,
ત્રણત્રણ વર્ષની 'તેપ' મારી સેતાબ.
લેઈગયા ત્યાંથી તેઓને જેલ અંદર,
નાખી જંજીર બદન ને હાથ ઉપર.

---

# સોનાપુરના બંધવાઓની તપાસ.

---

૩૦ મુસલમાનો અને સીધીઓ તેમજ ૮ પારસીઓને તા૦ ૧૫ મી રવીવારે સોનાપુર આગલ હુલડ કરવાના વાંક માટે ધરયાહતા તેઓની તપાશ જડજ મી૦ મેરીયત તથા શપીશીઅલ જુરીની હજુરમાં થઈહતી તેનો જાણુવાજોગ સાર નીચે આપ્યોછે. સરકાર તરફથી મી૦ સકોબલ અને મી૦ લેંગ તથા મુસલમાન બંધવાઓ તરફથી મી૦ બરાનસન ને મી૦ બદરૂદીન તેમજ પારસીઓ તરફથી મીશીઅરશ મેહીયુ, ફરગયુશન, પીરોજશાહ તથા ઈનવરારીટી બારીસટરો હાજર થયાહતા.

મુકદમો સરૂ થવાની આગમચ પા૦ બંધવાઓના બારીસટરોએ પોતાના કુલાને મુ૦ બંધવાઓ

થી અલગ રાખવાને કોરટને અરજ કરીહતી, તે અરજ જડજે નામંજુર કરી જેપરથી તેઓએ પોતાનો વાંધો જડજની નોંધબુકમાં નોંધી રાખવાને ફરમાવ્યુંહતું. તેપછી તાજના કારકુને (યાને કલારક આફ ધી કરાઉનો) બંધવાઓપર શું અન્યાયક્રે તે વાંચી સંભલાવ્યો—"કે આ બંધવાઓ તા० ૧૫મી એ હુલડ કરવામાટે કાયદાથી ઉલતીરીતે ભેગા મલયાહતા" ઇત્યાદી. તે સાંભલતાં મી० મેહીયુએ વાંધો લીધો કે એ "ચારજ" તેણે અગાઉથી ન મલીઆથી તે બંધવાઓ ઉપર મુકાઈ શકાય નહી. તે વાંધો ઘટારત હોવાથી જડજે તે કાહાડી નાખવાનો હોકમ આપયોહતો. ત્યારબાદ જુરી બોલવાનુ કામ ચાલ્યું જેમાં કેટલાકોને "ચાલેનજ" થવાપછી નીચલી બાર ઘરહસથોની જુરી મુકરર થઇ.

| | |
|---|---|
| મી० રાબરત કલારક | મી० બાબાજી કાશીનાથ. |
| ,, જે. એ. ફારબશ. | ,, જેમસ ડીકશન. |
| ,, ડી. વાટસન. | ,, ડબલયુ. કુપર. |
| ,, જાન કેમપબેલ | ,, ભગવાનદાશ પરશોતમદાશ. |
| ,, એચ. સી. મેકીવર. | ,, પી. ડબલયુ. રાબરટસન. |
| ,, ટી. ડબલયુ. ઊડ. | ,, હેનરી ફોનદર. |

જુરી કાયદાસર સપત લેઈ પોતાના ઓધાપર બીરાજતાંજ બંધવાઓ ઉપર અપરાધ મુકવામાં આવ્યા, જેવાકે 'બેકાયદે હુલડ કરવા ભેગા થયા, જાનમાલની ખુવારી થાય તેવા હથીઆરો રાખીયા, પોલીસ અમલદારોના કામની સામે થયા અને કોઇને આસવી ભરેલી ઇજા પોહોંચાડી ઇત્યાદી.' એ

અપરાધો લંબાનથી વંચાઇ રેહેવાબાદ મી० સ०એ જુરીને મુકદમાની કેફીઅત વીગતવારે કહી સંભલાવી તેમાં કેવીરીતે મુ० મુરદાં ડાટવાને આવયા તથા તે આવ્યાપછી શું શું બનીયું તેપણ અસરકારક રીતે સમજાવ્યું. "તેપછી બોલયોકે તા० ૧૫મીએ તે ટોલીમાહેના કેટલાકોએ પોલીસઉપર હુમલો કરયો હતો, અને જુદા જુદા સખસોને સખત માર મારયોહતો. પીનલકોડ પરમાણે જે કાંઇ ટોલી જયાંરે મલીહોય ત્યાંરે એ કાયદે હોયનહી, પણયાંર પછી તેમ થાયતો તેવા વાંકનેમાટે તે અપરાધી ઠરેછે." તેપછી સાક્ષી ગવાહીનુ કામ સરૂ થયું તેમાં પેહેલો સાહેદી દાખલ મી० મીલસ હતો તેણી જબાંની પોલીસ કોરટમાં આપેલાને મલતીછે જેથી ફરી લખી નથી પણ તેણે મી० મે. એ ઉલતપાલત તપાસીઓ તે નીચે મુજબછે. તે બોલયો "કે મુ० આતશબેહેરામ લુંટવા આવવાનાછે એવું મેં સાંભલયું નહતુ, પણ તે બીજે દીનને વરતમાન પત્રોમાં વાંચ્યુંહતું. મુરદાંઓસાથ ઘણા મુ० હોવાથી મેં ખુલાશો પુછઓ, તેનો જવાબ એવો મલીઓ કે આગલે દાહાડે એક મુરદાં સાથ થોડા આદમી હતા તેઉપર પા० ઓએ હોમલો કીધો હતો. આવું મોટું સરઘસ મુ०નોના મુરદાં સાથ આગાઉ કોઇવાર મેં જોયું નથી. તેઓના હાથમાં લાકડી જોઇ નહતી, ગર ડગલામાં છુપાવલીહોય તે કોણ જાણે. ભુલેશવર આગલ કોઇ પા० પર હોમલો કર

પોહોચ એવી મને ખબર નથી. પોલીસ મુ૦ નો થી બીહેચ એમ હું કેહેતો નથી પણ જો પા૦ વચે ન આવતે તો પોલીસ મુ૦ નોને પુરી પડી શકતે." તેપછી મી૦ ફ૦એ તપાસીઓ, તે બોલયો કે "પોલીસે આગમચથી જઈને પા૦ ઓને કહયું હોય કે બાર ણુ બારી ધાંકજો એવી મને ખબર નથી. ખરી સતીઓનુ જેમ મોહોટું દેવલછે તેવું પા૦ ઓને મનથી હો૦ વાહાડીઆનુ આ૧ શબેહેરામછે એવું હું જાણતો નથી. આઠ દાહાડાસુધી પોલીસે પા૦ ઓને કાંય નહી ધરયા તે હું કહી શકતોનથી. બે જ નાજા મારી સાથે હતા, તેમાના એકમાં લાકડી ઓ છુપાવેલી હતી કે નહી તે હું જાણતો નથી." મી૦ પી૦ એ પુછતાં જણાવયું કે "મુ૦ નોના મુરદાં સાથ કબરસતાનમાં જવાને મને મારા વડા થી હોકમ થયો હોય તેની મને કાંઇ યાદ નથી. રસતામાં એક પા૦ મલ્યો તેણે ઓટલાપર ચઢી જ વાની અરજ કરી હતી. મી૦ એડજીગટનના હાથમાં નાગી તરવાર હતી એવું મેં કાંઇ જોયું નહતું. ચંદ નવાડીના રસતા ઉપર પીસતોલના બાર મારા સાં ભલવામાં આવ્યા નહતા. પા૦ઓને પોલીસની મદદે મી૦ એ૦એ બોલાવેલા મેં સાંભલઆ નહતા. તેણે પા૦ઓ પાસ દોરડાં માંગયાં હોય એવું હું જાણતો નથી. તે દાહાડે કોઇબી પા૦ ને પકડવામાં આવ્યો નહતો. હું ધારછું કે મી૦ સુટરે મને પુછયુ હતુ કે કોઇબી પા૦ કેમ પકડાયો નહી." કોરટ બીજા દીન પર મુલતાઇ રેહી ને જુરીને હાતલમાં મોકલી. બીજે દીને તપાસનુ કામ પાછુ ચાલ્યું. તેમાં મી૦

આસટીને તથા બરૂઇને ગવાહીઓ આપી. તે પોલીસમાં અપાયલી સાહેદીને મલતી હતી. ડાકટરો નેપ તથા મેકનજીએ જબાંની આપી તેમાં મી૦ મેકનજીએ જણાવ્યું કે "ઇસપીતાલમાં આવેલા બે જખમીઓપર પીસતોલથી જખમ થય લા હતા, જે તેઓને પોલીસના યુરોપીઅન અમલદા રોએ કરયા એવું તેઓ કેહેતાહતા"—તેપછી સીપાઇ ઓની જબાંનીઓ લીધી. જેઓ નજદીક ૧૩ જણ હતા ને તેઓએ કીઆકીઆ બંધવાઓને ધરયા હતા તે સરવે જાહેર કરયું. તેમ કરતા ઘણો વખત થવાથી કોરટને બીજા દીનપર મુલતાવી રાખી હતી. ત્રીજેદાહાડે પાછી કોરટ બેઠા પછી બધા બારી સટરો ઉપરાસાપરી ભાષણો કરવા લાગયા, તે માં મી૦ બ૦ પેહેલો હતો. તેણે જુરીને જણાવ્યું કે "તમારી હજુરમાં તા૦ ૧૫ મીએ જે બનાવ બન્યો તે તપાસવાનુછે, માટે તે દાહાડા અગાઉ મુ૦ નોએ જે કાંઇ કરયું હોય તે સઘલુ ધયાનમાંથી દુર કરવું. જુરીએ જુબાંની ઉપરથી જોવું હશેકે તે દીનને મુસલમાન બંધવાઓનો વાંક હતો નહી પણ તેઓ ફકત પોતાના બચાવમાં બાહાર પડયાહતા અને ખ રૂં પુછોતો પા૦ ઓને હાંકી કાહાડવા પોલીસને મદ દ કરીહતી. પા૦ ઓ મુ૦ નોને મારવા ગલીને નાકે એકઠા થયાહતા ને મુ૦ નો પોતાના મુરદાં ડાટવ બેગા થયાહતા. જયારે પોલીસ પા૦ ઓને પથરા ફેંકતાં અતકાવી નહીજ શકી ત્યારેજ સીપીઓ, ને દીવાલ કુદાવી તેઓપર ધશી જવાની ફરજ પડી હતી. મુ૦ નો પાયદસ્ત લેઇજતીવેલા બુલેશવર આ

ગલ પા૦ ને માર્યો તે સાક્ષીઓથી ખોટું ઠરયુંછે. તેમજ એક જનાજામાં લાકડીઓ ભરેલી હતી તે વું કસીરીતે પુરવાર થયું નથી પણ સાક્ષીઓથી પુરવાર થયુંછે કે પા૦ ઓ મારવા આવયાહતા, તેઓ મુ૦ નો પર સખત હુમલા થયાહતા. મુ૦ નોનો કાંઈ વાંક નથી ને તેઓએ જેકાંઇ કરયુંછે તે તેઓએ બચાવ માં કરયુંછે તેટલામાટે તેઓને કોઈબી રીતે સજા ઘટતી નથી." મી૦ મેકીંચુએ ભાષણ કરવાની આ ગમચ એવો વાંધો લીધો કે 'સાક્ષીઓપરથી એવું પુરવાર થયું નથી કે શા કારણસર બેઉ બોરકુવાલા મારામારી કરવા મેદાન પડયા માટે એ મુકદમો જુરીના હાથમાં જવો જોઇતો નથી.' તે વાંધો જડજે નામંજુર રાખ્યો, તે પછી તેણે પોતાનુ બોલવું આગલ વધારયું. તે બોલ્યો "કે તા૦ ૧૩, ૧૪ ને ૧૫મીએ પા૦ઓની તોફાનકરવાની કાંઇબી મતલબ નહતી. તા૦ ૧૩મીએ જે માઠો બનાવ બન્યો જેમાં તેમની માલમતા લુટાઈ: તેમ ફરીથી નથાય તેટલામાટે પા૦ ઓને પોતાના લતાઉપર સંભાલને માટે ઉભુ રેહેવું પડયું તે જુરીએ તમામ ધયાનમા લેવું. તા૦ ૧૫મીની આગમચના દાહાડાપર પોલીસ પરજાનો બચાવ કરવાને ઘણી અસકત દીસી ત્યાંરે પા૦ઓ પોતાનોબચાવકરવા તૈયાર રેહે, એ કાંય નહી વાજબીગણાય? પારસીઓ તા૦ ૧૫ મીએ જે એકઠા મલ્યા હતા તે ફકત પોતાના બચાવમાં હતા—તે સિવાય તેઓને બીજું કશુંબી કારણ નહતું. પોલીસે જબાંની આપી છે તેમાં સાફ જણાવ્યું કે પા૦ ઓ કેહેતા હતા કે "પોલીસ તેઓનો બચાવ કરતી નથી માટે તેઓ પેતે પોતાનો બચાવ કરશે."

તા૦ ૧૩ મીએ તેઓનો બચાવ કરવાને પોલીસ અ સકતહતી એવું મી૦ મીમસ પોતાની સાક્ષીમાં ઘણી આનાકાનીથી જણાવયું છે. પોલીસની જબાંની ઉપર થી સાફ માલમ પડશે કે તેઓએ તેમની તરફેન કરી, સઘલું પા૦ ઓપર ધોરવી દેવાની તજવીજ કરે છે. મજબુત સાહેદીઓથી ગવાહી અપાશેકે તેઓ મુરદાં ડાટવા આવવાને બાહાને આતશબેહેરામપર આવ નારહતા, જેવીશેની વાત શનીવારે ફેલાઇહતી તે સ ચાઈ ભરેલી હોવાને લીધે પા૦ઓ પોલીસની તથા લશકરની વધુ મદદ લેવાને અરજદાર થયાહતા પણ કશી મદદ મલી નહતી: જેથી ૩૦૦ થી વધુ મુ૦ નો ચાહેતો સોનાપુરના લતાપર મનમાનતી લુંટ ચલાવી શકે. પોલીસે એવું જણાવયુંછે કે પા૦ ઓએ પેહેલું તોફાન કબરસતાનમાં પથરા ફેંકી સરૂ કરયુ પણ તે બીલકુલ ગલતછે એવું દેખાડવામાં આવશે. પા૦ ઓ પોતાના આતશબેહેરામની નજદીકમાં ભેગા થયાહતા.—ત્યાંથી ત્યાં શું થાયછે તે તેઓ જોઇ ન થાકે ત્યાંરે તેઓને મારવાની નેમ હોયજ કાંહાંથી. મુ૦ નનુ જે ટોલું આવયું તેવેલા જો પા૦ ઓ ભેગા નહતે તો બેશક આતશબેહેરામપર હુમલો થતે જો મુ૦ નો મુગા મુગા ચાલી જાતેતો પા૦ઓને શું પડયુંહતું કે તોફાની બને ? આઠ દાહાડે પારસી ઓને પકડયા તેનો ખુલાસો એ દીસેછેકે જાહેરમાં

બુમાતા થવાલાગા કે પા૦ઓ કેમ ન પકડાયા? જે પરથી સઘલું સમતોલ કરવા પા૦ઓને પકડવાની પોલીસે જરૂર જોઈ હોય." એવુ ભાષણ પુરૂ થતાંજ જડજે એક નં૦ ૨૫ મા વાલા બંધવાને બેગુનાહા જો ઇ છોડી દીધો.—તેપછી મી૦ ફ૦એ પોતાના કુલો તરફથી બચાવનુ ભાષણ કરયું તેમાં જણાવ્યું "કે પોલીસે આપેલી તમામ સાક્ષીઓ શક ભરેલીછે. જે બે જનાજા હતા તેમાના એકમાં મુરદ્દ હતું નહી પણ સોટા ભરેલાહતા એવું પુરવાર કરવાને તેણે પોતાની બનતી મેહેનત કરીહતી તથા પા૦ઓએ પથરા ફેંકીયા તે નજરોનજર જોયલા કોઇ સાક્ષી એ પુરાવો આપયોનથી. તા૦ ૧૫ મીની જપાજપી થવાબાદ વરતમાન પતરોમા છપાયલા ચરચાપતરને ખોટા પાડવામાટે પોલીસે પા૦ઓપર ઇતરાજી કરી તેમને ધરૂયાહતા, ગર એમ નહોયતો પા૦ઓને નવ દાહાડા સુધી પકડયા નહી, તેનુ કારણ શું? મુ૦નો કબરસતાનમાં દાખલ થવાની અગાઉ ઘણુ તોફાન કરયુંહતું તે એટલાવેર કે પા૦ઓએ રેવનશ ફરાફ ટની ગાડી અતકાવી, ધણી ઓજરખાઇથી મદદ માગી તથા મી૦ સુટરપાસ ગયા, તેછતાં તેઓને મદદ નમલીઃ તેથી તા૦ ૧૩ મીના બનાવથી બીહી ને પોતાના આતશબેહેરામની તથા પોતાના જાનમા લની સંભાલ કરવા ભેગા થયા તે પુરવાર કરવામાં આવશે. પોતાના બચાવમાં તઇયાર રેહેયા જેથી કશો ગુનાહ કેહેવાયનહી." તે પછી મી૦ પી૦ બારી સટરે જુરીને સમજાવ્યું કે "આ મુકદમામાં પોલી સ તથા બંધવાઓની બેઉની તપાસ થાયછે. તેઓ

પથર તલીએ હાથ આપી જાય એવી હાલતમાં આવી પડયાછે. પા૦ ઓ પોતાના ધરમના મકાનો સાચવવા તથા જાનમાલની સંભાલમાં તૈયાર રેહયા તે કોઇબીરીતે ગેરવાજબી નહતુ. તથા એઓએ હુલડ બેસાડી દેવામાં જે હીંમત બતાવીછે તે હીંમત પીંજરામાં ઉભા રેહેવાથી વધુ થનારનથી." એ પછી મી૦ ૯૦ ભાષણ કરયું તેમાં બોલ્યો "કે પા૦ ઓ લડાઇ કરે તેવાનથી પણ જયારે તેઓપર આવી પડયું ત્યારે પોતાના જાનમાલના બચાવ ખાતર ભેગા મલવાની જરૂર પડી. જો મુ૦ નો એઓના લતા તરફ આવતે નહીતો તેઓને આવીરીતે ભેગા થવાની ફરજ પડતે નહી." બારીસટરોના ભાષણો પુરા થવાપછી પા૦ બંધવા તરફથી સાક્ષી બોલાવવાનુ કામ સરૂ થયું. એક કુસનાજી સીપાઇએ જબાંની આપીકે "રવીવારે હું ભુલેશવર આગલ હતો, જાંહાંથી સીધીઓના મુરદાં પસાર થયા તે વખતે ભુલેશવરનો દરવાજો બોલો હતો. મુરદાં આગલ ચાલયા પછી બે ત્રણ મીનીટે કેટલાક સીધીઓએ આવીને પુછયું કે પા૦ ઓ અંદર ગયાછે. તે મેં ના પાડી. સીધીઓના હાથમાં લાકડીઓ હતી. મેં પા૦ ઓ માટે નાપાડવાથી સીધીઓ ચાલી ગયા હતા." ભુલેશવરમાં રેહેનર બરાહમણ નામે ગંગારામ અંબારામે જબાંની આપીકે "હુ ભુલેશવરના દેહરામાં રેહેચ્છુ. રવીવારે શીવરાતરીનો દાહાડો હતો. આશરે નવ વાગતે મારા જોવામાં આવીયું કે કેટલા

ક પા૦ કાવશજી પટેલના તલાવઆગલથી ને મુ૦ ભો ઇવાડા તરફથી આવતા હતા અને "દીનદીન" કરી બુમ પાડતા હતા. પા૦ ઓ દરવાજામાં છુપાઇ ગયા. પછી હું તેમને ધરમસાલાની પછવાડે લેઈ ગયો. મુ૦ નો ઘણુતોફાન કરતા હતા જેથી મેં ને બીજાઓ એ મલી બારણા બંધ કરયા હતા—જેથી મુ૦ નો દરવાજા તરફ દોડતા આવયા હતા." તેપછી કોરટ બરખાસત થઇહતી—ચોથે દહાડે રોજના રાબેતા પ્રમાણે કોરટ બેઠાપછી મી૦ મે૦એ એક પા૦ ધનજી ભાઇ એદલજીને તપાસયો તે બોલયો કે "તા૦ ૧૫મી એ સાત કલાકે હું મારા દોસતના બંગલામાં હતો. ત્યાંથી સાડાઆઠ વાગે બીજા બે જણાસાથ નીકલ્યો હતો. તેઓનાનામ જ૦ કુ૦ અને રૂ૦ સો૦ છે. હમો હમારે ઘર તરફ કાવશજી પટેલના તલાવ ઉપર થઈ ભુલેશવર આગલથી આવતા હતા. તાંહાં આવયા તે વખતે પોના નવ યા નવ થયલા હતા. દેહરા આગલ આવયા તે વખતે છેલા ભોઇવાડાની ગલી આગલ હમોએ લોકોનું ટોલું જોયું. તે ટોલામાં બધા સીધી હતા. તે ટોલું હમોથી વીસ પચીશ કદમ દુર હતું. એ ટોલાંને જોતા હમો ધભરાઇ ગયા અને તેઆ લી જાશે એવું જાણી હમો ભુલેશવરની સીડી આગલ ઉભા. સીધીઓ હમને જોઇ "દીનદીન" કરતાં સોટાસાથ હમો તરફ દોડી આવયા. એ ઉપરથી હમો ઘણુ ધભરાઈ ગયા. તે જોઈ દેહરા માહેના બરામણોએ હમોને અંદર આવવાને કહયું. તેઉપરથી હમો અંદર ગયા અને તેઓએ હમોને ધર્મસાલામાં લેઈજાઈ—બેસાડી, બારણુ બંધ કરયું. તે ટોલાનીસાથ પોલીસના સીપાઈ કે કાનસટેબલ કોઇહતાનહી."

એણે મલવી ગવાહી ઉપલા બંને પારસીઓએ આ પીહતી. બીજા એક હીંદુ ચુનીલાલને મી૦ મે૦એ તપાસયો તેમાં તે બોલયોકે "રવીવારે શીવરાતરીનો તેહવાર હતો જેથી હું ભુલેશવરમાં દરશને ગયોહતો, ત્યાંથી મુ૦નોના મુરદાં જાતા હતા, તેવેલા હું દેહ રાના દરવાજાપર ઉભેલોહતો—તે વખતે દરવાજો ઉગાડોહતો પણ પાછલથી બંધ કરવામાં આવયો કારણકે મુ૦નો તરણ પારસીઓને મારવાને આવયા હતા. મેં તથા એક બરાહમણે અને ભઇયા એ તે પા૦ઓને અંદર આવવા કહયું હતું. જેઓ અંદર આવયા પછી દરવાજો બંધ કરવામાં આવયોહતો." એ સાક્ષીને ઉલટપાલટ તપાસયો તે માં જણાવયું કે "પા૦ઓ અંદર ગયાપછી મુ૦ નોએ આવી સીપાઇને કહયું કે પારસીઓને બાહાર કાહાડો. તેઓ અંદર આવવાની કોશેશ કરતાહતા તેવામાં દરવાજો બંધ કરયો." અ. બ. નામના પા૦ને તપાસયો તે બોલયોકે "હું સોનાપુર આગલાં જનમથી રેહેલું છું. ત્યાંની એક લાકડાની વખારમા મારો ભાગ છે. તા૦૧૫મીને રવીવારે હું તથા મારો ભાગીઓ દુકાનમાં બેઠેલાહતા તેવામાં મુ૦નોનુ મુર દાં તેતરફ આવયા. સઘલા પાયદસીઓનાહાથમાં લ કડી હતી. હમોને જોઇ તેઓ હમારી તરફ ધસી આવયા તે જોઈ હમો વખારને પાછલે રસતે નાશી ગયાહતા. એવું મોટું સરઘસ મેં કોઇવાર જોયું નથી. મી૦બ.એ ઉલટસુલટ તપાસયો તેમાં બોલયોકે મારીસાથ ઘાંતી માણસો ઉભેલાહતા તેઓએ તેઓ ને અંદર દાખલ થતા અટકાવયાહતા. તેઓએ

મારી પછવાડે લાગવાને કોશેશ કરીહતી." મી૦ મે૦એ હેનરી ગરીન નામના પોરચુગીજને તપાસ યો તેમાં તે બોલયોકે "હું ચંદનવાડી ખાતે રહું છું. મારા ઘરની બારીએથી કબરસતાન દેખાયછે. અગનબાડી આગલ મારા દોસ્તનુ ઘરછે તાંહાં હું હતો ત્યાંરે મેં એક મુરદાને આવતું જોયુંહતું જેમાં સીધો ને મુ૦નો હતા. કેટલાકોના હાથમાં લાકડીઓ હતી. પા૦ના ઘર અગનબાડીની સામે આવેલાછે ત્યાં તેઓ જમા થયલાહતા. કોનશટેબલે તેઓને વીખરાઈ જવાને ફરમાવયું તે તેઓ નાકબુલ કરતા બોલયાકે "હમો હમારા આતશબેહેરામને બચાવા ઉભા છેઈય." કોઈ પારસીએ પથરા ફેંકયા નહતા પણ સીધીઓ પથરાફેંકતાહતા. "મી૦ સ૦એ તેણે વલતો તપાસ્યો તેમાં તેણે જેકાંઇ જોયુંહતું તે બરોબર બોલયો તથા જેમ ઉપર જણાવયું તેમજ પાછુ બોલયો હતો. કોરટ મુલતાઈ રહી. બીજે દીનને કોરટ બેઠાપછી બારીસટરોએ ફરી ભાષણો કરયાહતા તેઘણું ખરા આગલ કરેલાને મલતાછે. તેપછી જડજે જુરીને સમજાવાનુ શરૂ કરયું, તેમાં તેણુ મત એહતું "કે સોનાપુરમા મારામારી થઇ તેની પેહેલ કાહાડનાર પા૦ હતા અને તેઓપર અન્યાય લાગુ પડેછે. તે બોલયોકે પોલીસ તરફથી પડેલી સાક્ષીભરૂસા ભરેલીછે, અને પા૦ તરફથી પડેલી ગવાહી ઘણી લુલીછે". તેપછી જુરી મસલતકરવા ખાનગી ઓરડામાં ગઇ. કેટલોકવાર રહી પાછી ફરી. આ નીચલા નંબરના સીધી બંધવઓ ૧. ૭. ૧૪. ૧૫. ૧૬. ૧૯

૨૦. ૨૨. ૨૩. ૨૪. ૨૬. ને બેગુનાહા ઠેડવયા ને બાકીનાઓને માટે એકમત થયા નહી. જેપરથી જજે ઉપલા બંધવાઓને છોડી દીધા ને બાકીનાઓની બીજી જુરીમાં તપાસ કરવાને મુલતાવી રાખ્યું.

---

આગલ મળેલી જુરીના ધરહસથો એકમત નથયા જેપરથી બીજીવાર નવી જુરી તથા તેજ જજની આગલ બાકીના બંધવાઓની તપાસ ચાલી. આગલ જણાવેલા સઘલા બારીસટરો હાજર હતા. જુરી બોલાવવાનુ કામ સરૂ થયાની આગમચ મી૰ સ૰ એ જડજને જણાવયું "કે જો બંધવાઓના બારીસટરો જુરીમાં પા૰ તથા મુ૰ને બોલાવશે નહીતો ઠીક, પણ જો બોલાવશે તો તેઓને જુરીમાં નહી બેશવાદેવાનો વાંધો લેશે. પા૰ ઓએ નામદાર લારડ સાલસબરી (હીંદુસતાનના વડા પરધાન) જોગ જે અરજી કરીછે તેની એક નકલ મને મલીછે જેપર વગવાલા સેંઠાએ તથા બીજા નવ હજારે સહી કરીછે તેઓમાના આજ બોલાવેલી જુરીમાં કેટલાએક છે, માટે જો પા૰ઓને જુરર તરીકે નેમવામાં ન આવેતો બેહેતર. પણ જો બંધવાઓના બારીસટરો તેમ કરશેતો હું બન્ને બંધવાઓને જુદાજુદા તપાસવાને તાજના કારકુને જણાવશ." મી૰ મે૰એ જણાવયું "કે બન્ને બંધવાઓને તપાસવું કાંઇ દાહાપણ ભરેલું નથી તથા તેથી કોરટનો વખત નકામો જાય અને બંધવાઓને ખરચ પડે તોબી પારસી તથા મુસલમાનોને જુરીમાંથી દુર રાખવાને કશી આ

ડચણુ લેતા નથી." મી૦ ફ૦એ જણાવયું કે "હું એડ
વોકેટના વિચારને મળતો છેઉં, પણ જો અરધા
યુરોપીઅન અને અરધા હીંદુ જુરર લેવામાં આવે
તો સારૂં." તે વાત મી૦ સ૦એ કબુલ ન રાખી જે
પર મી૦ ફ૦એ વાંધો લીધો નહી. મી૦ મે૦ તથા
મી૦ ફ૦ દશબંધવાઓની સામતા તપાસ ચલા
વાને રાજી થયા. તે સાંભલી મી૦ સ૦ બોલયો "કે
પા૦ઓના બધા બારીસટરો પારસી તથા મુસલમા
નોને જુરીમાં નહી બેસાડવાને રાજીછે" જે ઉપરથી
મી૦ પી૦ બોલયો"કે એડવોકિત જનરલની ગોઠવણને
હું માતર મારા કુલોની ફરમાશથી કબુલ રાખુંછું
પણ તેમ કરવુ મને પોતાને ગમતુ નથી. જણાવયું.
કે પા૦ ઓ વીશે શક હશે કે તેઓ બં૦ ઓની દયા
આશે—પણ જયાંરે ખરા શોગન લેસે ત્યાંરે શું
પોતાનુ ખરૂ મત આપવાને અશકત થાશે? ખરે
ખર પા૦ આલમપર આએ વગર પાયાનું તોહોમત
છે તે મુખ્ય કરી ખાસ બોલાવેલી જુરીના પા૦ઓ
સામે, કે જેઓ પા૦ ટોલાના આબરૂદારઅને વગવા
લા ભાગમાંથી ચુંટી કાઢેલાછે. જોકે અડવોકિત જન
રલ એમ કરવામાં દાહાપણ વાપરેછેત્યાંરે સરકારી
નોકરોને તેમ કરવાંને કાંય નહી જુરીમાંથી બાતેલ
રાખયા—કારણકે તેઓ સરકારી નોકરો હોવાથી
તેઓ વીશેબી વેહમ જાય. જે કાંઈ તોહમત મેલવામાં
આવયુંછે તે પા૦ જુરરોને મુદલ લાગુ પડતું નથી,
તોપણ મને મલેલી સલાહથી હું એડવોકિત જનરલ
ની ગોઠવણને મલતોછેઉ" મી૦ સ૦એ જણાવયું "કે
મી૦ પી૦ એવો વિચાર જણાવેછે. ત્યાંરે હું બબેને

ઉભા કરવા ધારૂછું." તે પછી મી૦ ઇ૦ જણાવયું. કે "હું એડવોકેતની જુરી બાબેની ગોઠવણને મલતો છેઉ, તેમજ મી૦ મે૦ અને ફ૦ મલતાછે, અને મી૦ મેહેતા પણ વીચારથી ઉલતા હોય એવુ કાંઇ જણાયુ નથી. માટે એડવોકેત જનરલ જેમ કહેછે તેમ બંધવાઓની શામતી તપાશ લેવી." મી૦ મે૦એ કહ્યુ કે "પા૦ સપેઝીઅલ જુરીની શામે ને કાંઇ શક હોય તો તે રદ કરવા મી૦ પી૦એ પોતાના વિચાર જણાવયા હતા બાકી તેવન તો મી૦ સ૦ ના વીચારને મલતાછે. વલી મી૦ પી૦ પોતાના જાતભાઇ વીશે બોલે તો તેવીશે વાંધો લેવાનુ દાહાપણ ભરેલુ ગણાય નહી, કેમકે હું અજમાએશ પરથી કહુ છુ કે મી૦ સ૦ એવી "પારટી સપીરીટ" ને પસંદ કરેછે." આ સાંભલી મી૦ સ૦ બોલયો કે "મી૦ પી૦ પોતાની ટીકા પાછા ખેંચી નહીલેસે તાંહાં સુધા તો હું બબેનો જ તપાસીશ." નામદાર જડજે મી૦ પી૦ ને પુછવાંથી મી૦ પી૦એ કહયું કે "મી૦ સ૦નો ઠરાવ કારણ વગરનોછે, અને પા૦ સપેશીયલ જુરરો શામેનુ માહોમત નાલાયકછે, એટલું હું ફકત બોલયોહતો." એટલુ છતાંબી મી૦ સ૦ એ વાંધો લીધાથી જડજે મી૦ પી૦ ને તેમનુ બોલેલું પાછુ ખેંચવા કહયું મી૦ પી૦એ જવાબ આપયોકે "મેં મારા વીચાર આ પી સામી બોરડ ઉપર બંધવાઓને શકમંદ થવા જેવું કાંઇ તોહમત મેલયું નથી અને બીજુ હું કશુ ખેંચી લેતો નથી કેમકે તેવું હુ કાંઇ બોલયો નથી— બાકી હું મી૦ સ૦ની ગોઠવણને મલતો છેઉ." ત્યારપછી મી૦ સ૦એ બંધવાઓને ઉભા કરી તેઓપર

ગુનાહમેલયો જે તેઓએ નાકબુલ કરયો. ત્યારપછી જુરી બોલાવવાનુ કામ આગલ ચાલયું જેમાં બંધવાઓના બારીસટરો તરફથી ઘણી 'ચાલેંજ' થઇ જેથી મી૦ સ૦ કંટાલી બબે બંધવાઓની તપાસ કરવા પોતાનો ઠરાવ કીધો તે જોઈ મી૦ મે૦ તથા બી૦ ફ૦ એ તે બાબે વાંધો લીધો પણ નામદાર જડજે કહયું કે જેમ એડવોકેત જનરલ કહેછે તેમ થાશે. એ ઉપરથી મી૦ મે એ કહયું કે આવી હરકતથી મારા કુલોને વેહમ જાયછે તથા નુકસાન થાયછે તેથી હું મારા કુલોની તરફથી બચાવ કરવાનુ કાહાડી નાખુછું અને તેઓને વગર બચાવના રેહેવા દેઉછું. મી૦ મે૦ સાથ બચાવ તરફના સઘલા બારીસટરો સેતાબ કોરટ છોડી ચાલી ગયા. પછી બંધવાઓ બચાવ વગરના થઈ પડયા હતા. તે ઉપરાંતની તપાસનુ કામ પાંચ દાહાડા સુધી ચાલયું તે ઘણુ ખરૂં આગલ થયલા કામને મલતુંછે જેથી ફરી લખયુ નથી. પેહેલે દાહાડે મી૦ મીલસ સાક્ષી આપવા નીકલયો તે આરસામાં આએ નીચલી વાતચીત બંધવા તથા જડજ સાથ થઇહતી. જડજ—"બંધવાઓને કોઇ સમજાવેછેકે નહી" ? દુભાસીઓ—"સાહેબ તેઓ સાક્ષીને સાંભલવા નાપાડેછે." બંધવો માણેકજી—"તમો હમારાબારીસટરોને કાહાડી મેલયા તેપછી સાક્ષીઓને સાંભલવાનો શોખપ". દુભાસીઓ—"બંધવાઓ પીંજરાના છેક ખુનામાં જાઈ બેઠાછે, ને સાક્ષીને સાંભલવા નાપાડે છે". જડજ—"તેઓ સાંભલેકેનહીંતેનીચીંનતાનહી પણ તમો જેકાંઈ હયાં બનેછે તે મોટા અવાજથી સ

મજાવતા રહયો". તેપછી બંધવાઓને પુછવામાં આ વયું કે તેઓ સાક્ષીને કાંઇ સવાલ પુછેચ ? બંધવો માણેકજી—"સવાલ પુછવાનો શું ફાયદો ? હમારો ઇનસાફ નથી. સરકારે ઠરાવ કરયોછે કે હમોને સજા કરવી.' જડજ—"તેણે કહયોકે કેસ પુરોથય તય. સુધી તેણે પોતાના ટીકા મુલતાવી રાખવા—તેણે સાખશીને કાંઇ સવાલ કરવોછે"? બંધવોમાનેકજી-- "હુ તો મારો સવાલ મારા ખોદા આગલ પુછશ કે જેણે મને પેદા કરયોછે." એ પછી કોરટનુ કામ પાંચ દાહાડા સુધી ચાલયું તેમાં જુરીએ તેઓને ફકત બેકાયદે એકઠા થવાના અપરાધને માટે તકસીરવાર ઠેરવી જડજ પાસ દયા માગી હતી. તે સાંભલી જડજે તેઓને છ છ મહીનાનો સખત મજુરી સાથનો "શેનતેનશ" મારીયો હતો—તેમજ સઘલા મુ૰માંથી ફકત ચારને જુરીએ "ગીલતી" ઠેરવીયાહતા તેઓને બેબે માસ તુલીક સખતમજુરી સાથની તેપ મારી હતી—ને બાકીના બીજા ૧૫ મુ૰ નોને છોડી દીધા હતા. તકસીરવાર થયલા બંધવાઓને આસરે અરધો દજણ કાનસટેબલ-ચાર સવાર તથા બેદજણ સીપાઇઓની મજબુત ચોકી પોહોરા તલે જેલમાં ચલાવતા લેઇ ગયા હતા". વાંચનારોએ જોઇલીધો હશે કે આવો અદલ ઇનસાફ થયોછે !!

---

પારસી ટોલાપર પડેલા જુલમાતનીવેલા સરકારે પોતાની કશી દલગીરાઈ બતાવી નહી પણ ઓર સામા દુ:ખીઓને સખત સખુનથી રંજીદા કરવા જેપરથી પતરવાલા તથા બીજા દરએકજણ સોહોર મ

આવા લાગા કે સરકારે બતાવેલી વરતણુક તરફ ધટ તા ઉપાયો લેવા: તેથી ટોલાના આગેવાનો કંટાલી હીં દુસ્તાનના વજીર જોગ એક નમનતાઇભરેલી અરજી કરવાને પોતપોતામાં વીચાર કરવા મંડલીઓ ભરવા લાગા: જેનો અવાજ સરકારને કાને જવાથી નીચલી દરખાસ્ત મી૦ સુટરે પારસીઓના વડા અકાબર સર જમશેદજી જોગ કરી તે નીચે મુજબ છે:—

ધી. આનરેબલ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ સી. એસ આઈ. જોગ.

મારા પ્યારા સર જમશેદજી—

"ઘણુકોનું અને તેમાં ખશુશ કરી તમારી અંજુમનનુ એવું મત છેકે ગયા માશની તા૦ ૧૩ મીને દીને થયલા રાએટની આગમચથી રચના કરી રાખીહતી, અને બુરા વરગનાઓએ અચબુચ જુ સ્સામાં આવી ઉઠાવયોહતોનહી, તેઉપરથી એ બાબદ માં મારા જાશુશ ખાતાની મારફતે મેં બારીકીથી તપાસ કરાવીછે તેઉપરાંતબી મારી ખાહેસ છેકે કોઇ બીજી રીતે અને મારા જાશુશની નહી પણ બી જાઓ પાસ એ બાબેની પુરેપુરી તપાસ કરાવવી. એવો વીચાર લેઇ જવામાં આવેછે કે હાલમાં મુસલ માન બંધવાઓની તપાસ થનારછે તેઓ જો કાંઇ એક ખબર આપેતો તેમાંથી એ બાબદમાં અજવાલુ થાય. એટલામાટે એક બે ચબરાક મુસલમાંનોની નોકરી માગુંછું જેઓ સાથ એક યા વધારે પારસી અને કદાચ એક અથવા બે હીંદુઓને મેલવીને દર

એક બંધવાઓની છુટી તપાસ કરવામાટે એક કીશ મની કમીટી નેમવા માગુછું. હું એવી ગોઠવણ કરવા માગુછું કે એ તપાસની વેલા પોલીસનો એક અમલ દાર ( હું અથવા મી૦ એડજીંગટન) હાજર રહીજી એ અને હું ધારૂંછું કે સરકારે મારીની કબુલાત આ પવાને મને જે સતા આપીછે તે આપીઆથી રાયટ ની આગમચથી ગોઠવણ કરી રાખીહતી કે નહી તેની ખબર આપણે બંધવાઓથી મલશે અને જો આગલ થી ગોઠવણ કરી રાખીહસેતો આ એલાજ લીધાથી ઊ શકેરની ઓરોને સોધીકાહાડવાને શકતીવાન થઈશું.

આટલામાટે તમારી કોમના વડા તરીકે હું તમા રીપાસ માગી લઉંછું કે એક અથવા બે પારસી ઓ કે જેઓ ઉપલું કામ બજાવે એવો તમારો વીશ વાશ હોય તેઓને તમો આ તપાશની મંડલી માટે તમોએ નેમવા અને જે ધરહસથો આ કારણસર પો તાની નોકરી બજાવસે તેના બદલાના પઈસા સરકાર બા ખુશીથી આપસે. આ પ્રમાણે ઉભી થતી મંડલી માં ફકત બંધવાઓની તપાસકરવી એમ હું કહેતો નથી પણ કોઈબી કીશમની ખબર કે જેથી રાયટનો મનશુબો આગમચથી કરેલો હતોકે નહી તે જણાઈ આવે તેવી જેબી ધરહસથ રજુ કરે તેણે લગતી પુરેપુરી તપાસ હું કરશ. તમારો ઇતીઆદી.

મુંબઇ તા૦ ૧૪મી આરચ } (સહી ) એફ. એચ. સુટર. પોલીસનો કમીશનર."

ઉપલા પતરનો સર જમસેદજીએ વાળેલો ઉતર.

એફ. એચ. સુટર ઈશકુઆએર સી. એસ. આઈ જોગ.

મારા પ્યારા મી૦ સુટર.—

"તમારા ગઈ કાલના કાગજમાં જે બાબદ તમો એ લખ્યુંછે તેવીસે હમારી કોમના કેટલાએક મુખ્ય ગરહસથોની સલાહ લીધીછે. હમુને એવું ભાસ્યુંછેકે ગયા અઠવાડીઆમાં મજગામ કાસતલમાં મળેલી સભાએ ઊભી કરેલી કમીટીની આગલ તમારૂં કાગલ રજુકરવું પણ તેમ કરવાનીઅગાઉ તમારી મરજી હુ જાણવા માગુછું કે તમારૂં કાગજ કમીટી આગલ રજુ કરવાને તમને કાંઈ વાંધોછે કે નહી." તમારો ઇ૦

(સહી) જમસેદજી જીજીભાઈ.

મજગામ કાસટલ તા૦ ૧૫મી મારચ.

મી૦ સુટરે ઉપલા કાગજનો પાછો વાળેલો જવાબ.

ધી૦ ઓનરેબલ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ સી. એસ આઈ જોગ.

મારા પ્યારા સર જમસેદજી—

"મારા તા૦ ૧૪ મીના કાગલનો ઉપયોગ મેહેરબાની કરી તમારી નજરમાં આવે તેમ કરો. એ બાબદનો જલદીથી નીવેરો આવેલો જોવાને હું ઇછુંછ કારણકે મેં વધુ કરવા ધારેલી તલાશ કાંઇઢીલ થયા વના જલદીથી કરવાને હું ઇનતેજાર છેઉ". તમારો ઇ૦

(સહી) ફ્રાંક. એચ. સુટર.

મુંબઈ પોલીસ કમીશનર આફીશ. તા૦ ૧૬મી મારચ.

## સર જમસેદજીએ ફરીને લખેલા મી૰ સુટર જોગ પતર.

એફ. એચ. સુટર એશકુઆએર સી. એસ. આઈ. જોગ.

મારા પ્યારા મી૰ સુટર—

"તમારા તા૰ ૧૪ મી મારચના કાગજના જવાબ માં તમુને જણાવવા માગુછું કે મારા છેલલા કાગજ માં જણાવયા મુજબ મેં તમારો પતર કમીઠીના મેં મબરો અને પારસી આલમના કેટલાએક ઘરહસથો આગલ રજુ કરયોહતો અને તેઓએ એવો ચુકાદો કરયોછેકે છેલા રાયટ આગમજથી મનશુબો કરી ઉ ઠાવવામાં આવયો હતો કે નહી તે વીશેની તમો કમીઠી નેમવા માગોછો તેમાં એક બે પારસીને નેમવા એવું તમો જણાવોછો તેમુજબ ચાલવાને તેઓ નાપાડેછે.

પ્રથમમાં મને પોતાને એવું લાગેછેકે જે મુઆ ફેકની કમીઠી તમો ઉભી કરવાની દરખાસત કરોછો તેના મેમબરો નેમવાની તેમજ તેઓને કાંઇપણ અ ખતીઆર આપવાને હમને સતા નથી.

બીજું હમારૂં મત એવું છેકે જો તમારી સુચ ના મુજબની જો એ કમીઠી ઉભી થઇતો ધારેલી ત પાસ કરવાને એકુ અથવા વધારે બંધવાઓને કોઇ બી કીશમના સવાલો નાખવાની તેણે કાયદાસર કાંઇબી સતા નથી.

એક મરતબે ધારીએ કે કેદખાનામાનો કોઇપણ મુસલમાન બંધવો માફી બખ્શવા ઉપરથી કમીઠી માં બીરાજેલા મુસલમાન મેમબરની હજુરમાં રા એટની ઉસકેરની કરનારાઓના નામો આપવાને રાજી હોય તબી આવી પરકારની ઉભી કરેલી ક મીઠીથી કેવી મુરાદ બર આવી શકે એ હું શમજી શકતોનથી—હમો ધારીએચ કે ખાનગી રીતે માફી

આપવા જણાવયાથી હેવુ પરીનામ સેહેલથી લાવી શખાય અને હું ધારૂચકે મારી આપવાની હરકત અથવા એવી માગની તમોએ ઊભી કરવા ધારેલી કમીટીની આગલ થઈ હતી એમ જો બંધવાઓને બચાવ કરનાર કાઉનશલે ઉલટપાલટ તપાસ કરવામાં કબુલ કરાવયું તો એવી માંગનીથી કોઇનાઉપર મેલવેલી સાક્ષી ઉપરથી ગુનાહ સાબેત થવો મુશકેલ થાય. સેવાટે હું ધારૂછુંકે, છેલાં હુલડમાં સામેલ રેહેનારાઓની ચાલ બાબતમાં તપાસ કરવા માટે ઉભી કરવા ધારેલી કમીટી જે કાંઇ ગુવાહીઓ મેલવે અને જમાવ કરીશકે તેવીજ પોલીસ પણ મેલવી શકે તેમછે. એજ વેલાએ છેલાં હુલડને લગતી તપાશ કરવાને માટે જો એક કમીટી ઉભી કરવામા આવે તો તેની પાસ તમારા જણાવયા પરમાણેની ફક્ત એકજ બાબતનીજ તપાસ કરાવવી નહી.

ઉપલા કારણસર તમારા કાગજમાનુ નોતરૂં ના પાડવાનો ઠેરાવ કરયોછે, પણ છેલાં હુલડની ઉતપનતી સંબંધી અજવાલુ થાએ એવી કોઈબી કીશમની ખબર વીસે જો મને પુછવામાં આવસેતો મારેથી જે બની સકસે તેમ તે આપવાને સઘલી વખતે હું તૈયાર રેહેવશ. તમો જે કમીટી નેમવા માગોછો તેના મેમબરો નેમવાને હમો નાપાડીએચ તે ઉપરથી કાંઇ એમ નહી શમજવું કે જે ધરહસથો મેમબર તરીકે કામ કરવાને રાજી હોએ તેઓની તમો અથવા સરકાર નેમુક કરે તેની વીરૂધ હમો છઇએ".

(સહી) જમસેદજી જીજીભાઈ.

મઝગાંમ કાસટલ તા૦ ૧૭ મી મારચ.

# પારસીઓની મોટી અરજી

નામદાર અકાબર સર જમસેદજી જીજીભાઈ ના મજગામના બંગલામાં હીંદુશતાનના વજીર જોગ કરવા ધારેલી અરજી ઘડી કાહાડવામાટે વીચાર કરવા તથા કમીટી નેમવાને જે ખાનગી પણ મુખ્ય કરીપારસીકોમના સઘલાઆગેવાનોનીસભામલીહતી તેમાં ચોકશ બાબતોની હદપર ટીકા થયાપછી સેઠ સો. સા.બંગાલી, જા. મે.પલીડર તથા પી.એમ. મેહેતા એતરણે ઘરહસથોની સબ કમીટી નેમાઇ તેઓને સરે અરજી ઘડી કાહાડવાનુ કામ સોંપવામાં આવયું. તેબાદ કેટલેકદીવસે ઉપલી કમીટીના મેમબરોએ ઘણી મેહેનત લેઇ અરજીનો ખરડો ઘડી કાહાડયા પછી તેપર ચુનોચરા કરવામાટે ફરી એકવાર ઉપલા મકાનમાં સભા મલીહતી ત્યાં તે એકમતથી બાહાલા રેહેવાબાદ જાહેર અંજુમનઆગલ વાંચીજાહેરકરવા માટે આલબરેશ બાગમાં એક મોટામાં મોટીસભા ભરાઇહતી જેમાંનજદીક ૮૦૦૦ ઘરહસથો હાજરહતા તેમાં વંચાયલી ગુજરાતી અરજી તથા બીજી સરવે બીના નીચે મુજબ ખોલાશાવાર વાંચવામાં આવસે.

"શેઠ હીરજીભાઇ હોરમજજી શેઠનાએ દરખસત કીધી અને શેઠ નવરોજજી માંણેકજી વાહાડીઆએ ટેકો આપીઓ અને એકમતથી પસારથઇ કે,

ધી. આનરેબલ સર જમસેદજી જીજીભાઈ બારોનેટને સરનશીનની ખુરશી લેવાને અરજ કરવી.

સર જમસેદજીએ સરનશીનની ખુરશી લીધા બાદ શેઠ જાંગીરજી મેરવાનજી પલીડરે, આ સભા મલવા માટે આગલથી વરતમાંન પતરોમાં છપાવેલી તથા હેંડબીલોની મારફતે ફેલાવેલી જાહેર ખબર વાંચી સંભલાવી હતી, અને તે પછી સરનશીન સર જમશેદજી જીજીભાઈ તરફનું ભાશણ તેમની બીમારીને લીધે તેમના વડા સાહેબજાદા શેઠ માંણેકજીએ વાંચી સંભલાવીઉં હતું, જે નીચે પરમાણેછે:—

હમદીન ભાઇ સાહેબો,—"આજ દીને તમો શાહેબોને અતરે તશદી આપવામાં આવીછે તેનો શબબ તમો શરવે શાહેબોને રોશનછે. ગીઆ ફેબરવારી માશમાં મુશલમીન ટોલાના કેટલાએક બદમાસોએ નામોશીભરેલીચાલ ચલાવી તથા આપણા એક મારગી અને શુલેહ ચાહાનારા જરતોશતી ભાઇઓ ઊપર વગરકારણે શીતમ ગુજારીને તેઓના ઘરબારો માલમીલકતો, અને ધરમના પવીતર મુકામો લુટીને તારાજ કીધાછે, જે શબબથી આપણી કોમના લોકોના દીલ ઘણાં દરદમંદ થાયાંછે. હમો નમનતાઇથી હમારા સરવે હમદીન ભાઇઓને અરજ કરીએ છીએકે, આપણી કોમઉપર કેવી શકતી ગુજરીછે તે બાબે મોહોટું મન રાખીને ઘટતે ઠેકાણેથી ઘટતી દાદ ચાહાવાની તજવીજ કરવી. એમ કીધાથી તમારી કીરતીમાં ઘણો વધારો થાશે જેમાં કશો શંદેહ નથી.

ગીઆ માશની તા૦ ૮મી ને રવીવારને દીને હમારા મજગામના બંગલા મધે, વગવાલા અને જાણીતા જરથોસતી ઘરહસથોની એક મોહોટી સભા મલી હતી, તે સભામાં એકમતથી એવા ઠરાવો થાયા હતા કે આપણી કોમઉપર ગુજરેલા જુલમ બાબે

ઘટતી દાદ ચાહાવા સારૂં ઉપાયો લેવાની જરૂરછે, અને તે કારણસર ઘટતી સલાહ મેલવીને આપણી કોમની તરફથી એક નમનતાઇ ભરેલી અરજી ઘટ તે ઠેકાણે મોકલવો. એ શભામાં થયલા ઠરાવ મુજબ અરજી તઇયારકરવાનુ કામ શેઠ સોરાબજી શાપુરજી બંગાલી તથા શેઠ પીરોજશાહા મેહેરવાંનજી મેહેતા તથા શેઠ જાહાંગીરજી મેહેરવાંનજી વકીલને સોંપી આમાં આવયુંહતું. તે તરણે શાહેબોએ ઘણી મેહે નત લેઇને જરૂર જોગ ખબરો તથા વીગતો સતા ભ રેલી રીતે મેલવીછે, અને એક અરજી પુરતા દાખ લા દલીલો સાથે તઇયાર કરાવીછે. તે અરજી તમો શાહેબો હજુર હમણા વાંચીસંભલાવીઆમાં આવશે એ તરણે ઘરહસથોએ લીધેલી તારીફ લાયક મેહેન ત વીશે તેમનો ઉપકાર હમો અતરે માનીએછે. એ અરજી તઇયાર થવાપછે ઘણાએક આગેવાન અને વગવાલા જરતોશતીઓને હમારા મજગામના બંગ લામાં બોલાવીને વંચાવી હતી, અને ઘટતી તકરાર કીધાપછે એ અરજી એકમતથી તે સરવે શાહેબોએ પશંદ રાખીછે. હુલડની વેલાએ જેજે બનાવો બની આછે, તથા પોલીશે અને શરકારે એ વેલાએ કેહવી ચાલ ચલાવીછે, તેહનુ આબેહુબ બએઆન જરૂર જોગ શાબેતીઓ શુધા એ અરજીમાં આપેલુંછે, અ ને કોઇબી રીતની શરાહગત કીધી નથી, પણ જે ખરેખર બનાવો બનીઆછે તેજ ફકત જાહેર કીધા છે, અને તે બનાવોની સરવે હકીકત જણાવીને તે ની મુનશરી હીંદુસતાનના લાયકીવાલા સેક્રેટરી આફ સટેટ મારકુવીસ આફ સેલીસબરી તથા તેહની

કાહેનશીલને સોંપીઆમાં આવીછે, તથા એ બાબદ ની ઘટતી જોશતેજો અને તપાસ કરવાસારૂં હરેક ઘટતા ઉલાજો લેવાને આપણી કોમની તરફથી અ રજ ગુજારીછે. આપણે માથે જે અદલ અને મયા લુ રાજનુ છતરછે, તે રાજનો મુલ કાનુન હેવોછે કે કોઇબી અદના રઇયત ઉપર કોઈ પરકારનો જુલ મ ઉઆ ગેરઇનસાફી ગુજરીહોએ તો તેહેની દાદ ઘટતે રશતે આહવાની તે રઇએતને પુરતી છુટ તથા હક છે. હેવા એક જાંણીતા કાનુન મુજબ આપણી જરતોશતી કોમ પોતા ઉપર ગુજરેલા જુલમ તથા ગેરઇનશાફી વીશે પુરતી નમનતાઇથી નામદાર માહા રાંણીનાં તખત નજદીક ફરીઆદ ઉઠાવી દાદ ચાહા તા થાએ હેમાં કશું અનઘટતું નથી. એમ કીધાથી આપણી વફાદારીને કશી જાંખ પોંહોંચશે નહી, પણ ઓર વફાદાર રઇઅત તરીકેની આપણી ખ દી ફરજ ઘટતે પરસંગે બજાવેલી કેહેવાશે. ઇંગરેજી રાજ, જેહના છાએઆ તલે આપણી કોમ શુખ અને આબાદાંની ભોગવેછે, તેહવાં રાજમાં કોઇ ગે લાએ ન ધારલી ગેરઇનશાફી થાએતો તેથી કરીને તે રાજ કાઈ ગેરઇનશાફી ઠરતું નથી; વાશતે તે વીશે એ રાજના મુખીઅ ઠાંમ આગલ ફરીઆદ લ ઇજવાથી આપણે પોતાની અગતની ફરજ બજાવી એ છીએ. આએ હમારૂં ટુક ભાશણ શમાપત કરે તી વેલાએ હમો એટલી ઉમેદ રાખીએછે કે આપ ણી કોમની વાજબી ફરીઆદ ઉપર ઘટતું ધીઆંન આપવાને ઇંગલડના અપખેશપાત સતાવાલાઓ ચુકશે નહી.

એ પછી શેઠ સોરાબજી શાપુરજી બંગાલીએ અરજીનો ખરડો રજુ કીધો હતો, અને તેમ કરતાં નીચે પરમાંણે ભાશણ કરીઉં હતું:—

"તમો શાહેબોની નજદીક સરનશીન શાહેબ સર જમશેદજીએ પોતાનાં ભાશાણમાં જે રીતે કહી સંભલાવીઉં તે મુજબ ગીઆ માશની તારીખ ૮ મીને દીને "મજગામ કાશટન" મધે આપણી કોમના લગભગ સરવે આગેવાન તથા વગવાલા ગહરસથો ની શભામાં, તમારી હજુર આજ રોજે રજુ કરવા ધારેલી અરજી તઇઆર કરવાનુ માન મહને તથા માહારા મીતરો શેઠ પીરોજશાહ મેરવાંનજી મેહતા અને શેઠ જીહાંગીરજી મેરવાંનજીને આપવામાં આવીઉં હતું. એ અરજી હમારી સમજ અને સકતી મુજબ તઇઆર કરીને ઉપર કહેલી શભામાં મુકરર થાએલી કમીટીની નજદીક હમોએ રજુ કરી હતી, અને તેઓએ હમારો બનાવેલો ખરડો એકમતથી બાહાલ રાખેઓ હતો, તથા તેમાં પાછલથી જરૂર જોગ ફેરફાર, અરજીની મતલબ ચુકીઆ વગર, જે કરવો પડે તે કરવાનો અખતીઆર આઠ શાહેબો ની એક "સબ કમીટી" ની શહલાથી વાપરવાને હમોને ફરમાવેઆમાં આવીઊ હતું. એ અખતીઆર મુજબ અરજી મધે સેજ ફેરફાર કરવામાં આવેઓ છે. "સબ કમીટી" ના એ આઠ શેહેબોનાં નામ આ મુજબછે;—ધી હાનરેબલ સર જમશેદજી જીજીભાઈ બારોનેટ, શેઠ ફરાંમજી નાશરવાંનજી પટેલ,

શેઠ બેરાંમજી જીજીભાઈ, શેઠ હીરજીભાઈ હોરમજી શેઠના, શેઠ દીનશાહજી માંણેકજી પીટીટ, શેઠ ખરશેદજી ફરદુનજી, શેઠ મેરવાંનજી ફરાંમજી પાંડે, અને શેઠ મનચેરજી હોરમજજી કામાજી. એરીતે અરજી નકી કરીને આજ રોજે જરતોસતીઓની આએ જાહેર સભાની હજુરમાં રજુ કરીછે, અને હમો ઉમેદ રાખીએછે કે, તે સરવે કોહને પસંદ પડે હેવી જણાશે. એટલું બોલી એ અરજી અસલ ઇંગરેજીમા વાંચવાને હું અરજ કરૂંછું. અને તેજ પરમાંણે તેહનો ગુજરાતી તરજુમો વાંચવા વીશેની શેઠ નશરવાંનજી બેગાંમજી સેકરેટરીને હું અરજકરૂછું."

એ પછી શેઠ પીરોજશા મેરવાંનજી મેહતાએ ખુરસી ઉપર ઉભા રહી ઘણે મોટે અને બોલે અવાજે તથા સટા ભરેલી રીતે અરજીનો અંગરેજી ખરડો વાંચી સંભલાવીઓ હતો, અને તે પછી તે અરજીનો ગુજરાતી તરજુમો તેહીજ રીતે શેઠ નશરવાંનજી બેહરાંમજી સેકરેટરીએ વાંચી સંભલાવીઓ.

નામદાર ઊમરાવ મારકુવીસ આફ સાલસબરી.
તે નામદાર માહારાણીના હીંદુસતાન બાતેના સેકરેટરી આફ સટેટ ઇન કાંઉનસીલ જોગ—લંડન.

મુંબઈ શેહેરના પારસી રેહેવાસીઓની અરજી.
અરજ એછે જે—

મુસલમીનોના છેલાં હુલડની વખતે મુંબઈના પારસીઓને ખમવાં પડેલાં ઘાટકી દુખોને માટે દાદ માહાવા, અને એવી જાશતી ફરી નહી ગુજારીઆમાં આવે તેની જામીનગીરી મેલવવાની મકસુદથી,

તેમજ વળી મુંબઇની સરકારે નાખેલા અણુઘટતા ઠપકામાંથી નામદાર માહારાણીની સરકાર આગળ તથા ઇંગલંડની પરજા આગલ પારસીની આલમ નો બચાવ કરવાના એરાદાથી, તમો નામદારની કાઉનસીલ જોગ આ પાધરી અરજી મોકલવાનો લગાર સરેસતાથી ઉલતો મારગ એખતીઆર કરવા ની તમારા અરજદારો પોતા ઉપર ફરજ આવી પડેલી સમજેછે.

૨. હુલડ કરનારાઓની તપાસની વેલા પોલીસ તથા હાઇ કોરટમાં ચાલેલાં કામકાજના હેવાલની નોધો ઉપરથી તથા આ અરજી સાથ જોડેલા બીજા દસતાવેજો ઉપરથી, તમારા અરજદારોની નજરમાં હેઠલ ટાંકેલા સીધાંતો વગર શકે શાબેત થાયછે તેની વીગત; (પેહેલું) ગઇ તા૦ ૧૩મી ફેબ-રવારીને દીને મહમદીઆન હુલડખોરોના ટોલાં, આગમજથી કરેલી એકસંપી ગોઠવણ મુજબ પોતાની મશજીદોમાંથી બાહેર નીકલયાં, અને જુદાજુદા લતાઓ ઉપર પારસીઓના આતશકદેહઓ તથા રેહેવાના મકાનો ઉપર લગભગ એકજ વખતે હોમલાઓ કરીને તેઓ મધેની પવીતર ચીજોને અપવીતર કીધી, માલ મીલકતો લુટી ગયા અથવા તેમનો નાશ કીધો, તથા છુટા છુટા પારસીઓને ઘણા હલાક કીધા; (બીજું)—આ બખેડાને ઉસકેરવા સરખું પારસી ટોલાએ કાંઇપણ કીધું નથી; (તરીજું)—અગરજો પોલીસે પોતાની ફરજ બજાવી હતેતો કાંઇપણ મોહોટું હુલડ બીલકુલ થતે જ નહી; (ચોથું)—તારીખ ૧૩મી ફેબરવારી પછે શેહેરમાં ધભરાટ ચાલુ રહેયો તથા અગત ક

રીને એજ માશની તા૦ ૧૫મી અને રવીવારના પેહેલા પોહોરે હુલડ નવેસરથી પાછું થયું તેનું કારણ એજ હોવું જોઇએકે મુંબઇ માહેલા તે વેલાના મામલાની હાલતનો ખરેખરો વીચાર બાંધવામાં, તથા લોકોમાં વીશવાશ પાછો બેશે અને સમાધાની ફેલાય એવું પુરતું લશકર બોલાવામાં, મુંબઇની સરકારે નીશફલ થઇને પોતાની નબલાઇ દેખાડી હતી.

૩ હુલડ કરનારાઓએ આ બખેડા બાબે આગમચથી સંપ કરી રાખ્યોહતો તે માતર એટલીજ બીનાથી સાબેત થતું નથી કે તા૦ ૧૩મી ફેબરવારીના કેટલાક દીવશ આગમચ સેહેરમાં એવી અફવાઓ ચાલીહતી કે, પારસીઓ ઉપર એક બરોબર ગોઠવી રાખેલો હલલો કરવામાં આવનારછે, પણ એ અફવાઓ ઉપરાંત વધારે સાબેતી પોલીશ તથા હાઇકોરટોમાં પડેલી જુબાનીઓ ઉપરથી મલી આવેછે, કે જેમાં એવી શાબશી પડીછે કે માશ ફેબરવારીની તા૦ ૧૩મીને દીને આ હુલડો સઘલી જગોએ એકજ સરખી રીતે, અને બનતી ખબર કાહાડવા મુજબ, લગભગ એકજ વખતે શરૂ થયાં હતાં; અને શેખ અબદુલ રેહેમાન સ્ત્રીટ તથા ભીંડી બજાર અને બેતવાડીમાં હુલડ કરનારા ટોળાંઓની મુખીઅ મતલબ એટલીજ હતીકે પારસીઓના આતશકદેહઓને અપવીતર તથા અવાવ કરીને એ ટોળાના લોકોને બુરામાંબુરૂં અપમાન લગાડવું એવું કેહેવામાં આવેછેકે સેખ અબદુલ રેહેમાન સ્ત્રીટ મધે થાયલું મુખીઅ હુલડતો એક પારસી કાનસટેબલ અને કોઇ મુસલમાનોના મસતીખોર છોકરાઓ વચે ઉઠેલા સેજ ટંટામાંથી અકસમાતે ઊભું થયુંહતું

પણ એ વાત કેટલી નાપાયદારછે, તે પોલીસ કાનસટે બલ ગફની શાખ્ખશી પરથી સાબેત થાયછે. પોલીશનો એ અમલદાર તે વખ્ખતે જુમા મશજીદ આગળ પોતાની ડયુટી ઉપર હતો, કે જે મશજીદમાંથી હુલડખોરો તા૦ ૧૩મીને દીને બાહેર ધશી આવયાહતા, તથા આ હુલડ કેમ શરૂ થયું તે તેણે જોયું હતું, તથા સારજંટ આટકીનસન જેણે આ મુકદમાની વેલા મુસલમાન હુલડકરનારાઓનો બચાવ કીધોહતો તે હીમાએતીએ કબુલ કીધું કે મહમદીઆનોના બ આવનો એ ભાગ તદન ધસી ગયોછે, અને કોઈપણ રીતે બખેડાને ઉભા થવાનું કારણ આપવાના ડપકામાંથી આ પારસી કાનસટેબલે પોતાને સદનતર મેકલો કરી નાખ્ખયોછે. એ ઉપરાંત એક પારસી મેવાવાલો નામે દોરાબજી પેશતનજીની ચોકશ અને તેટલામાટે અગતની જુબાંની ઉપર તમારા અરદારો ધ્યાન પોહોંચાડવા માગેછે. એ ધણી એવું જાહેર કરેછેકે તા૦ ૧૨મી ફેબરવારીને દીને તેના એક મુસલમાન દોસત તથા ધંધા માહેલા ભાગીઆએ તેણે ચેતવણી આપી હતી કે બીજે દીને ( ઇયાને સુકરવારે) ધણુ કરીને બખેડો થશે, જે ખબર ઉપરથી તે પારસી દોરાબજીએ નેટીવ ટાઉન માહેલાં પોતાનાં ધરમાંથી પોતાની ધણીઆંણીને ખંબાલાના ડુંગર ઉપર પોતાના એક એશીના ધરમાં મોકલાવી હતી. તા૦ ૧૩ મીની સહવારના જારે દોરાબજી સરસતા પરમાંણે કરાફરડ મારકેટમાં પોતાંના ધંધા ઉપર ગયો તારે ફરીથી તેને ઉપલી ચેતવની આપવામાં આવી, જેથી તે પાછો પોતને ધરે ગયો અને પછવાડેથી હુલડખોરોએ જે ધરો ઉપર

હુમલો કરયો, પણ જેમાં બારણાં ભાંજીને દાખલ થવાને ફાવયા નહી હતા, તે ઘરો મધેનું એક ઘેર એ પારસી દોરાબજી મેવાવાલાનું હતું. એજ લતા ની પડોશમાં સર જમસેદજી જીજીભાઇ બેનીવોલેંટ ઇનસ્ટીટીઉશનની છોકરીઓની નીશાળના તથા ભીંડીબજારમાની એક બીજી નીશાળના શીખસકને પણ એજ પરમાણેની એક ચેતવણી આપવામા આવી હતી, અને તેથી કરીને સુકરવારની શહવા રના આસરે સાડા અગીઆર કલાકને અમલે શી ખનાઝી છોડીઓને એ નીશાળોમાથી ઘર મોકલા વી નીશાળ બંધ કરવામા આવી હતી.

૪. મુસલમાનોને માઠું લગાડવાનું કાંઈ પણ કારણ આપવાના વાંકથી પારસીની આલમ તદન નીરદોશછે તે વાતની સાબેતી, પારસીઓ સામે મુ સલમીનોએ બદ સોચના ધરાવાના બાહાના તરીકે જેબીના રજુ કરવામા આવીછે તેની તપાસ ઉપર થી મલેછે- તા૦ ૧૫ મી જુન ૧૮૭૩ ને દીને રૂસ તમજી હોરમજજી જાલભાઈ નામના એક પારસી એ મુંબઈ ખાતે ગુજરાતી ભાશામા એક પુસતક છપાવયું, અને તેમાં બીજા પરશીધ પેગામબરોના જનમચરીતરો સાથે "મોહમદની જીંદગીનો હેવા લ" દાખલ કરયો હતો, કે જે હેવાલ ઓકલીની બ નાવેલી સારેસન લોકોની તવારીખ ઉપરથી, તથા ગીબનના બનાવેલા રૂમના શાહાનશાહાતના પડીભાગવા બાબેના પુસતકઉપરથી, તથા વાશીંગટન ઇરવીંગના બનાવેલાં મહમદના જનમારાના હેવાલ ઉપરથી રચયો હતો. તેમધે મુસલમાનોના પેગમબર ના કુટુંબનું વરણન કરતાં મહમદના એકપુરા બેટાની

માતાને મી૦ જાલભાઇએ એક રાખેલી ઓરત કરી જણાવી હતી, તથા તેમાં "રાખેલી રાંડ" એવો ગુજરાતી શબ્દ વાપરીઓ હતો, પણ બોમબે ટરાકટ એંડ બુક સોસાઇટીને લગતા મીશનરીઓએ શને ૧૮૫૩ માં છપાવેલાં મહમદના જનમ ચરીતર મધે એજ બોલ એજ મતલબથી પણ "રાખેલી" એવા વીશેશણ વગર વાપરયોછે. મી૦ જાલભાઈના પુસતકની ખબર મુસલમાનોએ આઠ મહીના સુધીતો કસી લીધી નહી, પણ છેક ૧૮૭૪ના ફેબરવારી મહીનાની શરૂઆતમાં તથા મોહોરમના તેહેવાર (કે જે તેહવારઊપર ઘણું કરીને હીંદુસતાનના મુસલમાનોમાં કાંઇને કાંઇ બખેડો થાયછે) તે તેહેવારની છેક નજદીકીમાં મુંબઇના કેટલાક આબરૂદાર મુસલમાન સેહેરીઓ પોલીસના કમીશનર મી૦ સુટર પાસે ગીઆ, અને તેણે ખબર આપી કે એક પારસીએ એક ગરંથ પરગટ કરયોછે તેમાં અમારા પેગમબરની માનીતીને "વેશીયા" દાખલ લખવાથી અમારો હમજાતીઓ ભયભરેલી રીતે ઉસકેરાઇ આવયાછે. કસબણને માટે ગુજરાતી શબ્દ મી૦ જાલભાઇએ વાપરેલા બોલથી નદન જુદોછે; તોપણ મી૦ સુટરની અને (પોલીસના ડેપયુટી કમીશનર) મી૦ એંડજીગટનની તાકીદની ફરમાશ ઉપરથી મી૦ જાલભાઈએ પોતા પાસે બાકી વધેલી સઘલી નકલો પોલીસને સવાધીન કીધી. મુસલમાનો વાંધો કાહાડીશકે એવો એક ગરંથ પરઘટ કીધો તે માટે મી૦ જાલભાઈ પાસે મી૦ એંડજીંગટને ખોલાસો માગયો હતો, અને વેચવા વગરની નકલો પોલીશને સવાધીન કરીને મી૦ જાલભાઇએ તે પુસતકનો વધારે ફેલાવો થતો અટ

કાવાને પોતાની તરફથી બનતી કોસેશ કીધી હતી. જે માણસે મુસલમાનોને માઠું લગાડવાનો એક બોલ પણ ઉચ્ચરવાની ધારણા રાખેલી નહી, તેવા માણશની સામે મુસલમાનોનો આ જોસો, ઊપલો હક મુકી છુટવાથી બંધ થવો જોઇએ, એમ વાજબીની રાહે વકી રાખી શકાય. પારસીની આલમ વીસેતો એટલુંજ કેહેવું બસ છે કે મી૰ જાલભાઇના ગરંથમાં છપાયલી બાબતનો જોખમ તેઓને સર હતો એવું કસું જણાવવામા આવયું નથી, અને એવું કેહેવાને જરાબી બાહાનાનું ઓઠું વઠીક કસુનથી.

૫ આ પુસતકને દાબી દેવાનુ પોલીસના કમીશનરનુ કામ ગેરવાજબી હતું અને તમારા અરજદારોના વીચાર મુજબ એ બાબે તેણે સારી સલાહ મલી નથી, કેમકે એ કામ ધરમ સંબધી છુટાપણાના તરીકાની તથા છુટથી તકરાર કરવાનાં હકની વીરૂધ થાયું છે, અને વલી એ બનાવથી એવો એક દાખલો હસતીમાં આવીઓ છેકે (જેમ કરાંચી બાતે એક ખરીસટી ચોપાનીઆને બંધ કરવા માટે થયલી ફેલલી કોશેશ ઉપરથી માલમ પડેછે તેમ) તે દાખલાનો લાભ પારસીઓ ઉપરાંત બીજી કોમો સામે લેવાને મુસલમીનો ચુકીઆ નથી. તોપણ મી૰ સુટરનુ એ કામ કેટલેક દરજજે દરગુજર કરી શકાય કેમકે સને ૧૮૫૧ના નાશકારક હુલડો, એક પારસી અખ્બીપતીએ પોતાના પતરમાં મહમદની જીંદગીનો હેવાલ છાપવાથી જનમ પામયાંહતાં કે જે હેવાલ મહમદીઆન લોકોએ અપમાન ભરેલો ગણયો હતો. પણ અગરજો તે વખતના અને હાલના હુલડોના મુલ બાબેના એ બાહાના એકકને મલતાં તથા

સરખાં ગણ્યા તો મહમેદીઆન લોકોએ પોતાને ઉશ્કેરાયલી હાલતમાં લાવી મેલીઆ હતા તેના પછી નામોનેપણ એકસરખાં ગણવાં હતાં. સન ૧૮૫૧માં એક સુકરવારને દીને જુમાં મશજીદમાંથી મુસલમાંનોનું એક ટોલુ "દીન—દીન" પોકાર મારતું બાહાર નીકલી આવલું તથા પારસીઓ ઉપર તુટી પડયું હતું; અને તે ઉપરથી બનવા જોગ હતું કે ૧૮૭૪માં પણ તેજ શધલો મામલો પાછો જાગશે. મી. સુટરે હેવાતો કદાચજ વકી રાખી હશે કે મુસલમાનોનાં જહનુનની તરફેનમા તેણે જે અચરતી ઉપજાવનારી છુટ મુકી તેથી અગનીઆન જહનુનીઓ રાજી રેહી સકે; કેમકે તેણે એ બાબતમા શું કરવું તે વીશે એ લોકો કેહેવી વકી રાખતા હતા તે એક મુસલમાન વરતમાન પતરના અધીપતીએ પોતાના તા૦ ૧૯ મી ફેબરવારીના અંકમા નાચે લખેલા સખુનોમા જણાવીઊં હતું:—

"કમીસનર સાહેબ મી૦ સુટરને પુસતક વીશે પેહેલી ખબર મલવા પછે સુકરવારની આગમચ તે પુસતકોની સઘલી નકલોનો એવીરીતે નાશ કીધો હતે કે જેથી તે નાશ ઘણા લોકોના જોવામાં આવતેતો બચીતછે કે હુલડ થતે નહી—પણ સુકરવાર શુધીમા ચોપડીઓની નકલોનો નાશ નહી કરવાથી લોકોના મનમા એવોશે શક પેદા થવો જોઇએ."

પણ એવો એક બખેડો અટકાવાને પોલીસના કમીશનરે સાહુચેવીના શું ઉપાયો લીધા હતા? મી૦ એડજીંગટને મી૦ સુટરના દેખતાં મી૦ જાલભાઇને કહયું હતું કે "મોહમદીઆંન લોકો

અગ્નાન અને તોફાનીછે"; અને વળી હુલડ શરૂ થવાની બે દીવસ આગમચ પોલીસને ખોલલી ચેતવણી આપવામાં આપી હતી કે એ લોકો જે મનાતેમ બેદીલ છે તથા પારસીઓ ઉપર કીનો લેવાના વીચારમાછે. મી૦ જાલભાઈએ પોતે મી૦ એડજીંગટન પાસે જઈને કહયું હતું કે "તા૦ ૧૧ મી ફેબરવારીને દીને પેહેલા પોહોરમાં કેટલીક મસજીદોની સોહીડી ઉપરથી મુસલમાનોના ટોળાંઓ આગળ કેટલાક શખસો તેમના ધરમને લાગેલાં કલપીત અપમાન વીશે ખોલી રીતે જાહેરમાં ભાષણ ચલાવતા હતા, તથા એ તકસીરને માટે મી૦ જાલભાઈનો જાન લેવો, અને તેના જાતીલાઓને શીખસા કરવી એ ઘણું વાજબી તથા કાયદાસર છે એવું તેઓ મુસલમાનોના ટોળાંઓને શમજાવતા હતા." મી૦ જાલભાઈએ પોહોંચાડેલી આ ખબર ઉપર મી૦ એડજીંગટને ખચીત વીસવાસ મેલીઓ હશેજ—જો વીસવાસ નહી મેલીઓ હતે તો તેણે મી૦ જાલભાઈને મુંબઈ છોડવા તથા પુણે ઇઆ શુરત જવાની સલાહા આપી નહી હતે. પણ એ ઉપરાંત વળી તા૦ ૧૧ મી ફેબરવારીને દીને ધોબીતલાવ અને સોનાપોરના પારસીઓ તરફનું એક ડેપયુટેશન એજ પોલીસના અમલદાર પાસે ગયું, તથા તેનો આસરો માગવા લાગુ અને તેણી આગલ તેઓએ જાહેર કીધું કે "અમોને પકી ખબર મળી છે કે મુસલમાનો અમારી ઉપર તુટી પડનારછે, અને અમારી વચે ભય ભરેલી ખરાબી ચલાવનારછે." આ ડેપયુટેશનના જવાબમાં પોલીસના ડેપયુટી કમીશનરે કહ

યું કે "મોહમદીઆંન ટોળાના આગેવાન ગરસથો એ બીજે દીને (ઈઆને તારીખ ૧૨ મી ફેબ્રુ વારી અને ભરેસપતવારને દીને) ભેગા મળવાની તથા કશો પણ બખેડો નહી થાય એવો અટકાવ કરવાની કબુલાત આપીછે." વળી તેણે કહયું કે "અગરજો તેઓ એથી ઉલટા ચાલશેતો પોલીસ તેઓની શુધને કેકાંણે લાવશે." મોહમદીઆંન લોકોની તે સભા તા૦ ૧૨ મીને દીને મળી, અને તેમાં ઘણાંક ધીરજ આપનારાં ભાષણો થયાં, અને તેટલા પરીણામઉપર મી૦ સુટર તદન રાજી થયલો દીસેછે, કેમકે સુકરવાર (કે જે દીને મોહ મદીઅન લોકો પોતાની મસજીદોમા એકઠા થાય છે) તે દીને "એ અગ્નાન તથા તોફાની લોકો" કાંઇબી હુલડખોરી અથવા શુલેહનો બીગાડ કર નારી ચાલ ચલાવે તેનો અટકાવ, સારી ફોજ હાજર રાખી તેના બલથી કરવાને મી૦ સુટરે કાંઈ પણ સાહુચેતી રાખી નહી. શું બનનાર તેની પુશકળ નીશાંનીઓ સુકરવારની સહવારનાં માલમ પડવા લાગી હતી. મી૦ રતનજી માંણેકજી રત નાગરને તે દીને સહવારના આસરે ૧૧ કલાકે જુમામસજીદ આગળના મોહમદીઆંન લતાઓ તરફ નહી જવા માટે એક મુસલમાન મીતરે તેને ચેતવણી આપી હતી, અને તે વખતે તેણે જોયું હતું કે આરબો અને સીદીઓની એક શંખ્યા, જે મધેના કેટલાકોના હાથમા સોટાઓ હતા, તેઓ મસજીદ તરફ ઉતાવલે જતા હતા. બીજા પારસીઓની જુબાંનીઓ આ અરજી સાથે જોડી છે તેઓ શાહાદત આપે છે કે મસજીદની અગાશી

ઉપર હારેકટાર ઉભેલા મુસલમાનોએ કલાક ૧૧ અને ૧૨ ની વચે તેઓ ઉપર પથરા મારયા હતા. પણ હાઇ કોરટમાં પડેલી શાખશી ઉપરથી માલમ પડેછે કે જુમા મસજીદમાં તે દીવસનો મુસલમાંનોનો મેળાવરો જોકે સરેસતા કરતાં એટલો બધો મોટા અને એવી કીસમના લોકોનો હતો કે તેથી, જેમ પારસીઓમાં તેમજ હીંદુઓમાં ધાસતી પેદા થવા વના રેહે નહી, તોપણ જારે મસજીદમાની એબાદત ખતમ થઇ, અને જારે લાકડીઓ તથા પથરાથી હથીઆરબંધ થયલા આરબો તથા સીદીઓએ અબદુલ રેહેમાન સ્ત્રીટ ઉપર હોમલો કરયો, તારે મસજીદ આગળ ફકત એકજ યુરોપીઅન કાનસટેબલને ડયુટી ઉપર રાખેલો હતો. આ કાનસટેબલ જે કાંઇ કરી શકયો તે સઘલું મળીને એટલુંજ હતું કે હુલડ શરૂ થઇ ચુકયું છે એવી ખબર પોંહોંચાડવા માટે દોહોડ માઇલ દુર મજગામની પોલીસ આફીસમાં મી૦ મુટર આગળ એક પોલીસના સીપાઇને બગીમા બેસાડી મોકલયો, તથા પોતે લાઇલાજ હાલતમાં હુલડખોર ટોળાંની પુઠેપુઠ ફરયા કીધો. પોલીસ મદદે આવી તાંહાં શુધી હુલડ કરનારાઓને પોતાની મરજીમાં આવે તેમ ચાલવા સારૂ કેટલો લાંબો વખત મલયો તે સવાલ ઉપર તમારા અરજદારો હીઆં તકરાર ચલાવા માગતા નથી, કેમકે એ બાબતની આહેદી એકએકથી વીરૂધ પડીછે. હીઆં એટલુંજ કેહેવાની જરૂરછે કે બે આતશકદેહઓને પુરેપુરાં અપવીતર કરવા માટે તથા કેટલાંક ઘરોને લુટવા માટે અને પારસીઓની એક શંખયાને માર

મારવા માટે (કે જેમાનો એક પારસી પછવાડેથી પોતાને લાગેલા જખંમથી મરણ પામયોછે) એટલું કટવા સારૂં તે હુલડખોરોને પુરતો વખત મળયો હતો, અને ખેતવાડીમાં એ હુલડખોરો પોતાની ધારણામાં નીશફળ થયા તે પોલીસના વખતસર જલદી વચે પડવાથી થાયું નથી, પણ તાહાંના રેહેવાસીઓએ કરેલા હીમત ભરેલા દેખાવથી બ બનયું હતું. પોલીસે જાંહાં જાહાં પોતાનો દેખાવ કરયો, તાંહાં તાંહાં ફેસાદખોરના ટોલાઓ તરતજ વીખરાઇ ગયાં, અને તમારા અરજદારો મોટી નમનતાઈ સાથે જે બાબત વીશે આગત કરીને જોસથી કેહવા માંગેછે તે બાબત એછે કે જો સુકરવારની સહવારે મસજીદોની આગલ પોલીસના મજબુત ચોકી પેહેરા રાખીને મી॰ સુરે પોતાની ફરજ બજાવી હતેતો કાંઈપણ ખરાબીની કોશેશ વટીક કરવામાં નહી આવતે. પોલીસના ડીટકટીવો, જેમના મુખીઅ અમલદારો મોહમદીઆનોછે અને જેઓને તેમની ચબરાકી ભરેલી નીમખહલાલીને માટે વારેઘડીએ વખાણવા તથા નવાજવામા આવેયાછે, તેમને આ ફેસાદનો છુપો સંપ શોધો કાહાડી જાહેર પાડવાના કાંમ ઉપર લગાડીને પરજાની સમાધાંની જાલવેઆને બદલે, અથવા શુલેહનો ભંગ થવા વીનાં રેહશે નહી એવું જેઆરે માલમ પડયું તેઆરે પોતાના તાબા માહેલી ફોજને "અગ્નાન તથા તોફાની લોકો" ને કબજામા રાખવાના કામ ઉપર લગાડવાને બદલે એ લોકોને સમાધાન રાખવા માટે તેમના આબરૂદાર જાતીલાઓની રૂડી સોચના તથા શકતી

ઉપર પોલીસના કમીશનરે તદન વીસવસ મેળવા નું પસંદ કરયું, અને તેનું પરીનામ એ નીપજયું કે પારસીઓના જાન અને માલનો આધાર ફેસ દીઆ જાહનુની લોકોની દયા ઉપર રહયો.

૬. હીંદુસતાનમાં ઉઠતા બખેડાઓની સા રીપેઠે જાણીતી વલાણ એ હોયછે કે જારે તેમને શરૂઆતમાથીજ અટકાવયા નહી હોય તારે તેઓ આગની મીશાલે ફરી વલે છે, અને તદન એખ્તીઆરમા રહી શકતા નથી; તે છતાં પણ અગર જો સરકારે પોલીસની મદદને માટે લશકરને વખ્તશર બોલાવયું હતેતો સુકરવારનું હુલડ નરમ પડયા પછે ઘણુંકરીને બીજો નવો બખેડો નહી થતે. અલબતા એવો હુકમ થયો હતો કે જારે બોલાવે તારે નીકલી આવવા સારૂં યુરોપીઅનોની એક કંપની તથા દેશી પેદલની બે કંપનીઓ એ તઈયાર રેહેવું, પણ જે લતાઓ ઉપર હુલડ થયાં હતાં તે લતાઓ ઉપર લશકરની હાજરીથી તાંહાંના બદમાસો ઉપર જે ફાયદા ભરેલી અસર થતે તે અસર રદ ગઈ, કેમકે નામદાર ગવરનરે તા○ ૧૭ મી ફેબરવારીના યુનીવરસીટીના કાનવોકેશનના ભાશણમાં પોતે કબુલ કીધા મુજબ તે નામદારના માનવામા નહી આવયું કે સુકરવારની સાંજ, શનીવારનો આખો દાહાડો, તથા રવીવારની સહવારનો શેહેરની હાલત એટલી બારીક હોય કે સુલેહની જાલવણીને માટે સોલજરોને કામે લગાડવાનો છેક શેવટનો ઉપાય લેવાનું વાજબી ગણાય. એ સબબથી જોકે મુશલમીન લોકો જારે તાણમાં અને ગુશશા ભરેલી હાલતમાં આવીઆ હતા

તારે હેભત ખાયેલા પારસીઓ ભયમાં હતા કે જે શંકટો આપણે ખમયાં છે તે કરતાં વધારે માઠા બનાવો હજી બનવાના બાકીછે; અને જો કે સેહેર મધેના દેશી લોકોને રેહેવાનો ભાગ દર એક જગાએ ધભરાટથી સધલો ઉકલી રહેલો હતો એમ કેહેવામાં સહરાગાત કાંઈ નથી, તોપણ લશ્કરને ઉપયોગમાં આણયું નહી હતું, અને પોલીસની ફોજ મી૰ સુટરે પોતે કબુલ કીધા મુજબ પોતાના કામને માટે મુદલ બસ નહી હતી, તે ફોજને નાહાના નાહાના ટુકડાઓમાં વેંહેંચી નાખવામાં આવી તથા નવા હુલડો થતાં અટકાવાની બેજા ઉમેદમાં તે ટુકડીઓને શેહેરમાં ઠારે ઠાર વીખરાતી નાખવામાં આવી. શનીવારને દીને જેમ જેમ પારસીઓ જોતા ગયા કે સરકારે તેમના આતશકદેહઓનાં બચાવને માટે ચોકી પેહેરા નથી રાખયા તથા ખેતવાડીના પારસી રેહેવાસીઓ ઉપર બે હોમલા થવાની ખબર તથા ગરાંટ રોડ આગલ લંડન હોટલ ઉપર એક હોમલો થવાની ખબર તથા અગત કરીને મોહમદીઆંન મોહોલાઓમાં છુટા છવાયા પારસીઓ ઉપર હોમલાઓ થવાની હકીકતો જેમ જેમ સંભળાતી ગઈ તેમ તેમ પારસીઓનો ધભરાટ કલકિ કલાકે વધતો ગયો. તેઓના એ ધભરાટ વીશે તેજ દીને સાંજના શેઠ બેહેરામજી જીજીભાઈએ પોલીસના કમીશનર જોગ લખેલા કાગજમાં ખોલજી રીતે જણાવીઉં હતું અને તે મધે દેખાડવામાં આવીઉં હતું કે "ખેતવાડીમાં ભેગા થયલાં હુલડખોર ટોલાંઓ ઉપર પોલીસે હોમલો કરીને તેમને વીખરી

નાખ્યા નહી હતા, પણ કોઈ બીજે નાકે જાંહાં પુરતો બચાવ નહી હોય તાંહાં ફરી એકઠા થવા માટે તેમને ગોયા પાછા ફેરવયા હતા." શેઠ બેહેરામજીએ ઉપલાં કાગજમાં લખીયું હતું કે તેવણ આગલ યુરોપીઅન પોલીસમેનાએ પોતે કબુલ કીધું હતું કે તેઓ એટલાતો થાકી ગયા હતા કે પોતાની ફરજો બજાવવાને તેઓ શકતીવાન નહી હતા. શેઠ બેહેરામજીએ પોતાની મજબુત ભલામણ કીધી હતી કે બખેડાવાલા જીલ્લાઓ ખાતે લશકરી ફોજને રાખવી જોઈએ કે જેથી પારસીઓમા પાછો વીસવાસ બેસે, તથા સુકરવારના જેવી જાસતી ફરીથી પારસીઓ ઉપર ગુજરતી અટકે. હાઈ કોરટના વકીલ મી૦ ડબલયુ એચ. પેએન જે શેઠ બેહેરામજી જીજીભાઈની સાથે ગયો હતો, તેણે એ કહેલા જણાવેલા ગરહશથના કેહેવાના ટેકામાં કીમતી શાહાદત તમારા અરજદારોને લખી આપીછે. મી૦ પેએનની જુબાંની આ અરજી સાથ જોડીછે. મી૦ એડજીંગટને શેઠ બેહેરાંમજીના ઉપલા કાગજના જવાબમા કબુલ કીધું કે ધભરાટ નરમ પડયો નથી, પણ એ પતર મધે જણાવેલાં ધમકી આપનારા હુલડખોરોની હસતી બાબે તથા સુલેહ જાલવવામાં પોલીસની નબલાઇ બાબે તેણે શક બતાવયો. તોએપણ તેણે પોતાના જવાબમાં એટલું વધારયું કે પોલીસ કમીશનર સરકાર સાથ સઘેસો ચલાવેછે અને (લશકરને હથીઆરબંધ તઈઆર રાખવા ઉપરાંત) "શેહેરની સમાધાનીના બીજા ઉપાયો ધેઆંન ઉપર લેવામાં આવયાછે." સાંજ સુધીમાં સોના

પેર અને ધાબીતલાવના પારસીઓમાં ઓછી ખબર ફેલાઈ ચુકી કે મુસલમાંનો મોટી શંખ્યા માં એકઠા થઈને સોનાપોરના કબરસતાંનમાં એક લાશને દફનાવાની પાએદસતને બાંહાંને પણ તે તર ફના પારસી ઘરોને લુટવા તથા તેમના વડાં આ તશબેહેરાંમ ઉપર જાસતી ચલાવાની છુપી મતલબથી આવનારછે. તેજ સાંજે પારસી ગરહસથો નું એક ડેપયુટેશન, જેમાં આનરેબલ સર જમશેદજી જીજીભાઈ બેરોનેટ, શેઠ દીનશાહ માંણેકજી પીટીટ, શેઠ બેહેરાંમજી જીજીભાઈ, શેઠ ખરશેદજી ફરદુનજી પારખ, અને શેઠ મેહેરવાંનજી ફરાંમજી પાંડે એટલા ગરહસથો હતા, તેઓ સર ફીલીપ વોડહાઉસ પાસે પારસી ટોળામાં હજી ચાલતી દેહેશત વીશે એ નામદારને વાકેફ કરવા માટે, તથા કસીબી વધારે ઢીલ વગર લશકરને બોલાવાની અરજ કરવા સારૂં ગયા હતા. નામદાર ગવરનરે પોતાના જવાબમાં કહયું કે "હુલડ કરનારાઓને પુરા પડવા માટે તથા હુલડને દાબી નાખવા માટે પોલીસ તદન અશકતછે એવું જાંહાસુધી હું સાંભલું નહી, તાંહાંસુધી હું લશકર શેહેરમાં બોલાવી શકતો નથી.... ... ... ... ... ...
તમારા ટોળાના લોકોએ હુલડ કરનારાઓથી પોતાનો બચાવ કરવાનો ધડો શીખવો જોઈએ અને સઘલો આધાર સરકાર ઉપર રાખવો નહી પણ ઇંગલંડમાં જેને સપેશીઅલ કાનસટેબલ કેહેછે, તે તમારા લોકે એ બનવા જોઈએ." નામદાર ગવરનરે એકથી વધારેવાર પુછયું કે "શું તમારા પારસીઓ પોતાનો બચાવ પોતે કરવાને અશકત

છે!" જે સરકારે એક મુકરર રાજનીતી તરીકે હીંદુસ્તાનની આખી વસતીનાં હથીઆર કોડા વીયાંછે અને જે સરકારે જુદી જુદી જાતો અને નીઆતોને એકેક સામે "પોતાનો બચાવ પોતે કરવા" નું ઉતેજન આપવાને બદલે સુલેહ જાળવવાની ફરજ, સઘલી અને એકલી પોતાને માથે લીધી છે, તે સરકારના વકીલ તરીકના અધીકારીનાં મોહોમાથી નીકલતી આ ભાશા ગમે એટલી અજાએબ જેવીછે, તોપણ કાનવોકેશનની વેળા મુંબઈના ગવરનરે આપેલાં ભાશણ માંહેલા હેઠલ ટાંકેલા ફકરા ઉપરથી તે નામદારનું ખરેખરૂં મત એવું માલમ પડેછે કે અગરજો પારસીઓએ મુસલમાન હુલડ કરનારાઓ સામે લડવા સારૂં પોત પોતામાં સપેશીઅલ કાનસટેબલોની ટોલીઓ બનાવી હતે, તથા અગરજો પોલીસને મદદ આપવા માટે લશકરને બોલાવાની અણગમતી ફરજમાંથી ઈંગરેજ સરકારને મોકલી રાખી હતેતો તે કામ નામદાર ગવરનરની નજરમાં તેઓએ ઘટતું અને વાજબી કરેલું કેહેવાતે. કેમકે નામદાર ગવરનર કેહેછે કે "મને એવું માલમ પડે છે કે આ શેહેરની સથાપેલી પોલીસના કામકાજમાં ખુદ મેહેનતથી ભાગ લેવા બાબે લોકોમાં સાધારણ ના મરજી માલમ પડેછે. સઘલા બખેડાઓ પોલીસથી જેમ બની શકે તેમ બેસાડી દેવાનું કામ પોલીસ ઉપર જ સોંફવાને લોકોમાં સાધારણ આદત છે—બખેડાઓ માટે જે પેહેલાં એક ભાગ ઉપર, અને પછે બીજા ભાગ ઉપર ઉઠે! તોપણ જાંહાંબી તે ઉઠતા હોય તાંહાં તેમને બેસાડી દેવાના સઘલા કામ

ની વધી પોલીસથી રાખવામાં આવેછે!" હવે સોનાપોરના પારસી રેહેવાશીઓએ તે લતા તરફ પોલીસ ફોજની વધારે શંખ્યા રાખવા બાબે ફોકટની માગણી કીધા પછે તેઓ પોતાના ઘરો અને આતશકદેહઓનો બચાવ કરવા સારૂં શનીવારની રાતથી લાકડીઓ તથા પથરાથી મજબુત થયા, તે કામ પારસીઓને પોતાનો બચાવ પોતે કરવાની ગવરનરે આપેલી આ તીરસકાર ભરેલી સલાહાનુંજ પરીનામ હતું એમ જોકે કેહેવાઇ શકાશે નહી, તોપણ સોનાપોરના પારસીઓએ પોતાના બચાવને માટે જે કાંઇ કીધું તેનું વાજબીપણું ઠરવા માટે નામદાર ગવરનરે વાપરેલા આ શબદો, તથા પોલીસે પોતાને મોહોડે કબુલ કીધેલી પોતાની લાચારી, ઇનસાફની રાહે ઘટતી દલીલો તરીકે ટાંકી શકાશે. પારસીઓએ પોતાની મેળે પોતાનો બચાવ કરવાની તક ઘણી જલદી આંવી લાગી. રવીવારની સહવારના આસરે દસ કલાકે મોહમદીઆંન લોકોના મુરદાંને ભોંયદા કરવાની બે પાએદસતો, આસરે ૪૦૦ થી ૫૦૦ માણસોની બનેલી, પારસી મોહોલા તરફ આવી. પછવાડેથી જાણીઆમાં આવયું તે મુજબ એ પાએદસતમાના અગર સઘલા નહીતો તેમની એક મોટી સંખયાના હાથમાં સોટાઓ હતા. સોનાપોરના કબરસતાન આગળ નેટીવ ટાઉનમાં આવતા, રશતા ઉપર બે પારસીઓ મળયા, તેમના ઉપર હુમલો કરવાની કોશિશ કરીને એ પાએદસતમાં આવનારાઓએ પોતાની ચાલ દેખાડી આપી. સાખશીઓના કેહેવા મુજબ આ પાએદસત જુમે

શવર આગલથી પસાર થવા પછે તેની સાથે એક યુરોપીઅન પોલીસ અમલદાર ( સુપરીનટેનડંટ મીલસ,) તથા આંશરે ૨૦ દેશી પોલીસના શીપા હીઓ હતા. અને બીજા બે યુરોપીઅન કાનસ ટેબલો કબરસતાન આગળ તેમને જઇ મળયા હતા. ઉસકેરાયલા પારસીઓ જેઓના હાથમા પણ લાક ડીઓ હતી, તેઓ કબરસતાન આગળ મોટી શ ખયામાં ભેગા થયા. તેવામાં પથરા ફેંકવામાં આ વયા, કે જે પથરા ઇનસપેકટર આસટીનના કેહે વા પરમાણે પેહેલાં કોઇ પારસીઓએ ફેંકયા, પણ પારસીઓ પોતે જણાવેછે કે તેઓએ પેહેલી છેડ તી શોધી નથી. એ પછે તેઓ વચે છુટા હાથ ની લડાઇ ચાલી, જેનું પરીણામ જાનની ખુવારી માં તથા સીદીઓ અને પારસીઓને મોટાં નુકસા ન થવામાં આવયું, અને એ બખેડો બેસાડી દેવા માટે લશકરને બોલાવાની અંતે જરૂર માલમ પડી. આ લડાઇમાં પેહેલા પથરા ફેંકવાની શરૂઆત કોણે કીધી તે તમારા અરજદારોને ઘણું નજીવું લાગેછે. અરસપરસ એક બીજાં સામે કરોધથી બલતાં બે ટોલાના લોકો, જેમાના એક બાજુવા લા પોતાના તોફાંની જોસસાને આગલા બે દીવ સો સુધી મલેલા લાડથી ઉસકેરાઇ રહેલા હતા, અને બીજી બાજુ વાલા, નવી જાસતીઓની અ ફવાથી હેભત પાંમેલા—પોલીસની શકતી બાબે સઘલો વીશવાસ ખોઇ બેઠેલા, અને સરકારની બેદદી તથા સુસતીથી દુખ પામેલા હતા, તેવા બે ટોલાના લોકોને હાથોહાથ લડવા જેટલા એકેક ની નજદીક જારે લાવવામાં આવયા તારે તેઓ

વચે લડાઇ ઉઠવા વગર રેહેજ નહી. પોલીસે એ શીવાએ બીજી શું વકી રાખી હતે? અગરજો પોલીસે એક નવું હુલડ નીપજાવા ચાહાયું હતેતો મુંબઇ શેહેરના જે ભાગ ઉપર પારસીઓની સઉથી ગીચ વસતી રહેલી, તેની વચોવચ મુસલમીનોના એક મોટાં સરઘસને જાંણીબુજીને કુચ કરવવા કરતાં વધારે તેઓ શું કરી શકતે? તેવી સરઘસ સુલેહ ભરેલા મોહમદીઆંન શેહેરીઓનું નહી, પણ મુંબઈના બંદરમાં નસીબ અજમાવા માટે આવતા અગ્નાન અને જંગલી લોકોનું (કેમ કે આ મારામારીમાં રોકાયલા સીદીઓ અને અરબો એવીજ કીસમના માણસો છે). અગરજો આ સરઘસની સાથે ચાલવા માટે લશકરને મોકલયું હતે, તો સઘલું સમાધાનીથી પસાર થતે; પણ બીજે દીને તેમજ બનયું હતું, કે જારે એક એથી વધારે મોટાં પાએદસતના સરઘસને સોનાપોર ખાતે લસ્કરની સાથે ચલાવી લાવવામાં આવયું હતું પણ આગલે દીનની પાએદસતમાં જાસવી ગુજારવાની મતલબ રાખનારા મજબુત કાઠીના માણસોની મોહોટી શંખીઆ આગળ વીસ દેશી પોલીસના માણસો કશું કરી શકયા નહી. મી० મીલસ પોતાની શાબશીમાં કેહેછે કે મોહમદીઆંનો એકથી વધારેવાર "પોલીસ ફોજની વચેથી નીકલી ગયા હતા," કે જે પોલીસ તેમને અટકાવી શકી નહી; અને જારે તે ધણી (મી० મીલસ) તાંહાની ભીડમાના એક પારસીએ આપેલો આ વીચાર કહી સંભલાવે છે કે "પોલીસ અમારો બચાવ નથી કરવાની, અમે પોતે આપ

રા બચાવ કરીશું," ત્યારે તે બીજા સઘલા પાર સીઓનો માતર સાધારણ વીચાર કહી સંભળાવે છે. લશકરને એકવાર બોલાવયા પછે કાંઇ જાજા આગત જેવા બખેડા બનયા નહી. એ પછે પાર સીઓની ખાતરી થઇ કે સરકાર હવે તેઓને ફરી થી હેરાંન થવા દેશે નહી; અને તારપછે જે એક જ વેળા પારસીઓને "પોતાના બચાવ" ની કોસે શ કરવી પડી તે તા૦ ૨૧ મી ફેબરવારી અને શનીવારને દીને હતી કે જેવારે પોલીસના એક સીપાઇએ બુમ ઉરાડી કે સીદીઓનું એક ટોલું દુશમની ભરેલી ધારણાથી કોટ મધેથી જાય છે. આ વખતે કોટના પારસીઓ, કે જેઓમા ઘણા કો નેટીવ ટાઉનમાથી કોટમાં સલામતીને માટે નાહાશી આવયા હતા, તેઓએ સીદીઓને માર વામાં ખચીતે ભુલ કીધી હતી, પણ એ કાંઇ મો હમદીઆંન ટોળાના લોકો ઉપર બરોબર ગોઠવણ કરેલો હોમલો નહી હતો. હુલડ કરનાર તરીકે જે માણસો ધારવામાં આવયાં, તેઓજ ઉપર આ માર પડયો અને શેહેરનો એક ભાગ જે આગળ પુરતો સલામત વીચારવામાં આવતો હતો, તે ભાગ ઉપર આ લોકો ધસારો લાવયા છે એવા એઆલથી એ હોમલો સરૂ થયો હતો. કોટમાં તે સીદીઓને દાખલ થવાની મતલબ વીશે અગ રજો પોલીસનું પોતાનું મત પણ અસલમા એજ નહી હતેતો તેઓએ એકલા સીદીઓનેજ કેદ પક ડયા અને કોઇપણ પારસીને કેદમા લીધો નહી તે કેમ બનયું ? તોએપણ તા૦ ૧૫ મી ફેબરવારી પછે જે મારામારીઓ થઇછે, તેમને તમારા અર

જદારો ઘણી અગતની સમજતા નથી. તેઓની તકરાર એછે કે જો શરકાર વખતસર મજબુત ઉપાયો પકડવાને જાગરૂત થઇ હતેતો રવીવારના પેહેલા પોહોરે જેવું અંધેર રાજ થયું તે નહી થતે, તથા પારસીઓ અને મુસલમીનો એ બંધે ટોલાઓને તે દીને જીવની ખુવારીનું તથા બીજું મોટું નુકસાન થાઇગ તે નહી થતે. તા૦ ૧૩ મી ફેબરવારી અને સુકરવારને દીને મુંબઇના સરેસતાના ગારીસનનો બરોબર ઉપયોગ કીધો હતેતો તા૦ ૧૭ મી અને મંગલવારને દીને સરકારે પોતાના બળનો જે ભભુકદાર દેખાવ ઘણો મોડેથી કીધો, તથા મુંબઇમાં મોહોરમ ઉપર સુલેહ જાલવવા માટે પુણાથી ઘોડેસવાર, પેદલ અને તોપ ખાતાની જબરી વધુ મદદ મંગાવામાં આવી તે સરવેની કસી જરૂર રેહેતે નહી.

૭. તમારા અરજદારો ધારે છે તેમ આ અરજીના બીજા પારેગરાફમાં આપેલાં સઘલાં સીધાંતો ખરાં કરી દેખાડયા પછે, હવે મુંબઇના ગવરનરે આપ્પી પારસીની આલમ ઉપર મુકેલા તો હોમતોનો જવાબ આપવાના ગંભીર ને વધારે નાજુક કામ ઉપર તમારા અરજદારો આવે છે. પોલીસના કમીશનર મી૦ સુટરે સોનાપોરના હુલડની ઉતપતી બાબે નામદાર ગવરનર આગત કરેલા એક રીપોરટથી પારસી ટોલાં ઉપરના આ તોહોમતો જનમ પામેલાં દીશેછે. તા૦ ૧૫ મી ફેબરવારીના દીવસની મુંબઇની હાલત બાબેના પોતાના જાતી અનુભવના હેવાલમાં મુંબઇ ગેઝેટનો આધીપતી મી૦ મેકલીન કેહેછે કે, મી૦ સુટરે મને કહ

યું કે હું (મી૦ સુટર) હમણાજ પરેલમાં ગવરન રને વાકેફ કરવા જાઉં છઉં કે આ સઘલો બખેડો પારસીઓએ કરયોછે. તેજ સહવારના મી૦ સુટરે આ મારામારી ઉઠાવાનો અનેઆએ પારસીઓ ઉપર સાધારણ રીતે લાગુ પાડયો અને પોતાના ગુસામાં બોલયો કે "સઘળા પારસીઓ મારયા ગયલા મને જોવા ગમેછે." આ આકલા અને બદપરહેજ બોલીને માટે મી૦ સુટરની પોતાની જોડેથી ઓલાસો માગવો, એવી તમારા અરજદઃરોને કશી ખાસ ઇનતેજારી નથી, કે જે બોલો વાપરવા માટે બેશક તે ખરાં જીગરથી દલગીર થાયછે, અને એકજણે જે હુલડની સરૂઆત જોયલી નહી, તથા-શેહેર પુરતું સમાધાનછે એવું પોતાને અને સરકારને પોતે સમજાવીઆ પછે જાગી ઉઠેલાં હુલડને બેસાડી દેવાની અગતગ્ય ફરજ જેણે માથે આવી પડેલી, તેવા એક ધણીના એ બોલો માફ કરી શકાશે. એ બનાવ વીશે તમારા અરજદારો અતરે એસારો કરેછે તે એટલુંજ દેખાડવા માટે કે પારસીઓ વીશે ગવરનરના મનની વલાણ એટલી બધી હદવેર વીરૂધ કેમ થઇ ગઇ કે તા૦ ૧૩ મી ફેબરવારી પછે થયલા બખેડાઓને માટે કંઇ નહાતો મુસલમાનોના જેટલાજ ઠપકાને લાયક એ નામદાર પારસીઓને ગણે છે, તારીખ ૧૪ મીની સાંજના સર ફીલીપ ઓડહાઉસે પારસી ડેપયુટેશનની મુલાકાત લેતી વેલા જે બાશા વાપરી હતી તેની ઠપ બાજી મીતરાચારી ભરેલી નહી હતી; પણ રવીવારના હુલડ વીશે મી૦ સુટરે પોતાનો રીપોરટ કીધા પછે, તે દીન

ની સાંજથી નામદાર ગવરનરે એકદમ કશી લેહે
કીક કીધા વના, એવી રીતે, પારસીઓની વીરૂધ
ની વરતણુક એખતીઆર કીધી. તેમ કરતાં જે
અચરતી ઉપજાવનારાં બેદરકારપણાથીજ રવીવાર
ની સવારની મારામારી બનવાજોગ થઇ પડી તે
બેદરકારપણાને માટે મી૦ સુટરને પોતાની આલ
ચીશી શખત ઠપકો ઘટેછે કે નહી તે બાબે નામ
દાર ગવરનરે કશી તજવીજ કીધી નહી, પણ
તેથી ઉલટું તે નામદારે મી૦ સુટરના આ વીચા
રને પોતે બાહાલ રાખ્યો કે "પોલીસની એક મજ
બુત ફોજ" ની હાજરી છતાં નીરદોશ મુસલમા
નોની એક પાએદસ્ત ઊપર પારસીઓએ લફંગા
ઈ ભરેલો હોમલો કરયો હતો. પારસીઓની વર
તણુકને કોઇ પણ રીતે સારા આકારમાં દેખાડવી
ની કોશેશ ન કરતાં, સોનાપોરના હુલડની ખરે—
ખરી તવારીખ તમારા અરજદારોએ ઉપર જણા
વીછે, અને હવે, એજ બનાવનો હેઠલ ટાંકેલો
હેવાલ ગવરનરના પરાઈવેટ શેકરેટરી મી૦ લીવાર
નરે લખ્યોછે, તે ઉપર તમો નામદારની કાઉન
શીલનું ધ્યાન પોંહોંચાડવાની તમારા અરજદારો
રજા લીએ છે—

પરેલ, તા૦ ૧૫ મી ફેબરવારી અને રવીવાર.
મારા પેઆરા સર જમશેદજી,

હું આ કાગજ લખું છઉં તે વેલા જે લશ
કરી મદદ તમે માગતા હતા, તે મદદ મુંબઇ શેહે
ર મધે આવી ચુકીછે અને બીજો જે બંદોબસ
તો જરૂરનોછે તે કરવાને શરકાર તઈઆર રેહેશે.
નામદાર ગવરનરે તમોને ગઇ રાતે કહ્યું હતું કે

સઉથી છેલી ખબરો મળીઆ મુજબ તે નામદાર નું મત એવું હતું કે હુલડ કરનારાઓને પકડવા થી મુસલમાનો હવે નરમ પડયાછે, અને તેથી તે નામદાર ઘણી ઈનતેજારીથી ઉમેદ રાખેછે કે પાર સીઓની તરફથી વેર લેવાની કાંઈબી નીસાંન, અથવા કાંઈ પણ કીના ભરેલી સોચના મોજુદ હોઅે, કે જેથી કદાચ સુલેહનો નવો બીગાડ નહી થાય તોપણ જુના ઘા તાજા રેહે તેની સઘળી નીશાન ઈઆ જોસો દાબી દેવાને એ ટોલાના આગેવાન ગરહસથો પોતાથી બનતા ઉપાયો કર શે. નામદાર ગવરનર જાણવાથી અતીઘણા દલગીર થાયછે કે પોલીસની એક મજબુત ફોજની હાજરી છતાં આજદીને કોઇ પારસીઓએ એક લાશને °ભોમીંસ્ત કરવાની કીરીઆની વેળા કેટલાક મુસલ માનોને પથરા મારયા, અને એ રીતે એક મારા મારી નીપજાવી કે જેથી કેટલાક લોકોને નુકસા ન થયું. કોટ મધે વોહોરા બજાર સ્ટ્રીટમા લગા ર નાહાનું તોફાંન પણ થયુંછે, કે જેમા એક રોપીઅન ઈનસપેકટરને એક પારસીને હાથે બરા બ રીતે વાગુછે. અલબતા આવાં બનાવોને તદન અટકાવી શકાતા નથી, પણ તમો તથા તમારી સાથે ગઈ રાતે આવી ગયલા ગરહસથો પારસીના ટોળામાં જે વગ ધરાવોછો, તેથી નામદાર ગવરનર તમો ઉપર એવીશ આરજુ રાખેછે, કેમકે તેનામદા રની ખાતરીછે કે સઘળા પારસીઓને તમો સલા હા આપી શકશે કે જાંહાંસુધી કાંઇ વધારે સમાધાની પાછી સથાપવામાં આવે, તાંહાંસુધી તેઓએ જેમ અને તેમ પોતાના ઘરોમાજ રેહેવું.

તમારો ખરેખાત;
(સહી) ડબલયુ. લીવોરનર.
પરાઇવેટ સેક્રેટરી.

આ કાગજમાં જે "લગાર નાહાના તોફાન" વીશે એસારો કરયો છે, તેનો પણ નામદાર ગવરનરને ઉપરની મીશાલેજ એકતરફી ઢપમાં હેવાલ પોંહોંચાડેલો દેખાએછે. તમારા અરજદારો એવુ ધારેછે કે રવીવારના વધારે મોટાં તોફાન નો મી० સુટરે આપેલા હેવાલના જેવોજ આએ એકતરફી હેવાલછે, જે વીશે ફરીઆદ કરવાને તમારા અરજદારને જરૂર પડી છે. કેમકે તેમાં આ વાત મુદલ જણાવી નહી હતી કે આ મારા મારી તે ઇનસપેકટરની પોતાની જાસતી ભરેલી તથા ગેરવાજબી ચાલથી ઉઠી હતી, કારણ કે તેણે પોતે પેહેલવેહેલાં એક જઇફ અને બીન હથીઆરવાર પારસી ધરમગુરૂને માર મારયો હતો.

વળી પારશીઓ ઉપર વધારે જાસતી ગુજરતા અટકાવા માટે સરકારનો મજબુત દસત આપવાની વીનંતી કરવા સારૂં શ્રી આનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ અને બીજાઓની સહીની અરજીના જવાબમાં એવું લખી જણાવવાને સરકારના અનડર સેક્રેટરી મી० નયુજંટને ફરમાવામાં આવયું કે "સુકરવારની પાછલા પોહોર પછેના બખેડાઓનો સબબ પારસીઓએ પોતે સામો કીનો લેવા માટે દેખાડેલા દાખલાઓને કેટલેક દરજજે લાગુ પાડી શકાયછે." તમારા અરજદારો માન સાથે જણાવે છે કે આ મામામી થઇને વેર વાળવાની કોશેશ કરવાનો

એખ્યાલ ખચીક પારસીઓના મગજમાં કદી દાખ
લ થયો નથી; સામાસામી લડવાની પારસીઓ
ની જે આબ વીશે સરકાર ફરીઆદ કરે છે. તે
બાબે તેમના પુરાવાઓ કાંહાંછે ? પારસીઓએ
કેહી મસજીદોને અપવીતર કીધી? કીહાં ઘરો
અથવા દુકાનોને તેઓએ લુટયાં ? સુલેહ ભરેલા
મુસલમાન શેહેરીઓને મારી નાખવા માટે અથ
વા નુકસાન કરવા સારૂં શેહેરના કીહા ભાગ
ઉપર તેઓ હોમલો લઇ ગયા ? કોટમાં મુસલ
માનોની એક નાહાની મસજીદછે, કે જેની નજ
દીક ઘણા થોડા મુસલમાનો રેહે છે, પણ તેની
આસપાસ પારસી ઘરો ફરીવલેલાંછે. હીઆં
જો પારસીઓએ સામુ વેર લેવા ચાહાયું હતેતો
આશાનીથી તેમ કરવાની તેઓને ટક હતી ; તો
પણ એ મસજીદને જરાબી નુકસાન પોહોંચાડવા
માં આવ્યું નથી. જારે હુલડો ચાલતા હતા,
તારે મુંબઇના મોહમદીઆન રેહેવાશીઓ, પોતા
ને બીહીવાનું કાંઇ નથી એમ સારીપઠે સમજીને
પોતાના ઘરોમાં રહેલા હતા અથવા હંમેશના
સરેશતાના વખતમાં જેમ પોતાના ધંધા ધાપા
ઉપર જવાનો તેમને માહાવેરો હતો, તેમ તેઓ
જતા હતા ; તેઓ જાણુતા હતા કે તેઓ ઉપર
અથવા તેઓના કુટુંબો ઉપર પારસી હુલડખોરો
ના કોઇ ટોલાં તરફથી હોમલો થનાર નથી. બી
જા હાથ ઉપર તા૦ ૧૩ મી ફેબરવારીના બનાવો
પછે પારસીઓના દીલમાં નવા હોમલાઓને ભોગ
થવાની વાજબી દેહેશત એટલીતો પેસી ગઇ
હતી કે નેટીવ ટાઉનમાં રેહેનારા ૧૫૦થી વધારે

પારસી કુટંબો પોતાના ઘરબાર છોડી ગયા, અને ઘણોક ખરચ કરીને વધારે સારા બચાવને માટે પોતાના કબીલાઓ સાથે કોટમાં આવી રહયા- પારસી કુટુંબોની એથી પણ એક મોટી સંખી આને પોતાને ખરચે પોતાના ઘરબારોની સંભા ળને માટે ઇંગરેજી ખલાસીઓ તથા બીજા પુરી પીઅનો અને પુરભઇઆઓ વીગરે કુલ આસરે ૧૦૦૦ ) માણસોને ખાસ નોકરીએ રાખવાની ફરજ પડી હતી. પારસી અને મોહમદીઆન એ બે ટોલાના લોકોના કામ વચે આ મોટો ત ફાવત ધેઆનમાં રાખવો જોઇએ. મુસલમીનો એ કાંઇ પણ કારણ મળવા વગર અતીઅંત જો સથી મુંબઇની આખી પારસી કોમ ઉપર ઘસા રો કીધો;—પણ પારસીઓએ કોઇબી દાખલામાં પોતે જાસતીની પેહેલ કીધી નથી, લેકીન હંમેશ તેઓ પોતાના બચાવ ઉપર રહયા છે અને જે મોહમદીઆનો તેઓ વચે બુરી નીશટાથી આવેલા ધારયા હોય તેમનાજ ઉપર તેઓએ હોમલા કરયા. છુટા છવાયા પારસીઓને હાથે બેશક કાંઇક જાસ તી ભરેલા ઠપકાને લાએક કામો થયા હતાં, પણ જે લોકો ઘણીજ શરમ ભરેલી સેતમ ગુજારીના ભોગ.થવા પછે, સરકારે તેઓની ધાસતીઓને નરમ પાડીઆને બદલે ઓર તે લોકોને પોતાનો બચાવ કરવાના અશકતપણા બાબે તાંણો મારી ઓ, તેવા લોકોથી કદાચ હેવા છુટા છવાયા જાસ તીના દાખલાઓ બનીઆ હોએતો શું તે માફ નહી થઇ શકે ? રવીવારની સહવારે સોનાપોર જીલામા જીઆરે પારસી મોહોલાઓની સંભાળને

કીને માતરે થોડા પોલીસના શીપાહીઓને રાખી આ હતા, તેહારે તે લતા ઉપર મુરદાં સાથની મોટી સંખ્યાથી પાએદસતોને જવા દેવાનું પોલીસનું ગાંડુ કામ પારસીઓને જીવપર આવ વા માટે શું પુરતું નહી હતું? મુંબઇની સરકારે પોતાની અફશોસ કરવા જોગ નબળાઇનો બચાવ કરવા માટે એક બાહાનું બનાવી કાહાડવાની પોતાની ઇનતેજારીમાં, પારસીઓની આબરૂની નાલેસી કરવાને એક પણ જોગવાઇ જવા દીધી નથી, એવું દેખઈતી રીતે માલુમ પડે છે. કોટ માહેલા કેસાદ પછે તા૦ ૨૩ મી ફેબરવારી અને સોમવારને દીને નામદાર ગવરનરે ધી આનરેબલ સર જમશેદજી જીજીભાઇ બારોનેટ અને બીજા આગેવાન પારસી ગરહસથોને બોલાવી મગાવયા અને પારસીઓએ મુસલમાનો તરફ જારી રાખેલી બુરી સોચના વીશે એ ગરહસથોને તે નામદારે ઘણોક સબક આપયો. તે નામદાર બોલયો કે "હું તમારી સાથ તદન ખોલાં દીળથી વાત કરવા માગું છઉં અને તમો જે કોમની તરફથી આવયાછો તે કોમને વીશે સાધારણ રીતે બોલતાં તેઓની ચાલ અવીચારી તથા દુશમની ભરેલી ગણવા વગર મને ચાલતું નથી. તમોએ યાદ રાખવું જોઇએ કે સુલેહના જે બગાડ બોલા અને જાહેરમાં થાય તેમનેજ સરકાર માતર અટકાવી શકે, પણ કોમ અને કોમ વચ્ચે કીનાના અને બદ સોચનાનો જબમતો પારસીઓએ પોતે દબાવવા જોઇએ. હાલનો બુરો જોસસો હંમેશ સુધી નીભવા દેવાશે નહી, તેમજ હાલ

આવેલાં લશકરને કાંઇ હંમેશ શુધી સુંબઇમાં રાખી શકાશે નહી, માટે પારસીઓએ ગંભીરાઇ થી વીચાર કરવો જોઇએ કે લશકરને પાછું મોક લી દેવા પછે તેમની હાલની ઢપછપથી કેવાં પરી ણામ નીપજશે.”

તા૦ ૨૫ મી ફેબરવારી અને બુધવારને દીને મોહોરમને લગતાં તાબુતના સરઘસોની રજા માંગવા માટે મુસલમાન ગરહસથોનું એક મોટું ડેપયુટેશન નામદાર ગવરનરની મુલાકાતે ગયું,. તેમ ની મુલાકાત લેતી વેળા પણ તે નામદારે એજ મીશાલના વીચાર જણાવયા. હેરત ઉપજાવનારા બે સમજપણાથી નામદાર ગવરનરે ડેપયુટેશનને કહયું કે “તમારા પોતાના લોકોની સારી ચાલને માટે તમો કદાચ જામીનગીરી આપશો, પણ. એવી જામીનગીરી એકતરફી થઇ રેહેશે, અને પારસીઓ અથવા બીજા હરએક જણ બખેડા કરવા ચાહાતા હશે તેમની વરતણુક ઉપર એ જામીનગીરી કાંઈ કારગત નહી લાગશે.” બીજા બોલોમાં બોલીએતો તાબુતનો સરઘસોની. મનાઈ કાહાડવાના જોખમમાથી નામદાર ગવરનરે મુસલ મીનો આગળ એવું કહીને પોતાને મોકલો સાબ વાની કોશેશ કીધી કે—તેઓએ સરકારના એ હુકમને માટે પારસીઓનો ઉપકાર માનવો જોઈ એ, કેમકે એ તોફાની લોકોની (ઇઆને પારસી ઓની) જાસતીઓ સામે પોલીસ અને લશકર થી તાબુતના સરઘસનો બચાવ થઈ શકશે નહી! તોએપણ એજ નામદાર ગવરનર પારસીઓને મોટી ગંભીરાઇથી નશીહત દીએ છે કે તેઓએ

કોમ અને કોમ વચે અંતસ જારી રાખવાથી સા હુચેત રેહેવું. મુસલમાનોની લાગણીઓ કેવી હશે તે કેહેવાને તમારા અરજદારો અશકત છે, પણ તેઓ પોતાની તરફથી ખાતરીથી કેહેછે કે પારસીઓની કોમ એક ઉદીઓંગી અને સુલેહ ભરેલી પરજા છે, જેની ઉમેદ માતર એટલીજ છે કે સઘળાં લોકો સાથે એખલાશથી વસવું, તથા પોતાના જાન માલ અને ધરમની પાસબાંની જેવી તેઓ પોતે ઇછે છે તેવીજ પાસબાંની બીજા શઘળા વરગો તથા સઘલી કોમોની થાએ એવું જોવાને તેઓ ખુશીછે. તમારા અરજદારો કેહેછે કે પારસીઓને મોહમદીઆંનો સામે એક ટોલા તરીકે ખાશ દુશમની હોય— અથવા મુંબઇમાં ધારાને તોડવા ઇઆ બખેડો કરવાની તેઓની કાંઇપણ મરજી હોય એ સર ફીલીપ ઓડહાઉસના મગજનો એક ખાલી એખ્યાલ છે. સુલેહની જાલવણીથી પારસીઓને જેટલો લાભ થાએ તેટલો પરજાના બીજા કોઈ વરગોને થતો નથી, કેમકે તેઓ (પારસીઓ) શંખ્યામાં ઓછા છે, તેમજ આબાદછે, તથા વેપારને લગતા ધંધાઓ સીવાએ બીજા કોઈ પણ ઉદમમાં તેઓને માહાવેરો નથી. માતર એકજ ઇઆ એજ વખત નહી, પણ વારેઘડીએ મોહમદીઆન છાપગરો એ પુસતકો ફરી ફરીથી છાપી પરગટ કરયાં છે, તેમાં જરતોશત પેગામબર વીશે બોલતી વેળા નીચ અને અપમાન ભરેલી ભાશા વાપરવામાં આવી છે, પણ જરતોશતને માનનારાઓએ શઘલી વખત એવા હોમલાઓને ખબર લેવા વના પસાર

કરયાછે. સર ફીલીપ ઓડહાઉશ પારસીઓની હોરમતને લગાડેલા દાઘની વીરૂધમાં આબરૂના શાખશીઓ તરીકે, તમારા અરજદારો, તમો નામદારની કાઉનશીલને યાદ આપી શકે છે કે આજના વખતના તેમજ આગલી વખતના ના માંકીત ઇંગરેજી અને હીંદી—ઇંગરેજી રાજઅ ધીકારીઓ પારસીની કોમ વીશે શું શું વીચારી તથા કહી ગયા છે. પારસીઓ હીંદુસતાનના પશચીમ કોસટા ઉપર ૮ મી સદીની શરૂઆતમાં આવી વસયા અને મુંબઇની ટાપુ જેવી ઇંગરેજ ના સવાધીનમાં આવી કે તરતજ તેને પારસીઓ એ પોતાના રેહેઠાંણુની મુખીઅ જગા કીધી. આજ છેલી બે સદી થઇ તેઓ બરીટીશ તાજ ની સેવેથી વફાદાર, સઉથી ઉદયોગી અને સઉથી સાહાશીક પરજામાં ખપેછે. તેઓની શંખેયા હવે એકલા મુબઇમા ૪૪૦૦૦ ની થઈછે. સર જાન માલકમ કેક અરધી સદી અગાઉ પારસીઓ વીશે બોલયો હતો કે "પારસીઓ પોતાની ચાલા કી અને સાહાશીક કામોને માટે જેટલા વખણા યલા છે, તેવો હીંદુસતાનમાં દેશીઓનો બીજો એક ટોલો નથી;" અને હીંદુસતાનમાં ઇંગરેજી કેલવણી દાખલ થવા પછે, મુંબઈમા નીશાળો અને કાલેજો સથાપવાથી સુધારાને માટે મળેલી ટેહેનો લાભ લેવામાં એક પરજા તરીકે આતુરતા દેખાડીને પારસીઓએ પોતાની એ આગલી આ બરૂને જાલવી રાખી છે. સર હેનરી આનડરસ ન, જે હાલ ઇંડયાની કાઉનશીલનો એક મેંબર છે, તેણે કલકતાના ધારા બાંધનારાઓ આગ

જ એ ટોળાના લોકોને માટે એક ખાશ બારા બાંધવાની દરખાશત કરતી વેળા કહયું હતું કે— " પશ્ચીમ તરફનો સુધારો આ માહા રલીઆંમના દેશની સરજત ઉપર જે સાંધનોથી અસર ચલવાને શકતીવાન થશે, તેવાં એક સાંધન તરીકે પારસીઓ દાહાડે દાહાડે પોતાને વધારે ઉપયોગી સાબેત કરતા જશે. આપણી પેહેલ વેહેલી ફાકટરીને સુરતના દાવરે પેહેલી મદદ પોહોંચાડી, તે વખતથી તે સર જમશેદજી જીજીભાઇએ પોતાના સઘળા જાતીલાઓને પોતાની દોલત સાથે તથા અગત પડે તો પોતાની જીંદગી સાથે ઇંગરેજ સરકારની બોરદુમા રેહેવાને નોતરૂં દીધું, તે વખત સુધી પારસીઓ આપણા રાજ તરફની મુખહલાલ અને વફાદાર રહયા છે." એજ વખત ઉપર લેજીસલેટીવ કાઉનશીલનો એક બીજો મેમબર મી૦ હારીંગટન બોલયો હતો કે— "પારસી ટોળાની ચાલાકી, તથા તેમનો આગળ વધેલો સુધારો, તેમજ વફાદારી અને સારી ચાલ વીશે સર હેનરી આનડરસને જે કાંઇ કહી સંભળાવયું તેને હું બોલેબોલ એકમત થાઊં છઊં." પારસી લાગ્મા કમીશને કરેલા રીપોરટ ઉપર શને ૧૮૬૩ ના અકટોબર મહીનાની ૧૬ મી તારીખના પોતાના એક ઠરાવમાં મુંબઈની સરકારે પારસીઓને "એક સાહાશીક અને ચાતુર પરજા" ગણી હતી, અને બીજું એવું જણાવીઊં હતું કે "નામદાર રાણીની રઇએતોમાં એવી બીજી એક રઇઅત નથી કે જે પારસીઓની મીશાલે વફાદારી, ચાલાકી, શખાવત, જાહેર ફરજો અદા કરવા

ની શકવી, દુખીઆરાઓની દાદાજ તથા ઈંગરે જ સરકારના ઇનશાફ તરફ ઈમાનદારી ભરેલા ચાહા, હેવા સદગુણો ધરાવતી હોંએ, અને તે સબબથી તેઓની હાજતો ઉપર પુરતું અને ચા લાકી ભરેલું ધીઆન આપવાને આપણી ઉપર મુંબઇ તથા મુફશીલના પારસીઓનો જેટલો દાવો છે તેના કરતાં સરસ દાવો બીજી કોઈબી પરજા નો નથી.” એવીજ મતલબની બીજી ઘણીક શાહ દતો ટાંકવાને તમારા અરજદારોને સવલ પડે છે, પણ તેઓ માનેછે કે તમો નામદાર અને કાઉન શીલ પારસીઓની આબરૂથી સારીપેઠે વાકિફગાર છો અને તેઓ તથા મુંબઈના હાલના ગવરનર વચે ઇનસાફ કરવાને સામરથવાન છો.

તમારા અરજદારો વીસવાસ રાખે છે કે તમો નામદાર અને કાઉનશીલ તેઓને ઈનસાફ આપશો, કે જે ઈનસાફ બાબે છેલાં થોડાંક અ ઠવાડયાઓમાં અનુભવ મળયો તાંહાં સુધી તમારા અરજદારો એવું કદી બનવાજોગ નહી ધારતા હતા કે મુંબઈના ગવરનરની મરતબા ભરેલી પદ વી ધરાવનાર જેવા આપણી માયાળુ માહારાણીના એક વકીલ પાશે તે ઇનસાફ માગેલો ફોકટ જશે. આ અરજીના આગલા શફાઓમા વીશતારેલી બાબતોના સંબંધમાં તમારા અરજદારો વીનંતી ગુજારેછે કે તમો નામદાર કાઉનશીલમાં હેઠલ ટંકિલી બીનાઓની તજવીજ કરવા માટે તમો નામદારની નજરમાં જે ઉપાયો ઘટતા દીશે તે લેસો.

૧ લું—છેલાં હુલડનું ખરૂં કારણ તથા તેને જનમ આપનારાઓ.

૨ જું—મજકુર હુલડનો ફેલાવો તથા ટક વાનો વખત.

૩ જું—મજકુર હુલડો ફુટી નીકળવા આગમચ સાહુચેતીના શું ઉપાયો લીધા હતા અને અગરજો સાહુચેતી નહી રાખી હોય તો તે સુસતીનું કારણ.

૪ થું—તે હુલડો ફુટી નીકળયા પછે તેમને દાબી દેવા માટે લીધેલા ઉપાયો, તથા તે ઉપાયોનું કારગતપણું. એવા ઉપાયો લેવામાં કશી ઢીલ થઈ હતી કે નહી અને જો થઈ હોયતો તેના કારણો.

૫ મું—એવાં હુલડો હવે પછે થાય તેને અટકાવા માટે જરૂરના ઉપાયો.

૬ ઠું—મુંબઈની પોલીસ તથા ડીટેકટીવ ફોજની શકતી તથા ઈમાનદારી.

૭ મું—અને સાધારણ રીતે એ હુલડબાબે નામદાર ગવરનરે તથા પોલીસના કમીશનરે લીધેલા ઉપાયો તથા તેને લગતી શઘલી બાબતો.

મુંબઈ, તા૦ ૧૩ મી એપરેલ ૧૮૭૪.

એ પછી શેઠ બેહરામજી જીજીભાઈએ પેહેલી દરખાસત રજુ કરવા ઉઠીઆ, અને તેમ કરતાં તેઓએ નીચે મુજબ ભાશણ કરીઉં:—

માહારા હમજાતી ભાઈઓ,

આપણી અનજુમનની ખાસ સભા આગળ હમણા વંચાયલી અરજી બાહાલ રાખવાને તમોને દરખાશત કરવાનું મને સોંપયામાં આવીઉં છે. એ દરખાશત કરતાં મારે એટલુંજ કેહેવાનું બસ છે કે અરજી કરવાની અગત વીશે આપણુ શેર

વે જરથોશતીઓ એકમત છઈએ. લુચા અને ફીસાદીઆ મુસલમાનોએ વગર કારણે આપ ણા લોકોપર પાડેલી જફાથી આખા ટોલાને કેવો બલાપો તથા સંતાપ થયોછે, તથા આપણાં ઘર મના કેટલાએક પાકીજેહ મકાંનોને ખલલ પોહોં ચીઆથી દરેક જરથોશતીનું દીલ કેટલું દરદમંદ થયુંછે, અને આપણને કેટલો કમકમાટ ઊપજીઓ છે, તેની તમોને ઈઆદ દેવાડી નવેશરથી તમા રાં દીલ ઉકલાવવાને હું ઈછતો નથી. આપણને જે ખમવું પડીઉંછે તેની અસર જેમ બને તેમ આપણા મનપરથી ખીસાડવાને સરવેજણે કોશીશ કરવી જોઈએ. એમ કરવાથી સરકાર તરફની તથા આપણી પોતાની તરફની આપણે એક અ ગતની ફરજ બજાવીશું, એટલુંજ નહી પણ મુસ લમાન ટોલામાં જે શેહેરીઓ ભલાછે તેઓ સાથ સલાહ સંપજથી રહી આપણાં કાંમકાજ કરી શ કીશું. પણ તે સાથ આપણા ઉપર ગયા ફેબર વારી માશમાં ગુજરેલી જફા તથા ગેરઈનસાફ સંબંધી આપણા મનના દુઃખ આપણી માયાળુ રાણીના પરધાનને જાહેર કરવા અને તે વીશે ઘટતી દાદ ચાહાવાને આપણે કશુર કરવી જોઈ એ નહી. એમ વીચારી આ અરજી આપણા ટોલા હરફથી તઈઆર કરવામાં આવીછે.

એ અરજી ઉપર નામદાર મારકુવીસ આફ સાલસબરી તથા તેણા કાઉનસાંલરો ઘટતું ધીઆ ન આપશે, અને પારસી સરખા સુલેહના ચાહા નારા અતી વફાદાર અને અંગરેજ સરકારને મા બાપ સરખી ગણી ચાલનાર પરજાને એ નામદાર

થી ઘટતો ઇનસાફ અને આશરો મળશે એવી આશાછે, એ આશા ઈશવર બર લાવે એવી પરારથના તે સાહેબની હજુર કરી આ દરખાશ ત અનજુમનની પસંદગી સારૂં રજુ કરૂંછું.

ઠરાવ ૨ જો.

શેઠ બેહેરામજી જીજીભાઈએ દરખાસત કીધી અને શેઠ ફીરોજશા મેરવાનજી મેહતાએ ટેકો આપીઓ અને એકમતથી પસાર થઇ કે,

મુંબઈના પારસી રેહેવાશીઓની અરજી ના મદાર માહારાણીના શ્રી હીંદુસથાન ખાતેના મુખી અ પરધાન મારકવીશ આફ સેલીશબરી જોગની જે અરજી હમણા આએ સભા આગળ વાંચી સં ભલાવીઆમાં આવી, તે બાહાલ રાખવી અને તે અતરેથી બાહાલ રાખવામાં આવેછે. એ અર જીની નકલો મુખીઅ આતશબેહેરામોમાં તથ બીજી જાહેર જગાઓ ઉપર સહીઓને માટે મુક વી અને એ અરજી મુંબઇની સરકારની મારફતે રવાના કરવા શારૂ સરશીન સાહેબને સતા આ પવી. આ દરખાસતને ટેકો આપતા શેઠ ફીરો જશાહ મેરવાનજી મેહતા બોલીઆ કે, પારસીઓ આજે અદલ અંગરેજી રાજમાં જે ફાયદા ભોગ વેછે, તે એવા સરસછે કે, તેવા તેઓ પોતાનાં રાજમાં પણ ભોગવી શકે નહી. આ દેશના દેશી ઓને શીખવવામાં આવેલું છે કે, અંગરેજી અમ લની શરવેથી મોટી ખુબી એ છે કે, તેની ગરી બમા ગરીબ પરજાને પણ, પોતાની ફરીઆદ, ઘટ તા આકારમાં કરીને, નામદાર રાણીની આગળ મળવાને હકછે. તે પરમાણે પારસીઓની ઉપર

જે થોડા દીવસમાં દુખ પડીઉછે, તેને માટે તેઓ અરજી કરે, તો તે કાંમ વાજબી ગણાઈ શકાય, નહી કે માતરે તેઓનાં ઘરોજ ભાગ્યાં અને લુટા યાંછે, અને તેઓની ધરમની જગાઓ ખરાબ થઈ છે, પણ એવી રીતે કોઇવાર નહી પડેલા સેતમને માટે તેઓને સરકારની તરફથી જરા પણ દીલા સો મળીઓ નહી અને જીઆરે તેવા દીલાસો પારસીઓને આપવાની બાબતમાં સરકારને ચોમે રથી ભલામણ થઇ, અને પારસીઓના તુરત બચા વ કરવામાં સરકારે બતાવેલી અશકતીની ઉપર આખા હીંદુસતાનના વરતમાન પતરોમાં ટીકા થયા, તીઆંરે, જરાખી સબબ વિગર સરકારે પો તાનો બચાવ કરવા જતાં જેવા દોશ પારસીઓ ને નહી ઘટે તેવા તેમને માથે નાખીઓ; તેટલા માટે તેવા દોશમાંથી મોકળા થવાની પારસીઓની ફરજછે. વળી તે ઉપરાત નામદાર ગવરનરે પા રસીઓનાં ડેપીઉટેશનની આગલ નીચે લખવા પરમાણેનું જે કહી સંભળાવીઉં હતું, તે ઉપરથી પારસીઓને આવું પગલું ભરવાની વધારે અગત થઈ પડેછે:—"તમો પારસી લોકો શંખીઆમાં ઘણા થોડા છો, અને જો તમો મુસલમાનોની સાથે તુરત સલાહ કરી નહી દેશો તો, તપાસજો, કોઇ દાહાડે મુસલમાનો તમો શખળાઓને કાપી નાખશે" (આ વખતે "શરમ, શરમ" ના આવા જ ઉઠીઓ હતો.) નામદાર રાણીના ગવરનરના મોડાંમાથી નીકળતાં આવા બોલો જીઆં જીઆં જાણવામાં આવીઆ છે તીઆં તીઆં તેને માટે મોટી અજાયબી પેદા થઇછે, અને જીઆરે આ

પણી નામદાર રાણી એવા બોલો સાંભળશે તીઆ
રે તે બોલશે કે, પારસીઓ ગમે એટલા થોડાછે,
પણ તેઓ ઘણા વફાદારછે, માટે બધી વાતે તે
ઓનો બચાવ કરવો જોઇએ. નામદાર રાણી
સારીપેઠે જાણેછે કે, પારસીઓ ઘણા વફાદાર લોક
છે, અને તેથી તેઓનો બચાવ કરીઆ વગર
અને તેઓને ઈનસાફ આપીઆ વગર તે નામદા
ર રેહેશે નહી.

ઠરાવ ૩ જો.

શેઠ દીનશાજી માણેકજી પીટીટે દરખાશત
કીધી અને શેઠ ખરશેદજી ફરદુનજી પારખે ટેકો
આપીઓ અને એકમતથી પસાર થઇ કે,

તા૦ ૮ મી મારચ ૧૮૭૪ ને દીને મજગા
મ કાશટલમાં મળેલી સભામા અરજી તઇઆર કર
વા કીજે ઠરાવેલી કમીટીના શરનશીને તથા અ
ધીકારીઓએ જે તશદી લીધીછે તે માટે એ સા
હેબોનો ઉપકાર આએ સભા માનેછે.

ઠરાવ ૪ થો.

શેઠ મેરવાનજી ફરામજી પાંડેનાએ દરખાશ
ત કીધી અને શેઠ મનચેરજી હોરમજજી કામા
જીએ ટેકો આપીઓ અને એકમતથી પસારથઇ કે,

ધી. આનરેબલ સર જમશેદજી જીજીભાઇ
બારોનેટ શી. એસ. આઇએ શરનશીનનો ઓધો
આલાકીથી બજાવેઓ તે માટે આએ સભા તેવ
ણુનો ઉપકાર માને છે. એ પછી સભા બરખા
સત થઇ હવી,"

જમશેદજી જીજીભાઈ.
બેહરામજી જીજીભાઈ.

દીનશાહ માણેકજી પીટીટ.
ફરામજી નોશરવાનજી.
હીરજીભાઈ હોરમજી શેઠના.
મેરવાનજી ફરામજી પાંડે.
ખરશેદજી ફરદુનજી.
મનચેરજી હોરમજજી કામા.
અરદેશર હોરમજી વાડીયા.
પેશતનજી દસતુર બેહરામજી સંજાણા.
જામાસપજી દસતુર મીનોચેરજી. જામાસપ આશાના. એ અને એ ઉપરાંત બીજી (૮૪૦૦) થી વધારે આસામીઓની સહીઓ હતી.

ઉપલી કરેલી મોટી અરજીનો ટુકમાં જવાબ જે ટાઇમસ આફ ઇંડીઆ નામના પતરવાલાએ મોટું દામ ખરચી સઉથી પેહેલી ખબર તારની મારફતે મંગાવી તેમાં ખુલલી રીતે પારસીઓની તારીફ તથા વફાદારીને ગાઈછે તથા જે ઓની વીરૂધ અરજી થઈ તેઓને ઘટતો ઠપકો આપી, કાંહક તેઓની વરતણુક પસંદ કરી તે ખબર નીચે મુજબ છેઃ—"લંડન તા० ૧૮ મી જુલાઇ." "ફેબરવારી મામના હુલડોને લગતા હીંદુસતાન અને મુંબઇની સરકારના દસતાવેજો, તથા પોલીસ કમીશનરના રીપોરટો અને તે સાથે પારસીઓની અરજી ઉપર સરકારે ધીયાન આપ્યુંછે, અને તેપરથી એવો સાર કાડેછે કે, મુંબઈના સતાવાળાઓની સામે ફરીયાદ કરવાને પારસીઓને સબબછે.

ઇંગલંડની સરકારે હુલડની શરૂઆતમાં પોલીસને પોતાના કામને માટે નબળી જણાવીછે,

હુલડ ફુટી નીકળયું તેની આગમન જે ગડબડ ચાલી તેને લગતી સાહુચેતીના ઉપાયો લેવાને પોલીસ કમીશનરે બતાવેલી ગફલતીને માટે તેમજ તારપછી પારસીઓની સામે ગુસા ભરેલા શબ્દો તે બોલયો તેને માટે તેણે ઠપકો આપવામાં આવયોછે, પણ હુલડ બેસાડી દેવામા તેણે જે બતાવીયું તે માટે સારૂ મત બાંધવામાં આવયું છે. સરકાર ધારેછે કે તેણે તે વખતે સારી બાહાદુરી દેખાડી હતી.

આ હુલડોના મુળની તેમજ પોલીસની ચાલ ચલણની તપાસ કરવા માંટે એક કમીશનની જરૂર હોય એવું સરકાર વીચારતી નથી. મુંબઈના ગવરનરની ચાલ ઘણું કરીને પસંદ કરવમાં આવીછે, તોપણ લશકર બોલાવવામાં તેણે જે ઢીલ કીધી તેને માટે, તેમજ પારસીઓની સામે તેણે જે વલાણ પકડી હતી તેને માટે સરકાર દલગીરી જાહેર કરેછે.

પારસીઓની વફાદારી અને ભલી ચાલ ચલણનો હીંદુસતાનનો વજીર પોતે પુરાવો આપેછે, અને વગર છેડેતી શોધવે નાહાક જાસતીના તેઓ ભોગ થઈ પડયા તે વીશે દલગીરી જણાવે છે. અપમાન ખમવા છતાં તેઓ પોતાની હદમાંજ રહયા. તેટલા માટે સરકાર તેમને મોટી શાબાશી આપેછે. વાખ્ખવાખ્ખી તેઓનીએમ કીધી છે કે, તેઓએ કોઈ પણ મસજીદ ભાંજી નહી, કોઈપણ મીલકતનો નાશ કીધો નહી, અથવા જે નુકશાન તેઓએ ખમયું તેનું ગેર કાવદે વેર લેવાની કોશીશ કીધી નહી."

## હુલડને લગતાં સરકારી દીસધાચો

વાઇસરાએ મુંબઈની સરકારને લખેછે.

ફોરટ ઉલીયમ, તા૦ ૨ જી એપરેલ ૧૮૭૪.

"છેલા ફેબરવારીમાં મુંબઈ શેહેરમા થયલા તુફાનો વીશે મુંબઇની સરકારે મોકલાવેલા હીંદુસથાનના સેકરેટરી આવ સટેટ જોગ એક દસતાવેજની પોહોંચ કબુલ કરવાનો મને હોકમ થયો છે. નં૦ ૧૬૫૮ વાલો તા૦ ૧૬ મી મારચનો તમારો લખેલો એક કાગજ, જેની સાથે બીજા કાગજીયાઓ ભેગી મુંબઇના પોલીસ કમીશનરે તમારી સરકારને હુલડો બાબે કરેલા રીપોરટની એક નકલ બીડીછે, તે પણ મળયો છે.

૨ મુંબઇની પારસી આલમમાના કેટલાકો ઉપર જોશ ભરયો હોમલો કરવામાં આવયો, જેમ કરવાનું જોકે તેઓએ ગુસો ઉશકેરાય તેવું કસુ પણ કારણ આગમજથી આપયું ન હતું, અને કેટલાક નીરદોશ શખસો ઉપર તદન નણી બચાવ થઇ શકે એવી રીતે કેટલીક બાબતમાં પાછું વેર લેવામાં આવયું હતું એવું જાણીને નામદાર ગવરનર જનરલની કાઉનશીલ બહુ દેલગીર થાય છે. તે નામદાર વીસવાસ રાખેછે કે મુંબઇના પારસી અને મુસલમાન ફેરકાના આગેવાન ગરહસથો પોતાની બંધે કોમો વચેની દેલભરીમાં આ માઠા ભાયગની મારામારીથી જે ખલલ થઇછે તે પાછી કાયમ કરવાની પોતાની તારીફ લાયક મેહેનતમાં ફતેહ પામશે.

૩. તે નામદારની કાઉનશીલ એવું ધારે છે કે તમારી સરકારે પોલીસની મદદમાં લશકર

ખોલાવવામાં ઘણું વાજબી કીધું છે; ખરેખર હીંદુસતાનની સરકાર આગલ જે ખબર મેલવામાં આવીછે તેપરથી તેમનું મતતો એવું છે કે, આ અગતનું અને વાજબી પગલું વધારે જલદીથી ભરવું જોઇતું હતું. વલી છેલા મોહોરમના તેહવારોમાં જાહેર સરઘસો કાઢવા મુંબઈની સરકારે બંધ કીધાં હતાં તે કામ પણ પસંદ કરવામા આવવું છે. તાબુતો ફેરવવાની આ મનાઇ કાંઇ શીખશા તરીકે નહી પણ તુરત વેલાની અને અપવાદ તરીકેની સાહુચેતીને માટે કરવામાં આવી હતી, અને તે મનાઈ શેહરની સુલેહની જાલવણીને માટે અગતની વીચારવામાં આવી હતી.

૪. પોલીસ કમીશનર હુલડના દરમીયાન મુંબઈની પોલીસની ચાલ બાબે લંબાણથી બયાન કરેછે, તેમાં અગત કરીને પેહલું હુલડ આગમજથી જણાવું જોઈતું હતું અને તેમ થવાથી તે અટકાવી શકાતે એ બાબત ઉપરાંતે વધારે વીગતથી ખોલાસો કરેછે. પોલીસના સીપાહીઓને રેહવા માટે બરાખ અથવા છાવણી ન હોવાથી થતા ગેર ફાયદા ઉપર તે વધારે ભાર મેલછે; જેથીકરીને તેઓ શેહરમાં લાયક મકાંનો વગર વીખરાયલી હાલતમાં રેહે છે, અને એ પ્રમાણે કોઈ તાકીદના સંકટની વખતે પોલીસની ફોજ જલદીથી એકઠી થઈ શકતી નથી. આ અંદરખાનેના કારભારના અગતના સવાલોના બાબમાં હું જણાઊં છું કે નામદાર ગવરનરની કાઉનસીલ વચે આવતી નથી, કેમકે એ બાબતો ઉપર હાલમા મુંબઇની સરકાર પુરવી તપાસ ચલાવેછે અને વીચાર કરેછે".

## નામદાર રાણીના હીંદુસતાનના સેક્રેટરી આફ સટેટ મારકવીસ આફ સેલીસબરી જોગ

ફોરટ ઉલીયમ, તા૦ ૨ જી જુન ૧૮૭૪.

"મારા લારડ મારકવીસ—મુંબઈના છેલાં હુલડને લગતી તે શેહરના પારસી રેહવાસીઓએ તમો નામવર જોગી તા૦ ૮ મી મેની લખેલી અરજીની એક નકલ સાથનો મુંબઈની સરકારનો તા૦ ૨૪ મીનો લખેલો એક પતર અમોને મલયોછે.

૨. આ અરજી હીંદુસતાનની સરકાર જોગી નહી પણ નામદાર રાણીની સરકાર જોગી હોવાથી અમે તે વીશે કસું બોલતા નથી, પણ તે દસતાવેજમાં મુંબઈની સરકારના કામ અને વીચાર બાબે બે ઠેકાણે જે ઈશારા કરવામાં આવયાછે તે બાબે તમો નામદારની મસલેહતને માટે થોડાક વીચારો જાહેર કરવાની ઇછા રાખીયેછે.

૩. પેહલી બાબતને માટે મુંબઈની સરકાર પોતાના દસતાવેજની ૮ મી, ૯ મી અને ૧૦મી કલમમાં પોતાનું એવું મત જાહેર કરેછે કે, "અતરેની સરકારના હસતકમાં પોલીસની જે ફોજછે તે હુલડખોરોને મારી હટાવાને માટે અશકત છે એવું જાંહાંસુધી જણાય નહી અથવા દેખાડી આપયામાં આવે નહી તાંહાંસુધી લશકરને લડાઈના મેદાનમાં બોલાવવું નહી જોઇયે, અને લશકરની મદદ મુંબઇમાં જલદીથી લાવવી જોઇતી હતી તે બાબે તેઓ વાંધો લેછે, કેમકે "પોલીસની ફોજ જેવી જથાબંધ હુલડખોરોની સામે ગઇ તેવી

જ તે તેમની ઉપર ફાવી નીકલી હતી નહી, એવું હુલડમાં એક પણ દાખલાથી જણાયું હતું નહી." મુંબઈની સરકાર વાજબીની રાહે વીચારે છે કે જે કાનુન તેઓ બતાવે છે તે ઘણી અગત ધરાવે છે, અને એ બાબે તમો નામવરના શું વીચાર છે તે જાણવા માંગયું છે.

૪. તા૦ ૨ જી એપરેલનું ના૦ ૧૦૬ મા વાલું મુંબઈની સરકાર જોગું અમારૂં પતર, જેની એક નકલ ગયા માસની તા૦ ૧૦ મીના ના૦ ૧૦ માં વાલા અમારા તમો સાહેબ જોગા દસતાવેજ સાથે અમે બીડી હતી, તેમાં ( મુંબઈની સરકાર સાથે અમોને કસો પણ અનબનાવછે એવું બન તાં સુધી કોઈને પણ લાગે નહી તે માટે જાણી જોઈને ઘણા સાહુચેતી ભરેલા શબદોમાં ) અમે અમારૂં એવું મત જણાવયું હતું કે છેલા હુલડ માં જો લશકરની મદદ જલદીથી લીધામાં આવતે તો ઘણો ફાયદો થતે. હાલમાં જારે શુધલી તરફ થી સવાલ એજ ઉભો થયોછે તારે તમો નામવર ને જણાવવાની અમારી ફરજ વીચારીયેછે કે હુલડને બેસાડી દેવાને પોલીસ અશકત છે એવું જાંહાંસુધી દેખાડવામાં આવે નહી તાંહાંસુધી (લશકર બોલાવવા માટે) થોબવું લાયકછે, અથવા બીજા બોલોમાં લશકરની મદદ બોલાવયાની આગમજ હુલડખોરોને જેમ ગમે તેમ અફડાતફડી કરવા દેવા, એવો જે મુંબઇની સરકારે પોતાનો અભીપરાય જણાવયોછે તેની સાથે અમો તદન એકમત થતા નથી; પણ તેથી ઉલટું, અમારો તો એવો વીચાર છે કે હીંદુસતાનમાં કોઇ પણ ભય

ભરેલા હુલડ બાબે પેહલ વેહલી ખબર પડતાંને વાર વાજબી મારગ તો એછે કે, એવીતો લશકરી ફોજ એકઠી કરવી કે જેથી જેઓ સુલેહનો ભંગ કરવા આવયા હોય તેમને માલુમ પડે કે તેમની દરેક કોસેશ નીશફળ જશે; વળી જો વખત પડે તો આ ફોજનો ઉપયોગ તાબડતોબ કરવો. આવી હાલતમાં આનાકાની અને ઢીલ કરવાથી અગત કરીને જારે હીંદુસતાનના શેહેરોની પચરસ વસતીની ચાલચલણ ધયાનમાં લેઇયે છે તારે, મોટાં ભય પેદા થાય એવું અમોને લાગેછે અને એક બખેડો બેસાડી દેવામાં અમલ કરતી સરકારની નબલાઈ જો જરા પણ માલુમ પડે છે તો રાજદ્રુઆરી ધાશતી રેહેછે.

૫. આ બાબત વીશે તમો નામવરને અમારા વીચારો બોલી રીતે જણાવવાને વધારે અગતનું અમારા ધયાનમાં એમ લાગે છે કે, મુંબઇના નામદાર ગવરનરે તાંહાંની યુનીવરસીટીના સભાસદો આગલ કરેલાં ભાશણમાં અમે જાણીયેછે કે તેણે હુલડના હીંગામમા મદદ કરવાને માટે લશકર બોલાવવાને આનાકાની દેખાડી હવી, અને વલી (તેમ કરવાને) તે સરકારના હાથમાં કાયદા પરમાણે પુરતી સતા બાબે શક બતાવયો હતો. તે નામદારની આ બંધે બાબતોમાંની એકની પણ સાથે એકમલતા થવાને અમે અશકતછીયે.

૬. હીંદુસતાનની સરકારને લગતો બીજો ઇશારો, કે જેની ઉપર અમે ટીકા કરવા માંગીયે છે તે ૨૦ મી કલમની છેલી સતરોમાં કરેલોછે. અમારે કેહવાનું એછે કે, જારે ૧૮૦૦ માં "પચ

વીનશીયલ સરવીસ" ની રીત શરૂ કીધી તારે મુંબઇ સેહેરની પોલીસની મદદ માટે વરસ દાહાડે રૂપીઆ ૧૦૦૦૦ ની રકમ મુંબઇ ઇલાકાના હીસા માં આમેજ કરવામાં આવી હતી. હવે જુદીજુદી સરકારને ઉપલી રીત મુજબ પોતાનું ડાહપણ ખર ચીને અમલ કરવાની જે સતા આપીછે તે મુજબ મુંબઇની સરકારે પોતે પોતાની અસલ મતલબને ખાતર આ રકમ સેરવી લીધીછે અને તેટલા માટે આમ કદી પણ નહી કહી શકાય કે મુંબઇ શેહેર ની પાલીસનો ખરચ પાદશાહી તીજોરીમાંથી આ પવાને હીંદુસ્તાનની સરકારે કાંઇ પણ કીધું નહી.

૭. "પરવીનશીયલ સરવીસ" ની રીતમાં ફેરફાર કરવાં માટે મુંબઇની સરકારે હીંદુસ્તાનની સરકારને કરેલી અરજો બાબે તે ઇશારો કરેછે. આ અરજો અને સાથે વળી બીજી સરકારોએ કરેલી ભલામણો ઉપર અમે વીચાર કરીયે છે.

૮. જે છેલી અરજ મુંબઇની સરકારે અ માને કરી હતી તે એ હતી કે, જાહેર બાંધકામો ઉ પર થતો મોટો ખરચ ચાલુ રાખવા માટે મુંબઇ ઇલાકામા આવક ઉપરનો કર લેતો કરવાને માટે જે બીલ દાખલ કરવામાં આવે તે અમારે બહાલ રાખવું. અમોએ આ અરજ બહાલ રાખવાને ના પાડી અને મુંબઇની સરકારને દેખાડી આપયું કે જે મારગ અને ઉપાય તેમના એખતીયારમાં છે તેની બરાબર હદમાં આવવા માટે તેઓએ તેમના ખરચમાં ઘટાડો કરવો અગતનો છે."

હમો છઇએ.

(આહી) નોરથબ્રુક.

(સહી) બી. એચ. એલીશ.
„ નેપીઅર આફ મગડાલા
„ એ. હોબહાઉશ.
„ ઇ. શી. બેલી.
„ જે. એફ ડી. ઇગલશ.

---

વાઇસરાએ વજીરને લખી વાલેછે.

ફોરટ ઊલીયમ, તા૦ ૧૦મી એપરેલ ૧૮૭૪.

"ગયા માસની તા૦ ૨૭ ના૦ ૨ જા વાલા મુંબઈની સરકાર તરફથી આવેલા તમો નામદાર જોગા નયાય ખાતાંને લગતા દસતાવેજમાં, છેલા ફેબરવારી માસમાં મુંબઈ શેહેરમાં ઉઠેલા હુલડ નો શરૂઆતનો અહેવાલ લખેલોછે. હાલમાં અમો તમો નામવરની જાણુને માટે તા૦ ૧૬ મી મારચ ૧૮૭૪ ના ના૦ ૧૪૫૮ વાલાં મુંબઇની-સરકારે અમો ઉપર મોકલેલાં એક કાગજની નકલ બીડીયેછે, જેની જોડે બીજા દસતાવેજો ભેગો મુંબઇના પોલીસ કમીશનરે છેલાં હુલડો બાબે જે રીપોરટ ઘડી કાઢયોછે તે તથા સાથે એજ બાબત ઉપર મુંબઇની સરકારે લખેલા તા૦ ૨૭ એપરેલ ૧૮૭૪ ના ના૦ ૧૦૬ વાલા કાગજની એક નકલ બીડીછે."

(સહી) નારથબ્રુક.
„ બી. એચ. એલીશ.
„ એચ. ડબલીઉ નોરમન.
„ એ. હોબહાઉશ.
„ ઈ. શી. બેલી.

---

## વજીર વાઈસરાએને ઉતર લખેછે.

ઈંડ્યા આફીસ.

લંડન, તા૦ ૯ મી જુલાઇ ૧૮૭૪.

નામદાર રાણીના સેક્રેટરી આવ સ્ટેટ તરફથી—

હીંદુસતાનની સરકાર જોગ

"ફેબ્રેવારી માસની તા૦ ૧૩ મી અને ૧૫ મીએ મુંબઇમાં ઉઠેલા હુલડને લગતા તમો નામદારની કાઉનસીલના તા૦ ૧૦ મી એપરેલ ૧૮૭૪ ના ના૦ ૧૦ મા વાલા લખેલા એક દસતાવેજ બાબે મેં કાઉનસીલ સાથે મળીને વીચાર કીધોછે.

૨. તારપછે મુંબઈની પારસી આલમે કરેલી એક અરજી, જેમાં આ હુલડના સંબંધમાં તે ઈલાકાની સરકારે ચલાવેલી ચાલ બાબે ફરીયાદ કરીછે, તે તથા તે સાથે મુંબઇના ગવરનરની કાઉનસીલનો તા૦ ૮ મી મેનો લખેલો એક દસતાવેજ, જેમા મજકુર અરજીમાં જણાવેલી બાબતો ઉપર ટીકા કીધીછે, તે તેમજ મુંબઇની સરકારના આ દસતાવેજ ઉપર કરેલા ટીકાનો તમો નામવરનો તા૦ ૨ જી જુનનો લખેલો એક બીજો કાગજ, એ સરવે મને મલયાછે.

૩. એક પારસીએ મહમદની જીંદગીના અહેવાલની છપાવેલી ચોપડીમાં ગેરસમજથી વાપરેલા એક વાકયથી મુસલમાનોને હુલડ કરવાનું કારણ મળયું હતું. તેમાં વાપરેલા શબદો પોતેજ બચાવ નહી થઈ શકે એવાછે, અને તેમનો ઉપયોગ વધારે નાપસંદ કરવા જોગ એમ છે કે ૧૮૫૧ માં મહમદનાં જનમ ચરીતરની એ કરતાં વધારે નીરઅપરાધી ચોપડી છપાયાથી મુંબઇમાં

એક ભય ભરેલું હુલડ થયું હતું. પણ તા૦ ૧૩ મી ફેબરવારીએ હુલડ ઉઠાવાને આ ગુસાથી મુસલમાનોને જરા પણ બાહાણું મળતું નથી, જેમ તેઓએ પારસીઓના કેટલાંક ઘરો લુટયાં, બે આતશકદેહાને અવાવ કીધાં, કેટલાકોને જખમી કીધાં, અને એક જણનો જાન ગયો હતો.

૪. એ દીવસની આગમજ, મુસલમાનોના દેલમાં પજરતા આ ગુસાની પોલીસ કમીશનરને ખબર કરયામાં આવી હતી, અને તેથી આ ચોપડીનો ફેલાવો બંધ પાડીને નેમનો ગુસો નરમ પાડવાની તેણે કોશેશ કીધી હતી. પણ તેજ વખતે જો હુલડ ઉઠે તો તેને દાબી દેવા માટે આગમજથી સાવચેતી નહી રાખવાની ગફલતી કરવામાં મી૦ સુટરે પોતાના વીચારની ખામી દેખાડી છે. જો મુસલમાનોની લાગણી આવી ભય ભરેલી રીતે ઉશકેરવાનો સંભવ નહી હતો તો આ ચોપડીનો ફેલાવો બંધ પાડવાની કશી આગત ન હતી; જો એવો કોઇ સંભવ હતો તો સુલેહની ખાતરી ભરેલી જાળવણીને માટે આ ઉપાય ઉપયોગી નહી હતો. હુલડને દાબી દેવાની કોઈ પણ આગમજથી કરી રાખેલી તઇયારી વગર આ ઉપાય નબળાઇની સાબેતી જેવો સમજાયો હોય અને તેથી ફેલાયલો જુસો નરમ પડયાને બદલે વધી ગયો હોય.

૫. તોપણ જારે હુલડ ફાટી નીકળયું અને થોડાક આબરૂદાર પારસીઓના ઘરોમાં લુટ ચાલી અને બે આતશકદેહાને ફીતુરી આરબ અને સીધીઓએ અપવીતર કીધાં તારે મી૦ સુટરે

જેવી જાણવા લાયક બાહાદુરી પોતાના હોદ્દાના દરમયાન બતાવતો આવયો તેવી તેણે તે વખતે બતાવી. હાથ નીચેનાઓથી તેણે મજબુત મદદ મળયાથી તેણે બખેડો તુરતજ દાબી દીધો અને ૬૪ જણને બાંધવા પકડયા. હુલડ ઉઠવાની ખબરની શરૂઆતની આગમજ મી૦ સુટર ઉપર વીચાર શકતીની ખામી બાબે ગમે એવો વાંક મેળયામાં આવે તોપણ હુલડની વખતે તો તેણે એક બાહાદુર અને મક્કમ અમલદાર તરીકે પોતાની ચાલનો પુરતો બદલો વાળયો હતો.

૬. તા૦ ૧૪ મી ફેબરવારી અને શનીવારને દીને શેહેરમાં ભારે ગડબડાટ મચયો હતો, અને બીજે દીને કેટલાક મુસલમાન જનાજાઓ લેઇ જવાના હતા તે બાબે મોટી ધાસતી રાખવામાં આવી હતી. તેજ દીને સાંજે સર જમશેદજી જીજીભાઇ અને પારસી કોમના બીજા ચાર આગેવાનો નામદાર ગવરનરને મળવા ગયા હતા, તેઓએ જણાવયું કે તેમના જાતભાઇઓ બીહીકથી મરી ગયાછે, અને તેઓએ તેમના બચાવ તથા સુલેહની જાલવણીને માટે લશકર બોલાવાની અરજ કીધી. તેમની અરજ બાહાલ રાખવાને નામદાર ગવરનરે ના પાડી. એજ વખતે એક જાહેર તુફાનની વખતે એક સરકારની ફરજો બાબે તે કેવા વીચાર ધરાવેછે તે તેણે તે ડેપયુટેશનને જોસભરયા શબદોમાં કહી સંભળાવયા, અને એજ બાબતમાં મુંબઇની સરકારે પોતાના તા૦ ૮ મી મેના દસતાવેજમા યથાસથીત રીતે બખયુંછે.

૭. બીજે દીને યાને તા૦ ૧૫ મી અને રવીવારે મુસલમાનોના જનાજાનું એક મોટું સર ઘસ નીકળયું. જે વખતે એ કરતાં વધારે ભયંકાર હુલડ થયું, જેમાં ઘણાએકો ઘાહેલ થયા અને પાંચ માણસો મારયા ગયા. પોલીસે પાછી સમાધાની લાવવા માટે ફરીથી જાણવા લાયક બાહાદુરી દેખાડી. જે કાબેલ ન્યાયધીસે પાછળથી હુલડખોરોની તપાસ કીધી તેનો એવો વીચાર હતો કે આ હુલડમાં છેડતી શોધનારા પારસીઓ હતા. પણ પારસીઓનાં માનને ખાતર આટલું યાદ રાખવું જોઇએ કે તેઓએ પોતાની સામેવાલાઓની કોઈ પણ મસજીદને નુકસાન કીધું નહતું, તથા તેમની મીલકતનો નાશ કીધોનહતો.

૮. તા૦ ૧૫ મી અને આદીતવારના ભયંકાર હુલડ પછે લશકર બોલાવવામાં આવયું હતું, અને બખેડાનાં નામને લાયક હોય એવું વધારે નુકશાન મચયું હતું નહી. મોહરમના તેહવાર ઉપર નીકળતા સરઘસો બંધ કરયાં હતાં, અને તા૦ ૧૩ મી ફેબ્રુવારી અને સુકરવારે ફીતુર કરનારા ગોનેગારોની મોટી સંખ્યાની હાઈ કોરટમાં તપાસ થઈ હતી, જાંહ તેઓ અપરાધી ઠરયા હતા અને તેમને પાંચ પાંચ વરસના સખત મજુરી સાથના કેદખાનાની સજા થઈ હતી.

૯. પારસીઓની અરજી ઉપર જે મોટે દરજજેના ગરહસથોએ સહીઓ કરીછે તેઓ અરજ કરેછે કે હુલડનાં મુળ તથા તેને બેશાડી દેવા માટે લીધેલા ઉપાયની તપાસ કરવા માટે એક કમીટી નેમવી. મારો વીચાર એમછે કે જે કોઈ

ખબર આપણને મળી ચુકીછે તેમાં આવી તપા
સથી કાંઇ વધારો થવાનો નથી, અને તેથી કાંઇ
ઉપયોગી મતલબ સરવાની નથી. પોતાની કોમ
ની ઇજતને ડાઘથી ચોખ્ખી કરવા માટે પારસીઓ
એ બતાવેલી ઈંતેજારી હદથી જયાદા હોય એમ
મને લાગેછે. તેમના ટોલામાંના એકે દેખાડેલા
પેહલ વેહલા અવીવેક ગમેએવોખી વજનદાર હોય
તોપણ તેમની સારીપેઠે જણાયલી વફાદારી અને
જાહેર જુસા ઉપર એથી કાંઇ કલંક રહી શકતો
નથી. વળી બીજા હાથ ઉપર પોલીસ કમીશનર
ની વરતણુકમાં એવું કાંઇજ નથી જેને માટે ત
પાસ કરવી જરૂરની હોય. પરજાની સુલેહ જે ભ
યમાં આવી પડી હતી તે ભય તેણે વજનદાર
ગણ્યું નહી, પણ જારે તે ભય બ્યાપી નીકળયું
તારે તે ભય તેણે બળ અને શકતીથી દુર કીધું.

૧૦. હવે મુંબઇની સરકારની ચાલ બાબે
કેહવાનું બાકી રહયું છે. હું તમો નામવરના
વીચારને એકમલતો થાઉંછું કે લશકરને બોલાવવા
માં એટલીબધી ઢીલ થવી જોઇતી ન હતી. પણ
મુંબઈની સરકારે આ ભુલ કાંઇ ગફલતીથી નહી
પણ ખોટાં પગલાં ઉપર ચાલવાથી કરીછે. એક
સરકારની શું ફરજછે તે બાબે જેવા વીચારો તે
સરકાર ધરાવેછે તે પરમાણેજ જો આપણ તેમ
ને તપાશીયતો જે રસતો તેઓએ પકડયો હતો
તે બાબે કાંઇ પણ અપવાદ લેઈ શકાય નહી. તે
સરકાર પોતાના તા૦ ૮ મી મેના કાગજમાં લખે
છે કે, "એટલા માટે અમો અમારૂં એવું મત
" જાહેર કરીયેછે કે જાંહાંસુધી એવું જણાયું નથી

" અથવા એવું દેખાડી આપયામાં આવયું નથી
" કે સતાવાળાઓના હાથ નીચેની શેહેરખાતાની
" ફોજ હુલડખોરો ઉપર ફાવવાને અશકત છે,
" તાંહાંસુધી તેમની સામે મજબુત પગલાં ભરવા
" માટે લશકર બોલાવવું નહી જોઈએ. અને
" અમો ખોટા પડવાની ધાસતી વગર જણાવીયે
" છે કે, આ હુલડોમાં એક પણ દાખલો બનયો
" નથી કે જેમાં જારેખી પોલીસની ફોજ હુલડ
" ખોરોની સામે એક જથામાં ગઇ હોય તારે
" તેઓ ઉપર તે ફાવી શકી ન હોય. એક લશ
" કરી શીપાઈની મદદની એક પણ વખત જરૂર
" પડી હતી નહી".

૧૧. તા૦ ૧૪ મી ફેબરવારીએ મલવા ગયલાં એક પારસી ડેપયુટેશનને પણ મુંબઇના નામદાર ગવરનરે જવાબ આપતાં પોતાનો એજ મતલબનો વીચાર જાહેર કીધો હતો. તે નામદાર, જે તેને વીશે જણાવેલો અહેવાલ ચોકસ હોયતો, આ મુજબ બોલયો હતો કે, "હુલડખોરો સામે બાથ ભીડી હુલડને દાબી નાખવાને પોલીસ તદન અશકતછે એમ જાંહાસુધી હું સાંભલું નહી તાંહાંસુધી હું શેહેરમાં લશકર બોલાવી નકતો નથી. તમારા ટોલાના ગરહસથોએ હુલડખોરોથી પોતાનો બચાવ કરવાનો ધડો શીખવો જોઇયે; અને સરકાર ઉપરજ સઘળો વીસવાસ નહી રાખતાં ઈંગલાંડમાં જેમને સપેશીયલ કાનસટેબલ કેહેછે તે તેઓએ બનવું જોઇયે." તે નામદારે એક કરતાં વધારે વખત પુછયું હતું કે, "શું તમો પારસીઓ તમારો બચાવ કરવાને તદન અશકતછો?"

૧૨. મુંબઈની સરકારે પોતાની ફરજનો આવે રસ્તે ઉપયોગ કીધો તેથી તદન જુદોજ વીચાર નામદાર રાણીની સરકાર ધરાવે છે એમ મારે જણાવવું જોઈયે. ઈંગલાંડમાં તો માહોમાં હેના બખેડાને દબાવી દેવા માટે છેલા ઉપાય તરી કેજ માતર લશકરનો ઉપયોગ કરવામાં આવેછે. આ રવઈયાનું મુળ અને તેનું વાજબીપણું ઈંગ લાંડને લગતી રાજદ્વારી બાબતોથી જનમ પાંગે યાંછે. પણ આ રવઈયો હીંદુસતાનને તો મુળગો લાગુ પડી શકતો નથી. સુલેહ જાળવવા માટે લશ કર બોલાવયાથી હીંદુસતાનના લોકોની લાગણીને ના પસંદ જેવું એમાં કાંઈજ નથી. હીંદુસતાનના લોકોની કેળવણી; તેમની જરામાં ઉશકેરાઈ જવાની આળ, અને તરહવાર નાત જાતના તડાંને લીધે મારામારી કરવાના જે ઘણાએક સબબો તેમને મળેછે તે સઘલા ઉપરથી જોતાં હીંદુસતાનની દરેક સરકારે મજબુત હાથે હુલડોને તેમની પહલી શરૂઆતથીજ દાબી નાખવાની ખાસ ફરજ તેમને માથે આવી પડેછે. આ ફરજની પેહલી અગત સાથ સરખાવતાં, હુલડ પોલીસ ફોજથી બેસાડી દેવું યા લશકરની મદદ બોલાવવી, એવો જે સવાલ ઉભો થાયછે તે ઓછી અગતનોછે. જાંહાં સુધી આજમાશથી એવું ચોકસ જણાય નહી કે પોલીસની ફોજ પોતાનું કામ કરવાને અશકતછે, તાંહાંસુધી લશકરની મદદ નહી બોલાવવા ફાયદો કાંઈજ નથી; પણ (પોલીસના અશકતપણાની તેવી) સાબેતી મળે તેટલા અઇયામમાં તો જાન માલની મોટી ખરાબી થઈ જાય, અને લોકોના જુસા

ઉશ્કેરાયાથી ભય ભરેલી આફતો વરસે. પણ બીજા હાથ ઉપર પુરતું લશકર બોલાવવાથી હુલડ ખોરોને છટકી જવાની સઘલી આશા ભશટ થવાથી ઘણાક જાનો બચે છે.

૧૩. આ હુલડો થયા પછે તુરતજ મુંબઈના ગવરનરે કરેલાં એક ભાશણમાં જે વીચારો તેણે જણાવેલા હોય એમ લાગુ પાડયામાં આવયા છે તેપરથી તેના મનમાં શક હોય એવું માલમ પડેછે કે, હુલડને દાબી દેવામાં તાકીદના ઉપાય તે લેઇ શકે એવી કોઈ કાયદાસર અને પુરતી સતા તેના હાથમાછે કે નહી. જો આ શક તે ધરાવતો હોયતો "ક્રીમીનલ પરાસીડયો કોડ" ના ધારાની ૪૮૦ થી તે ૪૮૮ મી સુધીની કલમો ઈલાકાના શેહેરોમાં તુરતનીજ લાગુ કરયાથી હવેથી તેનો એ શક દુર થશે, જે કલમોની શરતો મેં જે કાનુનો બતાવયાછે તેમને મળતીછે.

૧૪. પારસી ટોલાના કેટલાકોના મનમાં એવોજ વીચાર ઠસી ગયોછે કે મુંબઈનો ગવરનર તેમની સામે અદાવતની નજરથી જુએછે. તેણે વાપરેલી ભાશા અથવા તેણે લીધેલા ઉપાયોમાં એવી લાગણીની એક પણ નીશાન શોધી કાઢવાને હું અશકતછું. તેના મોટા ઓધા પરમાણે જે સંભાલ ભરેલું અપખ્શપાતપણું તેણે રાખવું જોઈયે તેથી તે કોઇપણ રીતે ઉલટો ગયો નથી.

૧૫. આ દસતાવેજની એક નકલ મુંબઈની સરકાર ઉપર મોકલી આપીછે".

હું છઉં.

(સહી) સેલીસબરી.

## હુલડ બાબે પતરવાલાઓના મતો.

'મોહરંમ નજદીક આવેઓ છે તે હીંગમ પર, અતરેના હલકા વરગના મુસલમાનોએ, એક જબરૂં હુલડ જગાડીઉંછે, કે જે હુલડ તેના જોશ અને ઘાતકીપણામાં સને ૧૮૫૧ માં થએલા હુલડ કરતાને ઘણું વધારેછે. પોલીસના કમીશનરે માઠા ભાએગે, પેલા પારસીએ છપાવેલી ચોપડી દાબી નાખવા અથવા તારાજ કરાવાની મરજી દેખાડી હતી, અને એ એ અકલી ભરેલા ડેરાવથી, પેલા મુસલમાનો ગોઆ એવું સમજયા હોએ કે, ખરેખરજ પેલા પારસીએ તેણી ચોપડીમાં મહમદની નાલેસી કીધી હતી, તેથી ચોતરફથી વેરની ધમકી સંભલાતી હતી. કટલાએક મુસલમાનોએ આપેલા સહલા સંપના ભરોસા ઉપર પોલીસ રહી અને ઠગાઇ, તથા પારસીઓએ સરકારને આપલી અગંમચેતી ઉપર, સરકારેબી માઠાં ભાએગે કાંઇબી ધેઆન આપીઉં ન હતું.

આએ બખેડાનો જોખમ ચોકશજ કોઇ છુપા શખસોને સરછે, સબબ કે હલકા વરગના લોકોએ ફેસાદ કીધો હતો, અને જે એ કામસર ભેગા થઆ હતા, તે અંદરખાનેથી કોઇના સીખવયા વગર બનેજ નહી. જે લોકો પાએમાલ થએઆછે, તે બીચારા ઘણાજ ગરીબ પારસીઓછે, અને તેઓને એ નુકસાની કોણ ભરી આપસે, જે લગભગ ૧૦૦૦૦૦) એક લાખથી વધુ રૂપીઆની થવા જાએછે? હમો કોઇને બ

રાખ લગાડતા નથી, તોબી મુંબઈ જેવાં શેહેરમાં ઘોરે દીસે એવા હુલડ શરૂઆતમાંજ વગર અટકાવે થઇ શકે, એ દેખાવ ઘણોજ બુરોછે. આ હરમનાં ટાંકનાં સર એવા ફેસાદો દર વરશ થાએ છે, અને તેથી સરકાર જો એ તાબુતોના સરઘસો અને કીરીઆજ બંધ પાડે તો તેમાં કોઇ બીજાનો વાંક નથી, પણ મુસલમાનોએ પોતાની જ કરનીના ફલ સમજવાં, સબબ કે એ બાંહાને દર શાલ સેહેરમાં ફેસાદ અને ધભરાટ ચાલવ દેવાને સરકારને પરવરેજ નહી". ટાઇમસ આફ ઇંડીયા.

"ઓઆ ૨૦) વરશોની અંદર કોઇબી એવું સખત હુલડ મુંબઇમાં થઇઉં નહી હતું. જેમ સીખ લોકો અને મુસલમાનો વચે ઉઠેલો જઘડો, ઘણા દુર દેશાવરો સુધી મોટી વસતીઓની જગાઓ ઉપર ફેલાએછે, તેમ સારા ભાએગે પારસીઓ અને મુસલમાનો વચેની મારામારી જાહાજી ટકતી નથી. પારસીઓની વસતી તો થોડીજછે, પણ હીંદુ સીખ લોકોની વસતી તો ઘણી મોટી અને મુસલમાનોની વસતીના જેટલીછે, અને ફક્ત એક ગરમ બોલની ઉશકેરનીથીજ અગણીત ખરાબીઓ સેહેજ વારમાંજ થઇ પડેછે. એજ કારણ ઉપરથી પારસીઓ સાથના બખેડા ઉપર હીંદુસતાનના બીજા ગામોના રેહવાસીઓ જાહાજું ધીઆન આપના નથી, પણ ખુદ મુંબઇમાંતો એ બખેડો, અલબતે વાજબીની રાહે, સરવે કોઇનું ધેઆન ખેંચનારો થઇ પડયો હતો. હીંદુસતાનના પસચંમ દસાના કોસતા તરફના જંગલીઓની આવક ઉપરાંત, ખુદ મુંબઇના રહેવા

થી મુસલમાનોની સંખ્યીઆ ઘણી વધારેછે, પણ પારસીઓની વસતી ૪૫૦૦૦) થી વધારેની નથી, અને તેઓ બંગાલ દેશના બંગાલીઓની બીસા લના કેલવણી પાંમેલાછે. કેટલાએકતો એ પાર સીઓને, હીંદુસતાનનાં પશચમ દશાના કોસતા તરફના "જુઉ" ઇઆને ઇહાઉદીઓ જેવા ગણેછે, અને ઉગમણ પરાંતનાં દેશોની તમામ વસતીનાં લોકો કરતાંને, એ પારસી લોકો મનની હુશીઆ રીમા ઘણા વધારે સરસછે. દોલતમાં, વેપારની જડપમાં અને મનની ચંચલાઇમાં તેઓ ખરે ખરજ બીજી જાતના લોકો કરતાને ઘણાજ સ રસછે; તથા યુરોપીઅન લોકો સાથે દરએક જાતના વેપારની હરીફાઇ કરનારાબી એજ લોકો છે, એટલુંજ નહી પણ ઘણી વખત જે કામમાં યુરોપીઅનોબી હારી ખાએ, તે કામ ફતેમંદી થી બજાવીને ફાવી જનારાબી એજ પારસીઓછે. કલકતાની ઉગમણ દસાના ગામોમાં, તેમજ એડં ન તથા ઇરાંની અખાતના કોશતા તરફના શેહે રો સુધી ઘણા દુરદરાજ લતાઓમાં પોંહચી વલી, પુર બાહોશીથી ધંધો રોજગાર કરનારા તે એજ પારસીઓછે, અને બીજી ઘણીએક રીતીઓથી, એક શેહેરની રઇઅત અથવા રેહવાશીઓ તરીકે તેઓ ઘણાં કીમતી ગણાએછે.

હીંદુસ્તાનમાં બીજા સાધારણ બખેડા થાએ છે તેના કરતાંને આવી રીતના બખેડા ઉપર, ઇંગલંડમાં કંઇ જુદીજ રીતના વજનથી ધિઆન પોંહોંચાડઆમાં આવેછે.

જેઆરે કોઇ બે કોમના લોકો વચે બખે

ડો થાએ તેઆરે, અને તેમાં ખસુસ કરીને જે આરે તે બખેડાથી ધારો તુંટઓ હોએ તેઆરે તો, હમેશજ આપરે ઈઆને અંગરેજ સરકારને માથે ફરજછે કે, તે બખેડાની વચે પડીએ; ત્યારે સઉથી પેહેલી ચોકસી તો એ રાખવી જોઈએછે કે, તે બે ટોલાના લોકોમાંથી એકુની પખશ ખેંચવી અથવા તરફદારી કરવી નહી જોઇએ, પણ એવું કરતાં છતાંબી જે બખેડો હોએ, તેને પુર જોરથી દબાવીજ દેવો જોઈએ. એક ટોલાનો ધરમ ગુરૂ,—બીજા ધરમવાલા લોકોના ધીકારમા, માતર થોડાએક સબદોજ બોલે કે તરતજ બખેડો ઉઠેછે. અને એવા બનાવ જેમ એશીઆખંડમાં તેમજ યુરોપ ખંડમાંબી બને છે તે આપરે જાણીએછે.

જે જડપથી મુસલમાન લોકોની વસતીનો વધારો બંગાલાના લતા તરફ થએઓછે,—તથા ઈનદસ નદીની પેલી બાજુના લતા તરફ આવેલાં દેશોમાં, જે નવા ફેરફારો થએલા જોવાને તેઓ સદા બાહેશમંદ રહેછે. તે ઉપરથી આપણને, ઈઆને અંગરેજ સરકારના અમલદારોને ચેતવણી લેવી ઘટેછે કે, કંઈબી રીતની જુલમ જાશતી ભરેલી રાજનીતી નહી ચલાવવી, પણ વલી એ સાથે, આટલું તો ચોકશજ કરતાં રેહવું કે, એ હીદુસ્તાનના લતા તરફ જે અમલદારોને હાકમો તરીકે મોકલીઆમાં આવે, તેઓ ઘણાજ દાનાવ, શીઆના તથા અચંબુની મુશકેલીની વખતે મજબુત હાથથી સતા ચલાવી જાણનાગ હોવા જોઈએ: સબબ કે, એવા સમમાં,

જો હાકમી કરનાર અમલદારો નબલા હોએ તો તેઓ તદનજ નકામા ઠરેછે."

"અંગરેજી રાજનું બીજું પાએતખત શેહેર તે મુંબઇછે, જે ઉગમનદસા તરફનું "નીકઇઆરક" શેહેર તરીકે જાહોજલાલી અથવા દમામમાં મશહુર થએલુંછે, તેવાં શેહેરમાં આવો નામોશી ભરેલો ફેસાદ થવા દીધોછે, તેથી એ શેહેરની પોલીસનાં કારોબારીઓ, પછે તે "સ્ટાર આફ ઇંડીયા" નો—કે "ખાન બાહાદુર" નો—કે "રાઓબાહાદુરનો"—કે કોઇબી બીજા એતાબ ધરાવનારા હોએ, તોપણ નામોશીમાં આવી પડેઆછે. મુંબઈમાં ખરા દુર અંદેશ અને હીમતવાન નરની મોટી ખુંટછે, અને હાલના ગવરનરે એજ ગુણો બાબે મોટી ખાંમી દેખાડીછે. મોટાં મોટા ભાશણો કરવાં—કે લાંબી લાંબી મુસાફરીએ ઘોડે બેસીને ફરવામાંજ, એક ગવરનરની ખુબી નથી, પણ મુશકેલની વખતે દુશમનોની રૂબરૂ થઈ હીમતથી અને અકલથી તેઓને જેર કરવામાંજ ખરી ખુબીછે." નેટીવ પબલીક ઓપીનીઅન.

"મુંબઈ શેહેરની નગેહદાસતીને સારૂં જે સઉથી વડો કોતવાલછે, ઇઆને ગવરનરછે, તે પોતાના વીચારમાં સુસ્ત અને કામમાં ખામી ભરેલો માલમ પડેઓછે. બખેડાની વખતે જેમ બને તેમ શરૂઆતમાંજ, લશકર બોલાવવું જોઇતું

હતું, અને હુલડખોરાઓને બંદુકની બાગનેટથી ભોકી નાખવાની દેહશતથી વીખરી નાખવા જોઇતા હતા". મધરાજ સ્ટાનડરડ.

---

"ગીઆ અઠવાડીઆનો બનાવ જોએઆથી મુંબઇની પોલીસ તદન નકામી માલમ પડી છે. આજના વખતમાં અતરેના લોકો મી૦ ફારજેટ ને યાદ કરેછે. પોલીસે જે ગફલતી હાલ બતાવી છે, તે વીશે સરવે કોઇનો અતરે એકજ વીચાર છે, અને મી૦ સુટરે જે કડવા શબ્દુનો પારસી ઓ વીશે ઓચરેઆછે, તેથી પારસીઓનો ગુસો મુસલમાનો ઉપર કરતાંને, મી૦ સુટર ઉપર ઘણો વધારેછે. જે નાલાએક શબ્દો મી૦ સુટર બોલીઓ છે તે સાંભળી હમો દલગીરછઇએ, અને એવાં શબ્દો પારસીઓ ભુલી જાએ તેવું દીસતું નથી, એક ઇનસાન જેઆરે ગુસાથી કંઇક શબ્દુનો બોલેછે ત્યારે તેના દીલની અંદર કેવી રીતની ભુંડી ઇચ્છા ભલી નીસ્ટા છે તે તરત જણાઈ આવે છે. આએ મુંબઈ શેહેરમાં પારસીઓ અજબ રીતે ખીલી નીકલેયા છે. અને એ પારસીઓની કેલવણી, તથા દોલત, તથા વેપા ર અને બીજી સંસારી રીતભાંતનો મુકાબલો જેઆરે મુસલમાન લોકોની સાથે કરીએછે, ત્યારે એ મુસલમાનો કશી બીશાદમાં જણાતા નથી".

બામબે ગારડીઅન.

---

"મુંબઇની સરકારની ચાલ વીશે "બોમબે ગેજ ટ"ના લખનારે અતી ઘણા સખત ટીકાથી ઠપકો આપેઓછે, તે ઘણાએક લેકોએ ખુશીથી વાંચયો હશે. સરકારના કારોબારની નાલાએક અને ન બનાવ આએ બખેડાથી ઉઘાડી પડીછે, અને જે ઠપકો ગેજેટ આપેઓછે તેની સાથે ગોઆ મુંબઇની લગભગ આખી પરજા એક મલતી છે. વળી રવીવારની મારામારીની પેહેલનો ટાપલો સરકાર પારસીઓને ગાથે મુકવા માગેછે, પણ એ વાતને પારસીઓ ગુસાથી તુછકારી નાખેછે, સર કાર એવી રીતની ગેર ઇનસાફી કરેછે તેથી, દરેક વફાદાર રઇઅતના દીલમા ગુસો ઉપજેઆ વગર રેહે નહી". બોમબે આરગસ.

---

મુંબઇમાં હુલડ મચાવી સહલા સંપજનો ભંગ કીધામાં આવેઓ હતો ત્યારે પોલીસની ફોજ અને તેમજ અગત હોએતો લશકરની ફોજની મદત લઇને તે ફેસાદખોરાઓને તરત સજા કરવી હતી. ફેસાદ અટકાવાનીતો અગતજ હતી ત્યારે લશકરી ફોજ વગર કેમ અટકી શકે? લશકરી ફોજની હાજરીથી ફેસાદખોરાઓ બીહી જતે, પણ સર ફીલીપને તો, જાંહાંસુધી ફેસાદીઆઓ તક સીર કરી મારફાર ચાલુ કરે નહી તાંહાંસુધી કંઇ બી ઉપાએ કરયોજ નહી હતો, તેથી શઘલું પેહ લા બનવા દીધું હતું. પાછળથી લશકરી ફોજને મુંબઇના મેદાનમાં છાવની કરાવી રાખી હતી. તથા લશકરી સવારોની ચોકી અને ધીસો મોહ

લ મોહલે ફેરવી હતી, અને તેથી સેહેજ વખતમાં બખેડાનો અંત આવેઓ હતો. જો હાલનો ઇંગ લંડ મધેના નવો "સેક્રેટરી આફ સ્ટેટ" એવા એક ગવરનરને, તેના હાલના ઓધા ઉપરથી બર તરફ કરીને પાછો બોલાવી લીએ તો, તેમાં અચ રતી જેવું કંઇ નથી, સબબ કે એવા ગવરનરો બીજી જગોએ અમલ ચલાવવાને વાસ્તે ગમે એટલા લાએક હોએ, પણ હીંદુસ્તાનના એક પા એતબાત શેહેરમાં રાજ દરબારી કામો ઉપર સા હેબી કરવાને તે બોલલી રીતે નાલાએકછે એવું જણાઇ આવીઉંછે". મધરાજ મેલ.

---

"મુંબઇમાં થાએલા ફેસાદ વીશે જે તારથી સમાચાર અતરે આવેઆ હતા, તે વીશેની શી ગતવારની લખાએલી ખબરો હાલ અતરે પોંહ ચી ચુકીછે, તેમાંતો કંઇબી બટારો થએઆને બ દલે, ઓર સુકરવારના તોફાન કરતાંને, આદીત વારનો બખેડો વધારે ખુનામરકી ભરેલો થાએ ઓ હતો. મુંબઇના ગામઠીઓની વસતી આગ લના રસતાઓ ઓઆ બંધ થઇ પડેઆછે, અને તાંહાંથી સલાંમતી ભરેલી રીતે ચાલવું મુશકેલ થઇ પડીઉંછે, સબબ કે જોસમે આવેલું લોક, કંઇબી રીતની જાસતી અને જુલમ ભરેલાં કામો કરવાને તઇઆર રહેઆછે. પાઇઓનીઅર.

"મુંબઇની સરકારે પોતાના રાજના કાર બાર તરફ સાઉચેતી ભરેલી નજરથી જોવાની ફરજ વીશે બીન માહેતગારી દેખાડીછે, તેનો કંઇબી ખાતરજમાં ભરેલા ખોલાસો મળે એવું દીસતું નથી. મુસલમાનોએ જારે મુંબઈમા તો ફાન ઉઠાવીધું તારે આખાં હીંદુસ્તાનમાં સઘળા મુસલમાનો મોહરમની ક્રીઆની તઆરી કરતા હતા, તેવે વખતે ધરમને બાહને કંઇબી રીતનું અતેરં અથવા જાસતી કરે તો પુરતાં જોરથી તરત તેને દાબી નાખવું જોઈતું હતું. પણ કંઈ બી રીતની જડફ કે ઉજમ બતાવવાને બદલે, અ થવા ફેસાદની જગો ઉપર લશકરી ફોજની મદદ લઇ જવાને બદલે મુંબઈના ગવરનરે તો મુંબઈ ને પોતે પોતાનો સંભાલ કરી લેવાને ગોએઆ એખલું છોડી દીધું હતું. મુંબઇની પોલીસના માણસોને તેઓની શકતી ઉપરાંત ફેસાદ કરનારી ટોલીમાં વધારે સંખયાના માણસો સાથે હાથ મેળવવામાં મશગુલ કીધા હતા, અને ફેસાદની જગોથી પરેલનું ગામ કેટલુંએક દુર છે, તાંહાંના મેહલમાં ગવરનર પોતે, નચીંતઇથી બેશી રહઓ હતો, અને કંઇ જાણતો નહી હોએ તેમ, અથ વા તે હીનપસતી ભરેલા બખેડો તરત બેસાડી દેવાનો જોખમ તેણે માથે નહી હોએ તેવું તે સમજતો હતો. હમો ધારીએછે કે એવી રીતની બેપરવાઈ દેખાડવામા તેણે પોતાની સમજની મો ટી ખામી દેખાડીછે." મધરાજ અથીનીઆંમ.

---

"મુંબઇના માઠાં ભાગ્યેગે તેના છેલા બે ગ વરનરો ઠીક નહી ઠરેઆ. જે ગરહસથ હાલ. મુંબઇના રાજની લગામ ધરી બેઠાછે, તેના અમ લમાં જે હાલનો બખેડો થયો છે તે ઉપરથી, અને તેણે જે એક ભાશાણ કરીઉં છે તે ઉપરથી, જે નરમાસ ભરેલા ટીકાઓ, તે મુંબઈ શેહેરના વરતમાન પતરવાલાઓએ કીધી છે અથવા જે ધીરજ અને સબુરી તઓએ દેખાડીછે તે જોઈ ને હમોને અચરતી ઉપજેઆ વગર રેહતી નથી. જો કલકતાનાં ગવરનર જેનરલનાં હાથમાં, મુંબ ઇના ગવરનરને બરતરફ કરવાની સતા હતે તો, આવા ટાંકના કરતાંને, કોઇબી બીજું વધારે સર સ ટાંકનું અથવા ટક તેણે જોઇતે નહી. જે સખ સને એક રાએ તરીકિનો અમલદાર બનાવેઓ હોએ, તે જો રાજનો કારોબાર ચલાવવા સારૂ કંઇબી હીલચાલ નહી કરે, અથવા તે જો એક ઇશકોલ મધેના શીખાઉ છોકરાની મીશાલે, પો તાની ચાલનો બચાવ કરવાને સારૂ આડી તીડી વાતનું બખડવું કરે—અને ગામમાં ચાલતો ફેસાદ અને લુટફાટ અટકવાની, કે સહલા સંપજ જાલ વવાની કોશેશોને પડતી મેલે તો, તે થી હીનપ સતી ભરી ચાલ હમો બીજી કોઈબી જોઇ શક તા નથી. એ મુંબઇનો ગવરનર પોતાની ફરજ બજાવાને ભુલીઓ તે કામતો હીનપસતી ભરેલું થઈઉં બરૂં, પણ તેના કરતાં તેણું ભાશાણ વધા રે હીનપસતી ભરેલું હતું.

જે લોકોએ આંખે જોએલા અહેવાલોના બઆંનો કીધાછે તે વાંચીને હમારી ખાતરી થ

ઇછે કે એ બનાવ ઘણો મોટો જોખમ ભરેલો બનેઓછે, અને મુંબઇના પતરાએ તાંહાંની પોલીસની ખામી બાબે જે એકસરખા આવાજથી સખત ઠપકા ભરેલા લખાણો કીધાં છે તે લખાણોનું વાજબીપણું હમો કબુલ રાખીએછે. વલી લશકરી ફોજની મદત તરતંજ કામે લગાડવાની બીજી મોટી અગત એટલા વાસતે હતી કે, મુંબઇની પોલીસની ફોજમાં સેંકડે ૨૧) એકવીસ મુસલમાન સીપાઇઓછે, કે જેઓની ઉપર એવી રીતનાં ફેસાદની વખતે સહલા સંપજ જાલવવાને કંઇબી ભરોસો રખાઇ શકાએ નહી".

ઇંગલીશમેન.

---

"હીંદુસતાનના કોઇબી શેહેરમાં જો ગામઠી સીપાઇઓથી કંઇબી બખેડાનો અટકાવ નહી થઇ શકે, અથવા તેઓ પોતાના બદન કોઇબી જખમ અથવા ફટકાની સામણે રાખી નહી શકે તો, તે વીશે જાજું બોલવા જેવુ કંઇ નથી. માઠા ભાએગે તેમના બદનનો બાંધો મજબુત નથી તેમજ તેઓમાં હીમત નથી, એટલુંજ નહી પણ તેઓને બરાબર કેલવણી તથા પગાર મળતો નથી, તેટલા વાસતે માતર રસતામાં ફરવાનું જાણવા શીવાએ તેઓ કંઇ બીજું કરી શકતા નથી, અને એવી હાલતમાં તેઓ ઘણી વખત જુલમ જાસ.વી ભરેલા કામો કરવાને તથા લાલચો લેવાનેબી ચુકતા નથી. મુંબઇમાં સઉથી મોટા પગાર લેના

રી અથવા ખરચવાળી સરકારછે, અને તેટલા વાસતે આખા હીંદુસતાનમાં એ સરકારે સહુથી સરસ હાલતમાં પોતાનો કારોબાર ચલાવયો જો ઈએછે. એ શેહેરમાં એક ગવરનર, બે કાઉનસ લો, એક કમાનડર ઇન ચીફ, અને જુદી લશક રી ફોજ રેહેછે, કે જાંહાં, બંગાલા મધેનું બીહાર નામનું પરગનું જાંહાં હાલ દુકાલ ચાલેછે, ત્યા ની વસતી કરતાને વધારે વસતી નથી. હવે જારે એ શેહેરમાં હુલડ થઇગું ત્યારે એ સરકારના એકબી ઓધેદારે તે હુલડને અટકવાની કોશેશ કીધી હોએ એવુ જણાતું નથી, એટલુંજ નહી પણ તાંહાંની ધ્રુજતી કાંપતી પોલીસની ફોજની આગલ રસતામાં જઈને પોતાનો દીદાર દેખાડી ને હીંમત વટીક આપી નહી. મીસતર સુટર પાસે પારસીઓએ જારે મદદ ચાહી હતી ત્યારે તેનો જવાબ તેણે તાંણાજાની ભરેલો દીધો હતો એવું ત્યાંના ન્યુસપેપરવાલાઓ કહેછે. સઘલી તરફથી એવીજ ગહવાઇ મળેછે કે, પેલા પારસીની ચોપ ડી કંઈ ટપકા લાએક નહી હતી, અને અગરજો તે ટપકા લાએક હતી, એવુંબી ગણીએ તોબી તેના બનાવનારે તે ચોપડીઓનો નાશ કરવાને કબુલ કીધું તે છતાબી હાલકા વરગના મુસલમા નો, આરબો અને સીધીઓએ હોમલા અને મા રામારી સુકરવારથી તે આતવાર સુધી કીધી હતી, અને તેથીજ, જો પારસીઓએ તેનું વેર વાલ્યું લીધું હતું. અને જો કે તે વેર વાલ્યુંજ વાતજી નહતું તોબી, સરકારની બેપરવાઈને લીધે જે આ ગલા હોમલાઓ તેઓ ઊપર થએઆ હતા.

તેનું બાહનું પારસીઓ પાસે પુરતું હતું."
ફરેંડ આફ ૪.

---

"મુંબઇના ગવરનરે હુલડ સંબંધી પોતાની ચાલનો બચાવ "કાનવોકેશન"ની સભામાં કીધો હતો તે ઉપરથી હમોને તો એવું લાગેછે કે, એ ગવરનર પોતાના ઓધાની ફરજ સમજતોજ નથી. એ બખેડાની વખતે, એ ગવરનર અતરેની રઇએતની તરફની મદતની આશામાં બેસી રહેઓ હતો, તે ઉપરથી ખોલલી રીતે જણાએછે કે અતરેના લોકોની ચાલચલણથી તે તદન અનજાણોછે. એ ગવરનરે લશકરી ખાતાનાં માણસોની મદત નહી કાંએ લીધી, તે વીશેનો જો તે ખાતરજમાં ભરેલો ખોલાસો કહી સંભળાવતે, અને તે બાદ જો યુરોપીઅનં ગરહસથોની મદત તે માગતે તો ઘણી જબરી મદત તેણે મળી શકતે. પણ હાલનો ગવરનરતો ધારાના પુસતકો ખોલીને બબડવા લાગો કે, એવાં તોફાનોને તરત જોરથી દાબી દેવાને વાસતે ધારા બાંધનારાઓએ કશી સતા આપી નથી. એજ ઉપરથી એવું માલમ પડીઉં કે, એ ગવરનર સર ફીલીપ પોતાના દરજાની સતા અથવા અખતીઆર વીશે મોટી અફસોસ ઉપજાવા જોગ રીતે બેખબરછે. મુશકેલી અને અગતની વખતે ગમે તે રીતેની સતા વાપરીને રઇઅતમાં સહલા સંપજ ચાલું રાખવાની છુટ ગવરનરોને હોએછે, અને તેઓની ઉપર ધારા સંબંધી બાકીનું કંઇબી બંધાણ હોતું

નથી. પણ આતરેની આજમાશથી તેણી ખાતરી થઈ હશે કે મુસલમાન જેવા ફીતનાખોરોના બેદરકારી ભરેલા જોસો દબાવી દેવા સારૂ સખત માર મારવા શીવાએ બીજો કંઈ એલાજ ચાલી શકતો નથી". ઈંડીઅંન સ્ટેટસમેન.

---

“મુંબઈમાં ચાલુ થએલા બખેડાથી તાંહાંના સતાવાલાઓની નાતવાની ઘણીજ અફસોસ ભરેલી હાલતમાં દેખાઈ આવીછે, ગવરનર જેવાને બી સુજ નહી પડીઉં કે શું કરવું. મી૦ વાશીંગટન અરવીંગ જેવાએ લખેલી “મહમદ”ની જીંદગીની નીરદોશ ચોપડી ઉપરથી એવી રીતનો બખેડો ઉઠવો નહી જોઈએ, પણ જે લોકો એ મુસલમાનોની ચાલથી જાણીતાછે તે લોકો સમજેછે કે એવે મસે (મારફાર અને લુટફાટનો રસતો તેઓએ સોધીઓ હતો.) મી૦ સુટરે એ ચોપડીને તારાજ કરવાની ધારણા બતાવી હતી, તેને બદલે જો એમ કહીઉં હતે કે પોલીસનું સઘળું બળ વાપરીને પારસીઓનો સંભાળ કરેઆમાં આવશે, તથા મુસલમાનો જો હોમલો કરશે તો તેઓનાં પોતાનાજ જાન જોખમમાં પડશે, તો તે વધારે ડાહાપણ ભરેલું કેહેવાતે. વળી તોફાનને પેહેલેજ દીવસે, જો સરકારની તરફથી ગોળીઓ ફેંકીને કેટલાએકોને વીંધી નાખેઆ હતે તો, તરત સમાધાની થઇ જતે, અને તેથી મુંબઈના અમલદારોની હોરમતબી જલવાતે. “લારડ માનસ ફીલડ” નામનો સરદાર જણાવી ગીઓછે કે—

"એક બખેડાને તેની શરૂઆતની જડમાંથીજ અટકાવ કરવો, એ સઉથી સરસ ઇનસાનીઅત પણાનું કામછે." ઇંડીઅન ચરચ ગેજેટ.

---

"મુંબઇમાં જે ફેસાદના બનાવ બનતા હતા તે વીશે, તાંહાંના ગવરનરે "કોનવોકેશન" ના ભાશણની વખતે તાંહાંની સભાને ખબર આપી હતી, ઇઆને ગોઆ એ સભામાં તેણે પોતાનો અને બીજા પોતાના સોબતીઓની ચાલનો બચાવ કરવાની તક સોધી હતી. પણ એવા બંચાવ કરવા કરતાંને વધારે નબલી ચીજ હમારી જીંદગીમાં હમોએ સાંભલી નહી હતી. તેનો બંચાવ એજ હતો કે, ફેસાદ બેસાડી દેવાને પોલીસની ફોજ નબળી હતી, અને તે પોલીસને બનતી મદત આપવાને તે ગવરનરમાં પોતામાં કંઇ હીમત નહી હતી, તેથી એ બંચાવના ભાશાણમાં, સઉથી મોટી ચીજ જે તે કરી શકેઓ હતો તે એજ હતી કે, ન્યુસપેપરવાલાઓ જેઓએ સાચી ચીજને ઉઘાડી પાડી આલમને જાણીતી કીધી હતી, તેઓને ઠપકો આપી ગાલો દીધી હતી. ગવરનરનાં બંચાવનાં ભાશાણનો બીજો સાર એજ હતો કે ફેસાદખોરાઓને તરતજ સજાએ પોંહોંચાડવાની તેણી પાસે સતા હતી. પણ હમો તેણે પુછીએચ કે કરીસટીઅન લોકોની "બાઇબલ" ઇઆને ધરમ પુસતકમાં વતી એક જગાએ લખુ છે કે "આજીસટરેટો ઇઆને કોતવાલો અથવા ઇનસાફ કરનારાઓ જે પોતાની કંમર ઉપર તલ

વાર બાંધી ફરેછે તે કંઈ નકામી રીતે બાંધતા નથી." ઈઆને જેઆરે અગત પડે તેઆરે તે તલવારને કામે લગાડવાનીજ મતલબથી તે બાંધી રાખેછે, તેમ મુંબઈનો ગવરનર ગોઆા રઈઅત ની પાસબાની કરનારો એક વડો કોતવાલછે, તે છતાં ફેસાદઓરો અને બલવાખોરોને સજાએ પોંહોંચાડવા સારૂ તે પોતાની ફરજ સમજી શકે ઓ નહી હતો. ફેસાદીઆઓને સખત સજાએ પોહોંચાડવાની તેણે સતાછે, અને જે સતા આ ગલા વખતમાં, બીજા અમલદારોએ ઘણી વેળા કામે લગાડેલીછે તે સજા હાલનાં હીંગામપર તે મુંબઈના બલવાખોરોને તરતજ કરી શકતે. જે આરે કોઇ માણસોનું ટોલું બલવો કરવા બાહેર પડે, અને લોકોના જાન માલ લુટવાની લગામ પોતાના હાતમાં લીએ અને તેવે વખતે જો લશ કરી ફોજને તેમની સામણે મોકલઆમાં આવે, અને જો તેઓ સામણે થાએ, તેઆરે ગોલીથી અથવા તલવારોથી મારેઆ જાએ તો, તેમા તે લોકના માઠા ભાએગનો સઘળો જોખમ તેઓને ઈઆને તે બલવો કરનારાઓને પોતાનેજ સરછે.

મુંબઈનો ગવરનર વલી એવુંબી બોલઓ હતો કે—"જેઆરે ગામમાં ફેસાદ થાએ ત્યારે તે બેસાડી દેવાને એખલી પોલીસજ મેહેનત કરે, અને તે શેહેરનાં એક નાકેથી બીજા નાકા તલ ક, રાત દાહાડો દોડી ધાંમીને થાકી જાએ અને તોબી તે ફેસાદ જરા દબાઈ નહી જાએ તો, ન્યુ સપેપરવાલાઓ ઘણી કડવી અને ઘાતકી ટીકા કરવાપર કલમ ચલાવી આખા ગામમાં ઉશકેરની

અને જોસો સળગાવેલો રાખે, અને તેથી તે પો લીસની જેહમતમાં ઓર વધારો થતો રેહે છે એવું હાલ આપરે જોઇએ." મધરાજ ટાઇમસ.

---

"બદ ચાલના મુસલમાનોનાં એક ટોલાને, ગઇ કાલે બે તરણ કલાક સુધી દેશીઓની વસતી વાળા મોહલાઓમાં જે હુલડ મચાવવા દીધું હતું, તથા સલલા સંપજ ભરેલા શેહેરીઓને કતલ તથા જખમી કરવા દીધા હતા, તથા કીમતી માલ મીલકતોનું જે નુકસાન થવા દીધું હતું, અને રાણીના રાજ મધેની એક ખરેખર વફાદાર પરજાના પવીતર ધરમના મુકામોને જે અપવીતર થવા દીધાં હતાં, તે બાદ એ પોલીસના વડા કમીશનર મી૦ સુટરને, ગઇ કાલે, મુંબઇની યુનીવરસીટીના ફેલોની જે પદવી બખશેઆમાં આવી હતી, તે ગોઆ એ સઘલા કામનાં માનની ઇધાની દાખલ હોવું જોઇએ, એમ અમે વીચારીએ છીએ. મુસલમાન ગનેઆતના કેટલાએક લુચાઓનાં ટોલાનાં મનસુબા વીશે, મુંબઇમા છેલા થોડાએક દાહાડા થયા, સાધારણ રીતે વાત ચાલતી હતી, તેઓના હોમલાથી લોકો જાન તથા માલ સલામત રાખવાને મી૦ સુટર જો તેના હાથ હેઠલના માણસોની, ગઇ કાલની અજાએબ જેવી બેદકારી વીશે, કાંઇક ખાતરી ભરેલો ખોલાસો નહી આપી શકતો, તેણે તેણી જગા ઉપરથી બરતરફ કરવો ઘટેછે, એવું અમે ધારીએ છઇએ. પારસીઓ તરફ અમે કાંઇ ખાસ દયા દેખાડીએ છીયે, એમ કોઇએ શક ભરેલી નજરથી હમારી તરફ

જોવું નહી. પણ એ એકમારગી, ઉદયોગી અને આબરૂદાર શેહરીઓપર, ગઈ કાલે જેવા જુલમ ગુજરીઓછે, તેવા જુલમથી જો તેઓને બચાવ આમાં નહી આવે તો, પોલીસનાં માણસો શું કામનાછે?. એટલુંજ નહી પણ સરકાર પોતેબી શું કામનીછે? મુંબઇનાં લોકો પોલીસને ઘણીજ થોડી મેહનત આપેછે. જોર જુલમાતનાં ગુનાહ ઘણાજ જુજ બનેછે, અને ખરેખર આપણ વચે માતર એકજ તોફાંની ટોલુંછે, અને તે તોફાંની ટોલું તે મુસલમાનની નાતમાં સઉથી નીચમાં નીચ લોકોછે, "મકા" શેહેર ખાતે હજ કરવા જનારાઓનું મુંબઇ એક બંદર હોવાથી, માતર ધરમી લોકો તથા સારા ખવાસના મુસલમાનોને વાસો કરવાનું આ મુંબઈ શેહર એક ઠીક મથક થઇ પડીચુંછે, એટલુંજ નહી, પણ હીંદુસતાનનાં સઘળા ભાગોપરના જનુની અને ફીતનાખોર શખસો, જેઓ દરેક ટોલાના લોકોની સામે વગર અટકવે ફીતનાબાજી કરવામાં તઇઆર હોએ છે, તેવા શખસોનુંબી એ મુંબઇ શેહેર અછું મથક થઈ પડીચું છે પણ એવા તોફાનીઓ સાથે જો આપરે બરાબર રીતે હરીફાઇ કરીએ તો, તેઓ એક તદન ધીકારવા જોગ દુશમનો મામલ પડેછે, પણ જો તેઓને છુટા રેહવા દીધા હોએ તો, તેઓના મગજમાં, મોહરમનાં દાહાડાપર, આ શેહરમાં કોઈબી હાકમ નથી એવું અંધેર સમજીને, મનગમતા કામો કરવાપર ઉલટ લીએછે, અને એવી રીતનો લાભ લેવાને તેઓ કદી પણ ભુલતા નથી.

"પારસીઓ તરફ ઘણીજ દયા લાવીયા વગર, તથા પોલીસની ફોજ હુલડખોરોની વચે પડી હતી તેની આગમજ, મજકુર લુટારાઓને બરોબર બે કલાક સુધી પોતાની મરજીમાં આવે તેવા કામ કરવા દીધામાં, પોલીસે જે ચાલ ચલાવી હતી, તેની ઉપર ધીકાર નાખેયા વગર કોઇ પણ તે બેઆન વાંચી શખશે નહી. એવી રીતનો બખેડો થનારછે, તે વીશે મી૦ સુટરને બીલકુલ ખબર નહી રહી હતી એમતો નહી હતું. મુસલમાનોમાં કેવી રીતની ગરબડ ચાલતી હતી તેથી તે સારીપેઠે વાકેફ હતો; ત્યારે હમો પુછીએ છીએ કે તે ફેસાદ કરવા ચાહનારાઓને ધાસતીથી થથરાવીને છુટા પાડી નાખે, એટલી જોરાવર ફોજ તઇઆર રાખવા વગર સા વાસતે મી૦ સુટરે શેહેરનો આ ભાગ બચાવ કરવા વગર રેહવા દીધો હતો? શું બનસે તે વીશે તેણે પુરતી ચેતવણી મળી હતી, તોપણ તે જગા આગલ, બે કલાક વેર, કોઇ પણ પોલીસનો માણસ કે સોલજર હાજર હતો નહી. હમે ધારીએ છીએ કે, આ એ ટીકાઓ કરતાં હમોએ પોલીસની ગફલતીવીશે કાંઇપણ વધારીને વીગત જણાવી નથી, કે જે ગગફલતી વીશે સરકારે મી૦ સુટરની હાવી ચાલને માટે ખુલાસો મેલવવાને તરત અને મજબુત જોસતેજો કરવી જોઇએછે. અગરજો આએ બાબદમાં પારસીઓને, હીયાની સરકારથી પુરતો ઇનસાફ નહી મળે તો, તેઓ એક જાહેર સભાભરી, પોતાની ઉપર પડેલી મુસીબતોનો હેવાલ ઘડી કાહાડીને, શેકરેટરી આફ સ્ટેટ ઉપર મોકલી

આપશે તો, તે કાંઇપણ રીતે ગેરવાજબી ગણાશે નહીં. શીતનાઓત્ર મુસલમાનો કે જેઓએ મુંબઇમાં આટલો બધો વખત લુટફાંટ ચલાવી હતી. તેઓને મજબુત હાથે એકદમ દાબી નાખવા જોઇએ એ એક અગતનું કામછે અને અગરજો મી૰ સુટર એ કામ કરવાને અશકત હોએ તો જે કોઇ બીજો માણસ તે કરી શકે, અને કરશે, તેણે સારૂં જગા કરવા માટે મી૰ સુટરને તેણા ઓધાપરથી કાઢવો જોઇએછે". બામબે ગેજેટ.

જે જે ગરહસથોએ હુલડની વેળા જે મેહેનત તથા મદત કરી તઓની તારીફના બે શબ્દો.

હરકોઈ માણસની લાયક વેળા લાયક વખાણ કરવામાં જેટલી જેબછે—તેટલી અનઘટતી તારીફો કરવામાં એબછે. ખોટી તારીફ સુગંધ વગરના દેખામના ફુલની મીસાલછે—પણ ખરી તારીફ તાજા તો શું પણ કરમાતા ફુલમાંથી નીકળતી આબદાર સુગંધની મુઆફક છે. માણસોને દુનીયામાં બે જાતની મોટી ભુખ હોયછે—એકતો પઇસો હાસલ કરવાની—ને બીજી કીરતીની હોયછે. પણ બધા તેને નરમ પાડવાને લાયક હોતા નથી. કેહેવતછે કે જો મોતી, માછલીના ભીંગડા મીસાલ મળતા હતે તો મોતીની કિંમત ધુળમાના કાંકરાની મીસાલ થઇ પડતે.

સખાવતમાં જેણો પીતા યાદગાર,
રૂબેવાલ કોમનો સદા દેશહીતકાર.

જનમ સુખી સાથ કબીલો પરીવાર,
મયાલુ દિલથી પરદુ:ખમાં ગોરફતાર.
શેહેલગાહ ને આરામનો સોખી બિસિયાર,
દબદબાદાર ટાઇટલ તેજ તેણો સંગાર.
જીતયો સી. એસ. આઈ. આનરેબલ એકવાર,
જીગર કરયું માઠા બનાવથી ગમખાર.
જીતવા નીકલયા કીરતીનો બાહાર,
ભાજગડઓરૂં અરજીનું કામકરી અખતીયાર.
ઈંગરેજો સાથ લડવા, કરયો—વીચાર,
બાહોશી ભરી ચલાવી લાંબી તકરાર.
રોબદાર કરયો પારસી ટોલાને એકવાર,
નેકનામી, વફાદારી, સચાઇમાં બીસુમાર.
તમારી યારીએ થજો પરવરદેગાર,
જીવજો કોમને માથે વધારે વાર.
બેગુમાન, સખી, પુરતો ધનવાન,
રાંક, મેહેરબાન, આફતમાં આગેવાન.
મને ઉદયોગી પણ તંને નાતવાન,
જીગર જેવું દુનીયાની કીરતીમાં કુરીયાન.
જીતી આનરેબલ થયો હતો માનવાન,
જીકર કરવામાં પડયો હતો મેદાન.
ભાગીઓ થયો જાતભાઈના દુ:ખમાં નધયાન,
ઇછીએચ કે થાયો તારી જીંદગી લંબાન.
ખરો જેણો હીસાબ ને ખરી દેયાનત,
રજક જેવું હજારો. જીવને નેઆમત.
રાંકડોને લઓની રૂઉમાં બરખત,
દયાં જેણા જીગરમાં ને નેનમાં મરવત.
જીવ જેજો દુલશા, જેણે માન ને ઇજત,
ફુરી વલી તે ઉપર કરો સખત.

રફતે રફતે દીધી માઠી હરકત,
દુર કરયું તન-ધન તેથી તરત.
નજર કરી જોયું જાતીલાઓનું સંકટ,
જીઆન ટાલવા કરી ભારી મદત.
વાક દાદાર તમારો જઈફ વખત,
રજાલદાર રાખે બીન થવે હરખત.
ખજાનો દેય સાથ સુખ ને કઉઆત,
નાબુદ કરે તમોથી કાલી હરકત.
દીપેછે જેણું આજે રોજીમાં નામ,
નસીબ થઇ રેહયુંછે જેણું ગોલામ.
સાફ દિલે છુપી સખાવત તમામ,
હુમજાતના દુ:ખમાં બરદાસનું કામ.
જીભ હીલવી બોલેચ સદા રામરામ,
માતબરછે ખરો પણ ન જાણી દોરધામ.
નેમેલું જેણા પીતાએ વણવાનું મુકામ,
કરાંમતથી ભીરેલી પ્રથમમાં હામ.
જીગર—જાન નેક કામમાં મુદામ,
પીઆરથી દેયછે ફકીર ફકરાને દામ.
તીક્ષણ બુધી સાથ રેહેજો સરફરાજ,
તમારી ઉંમર થાજો બહુ દરાજ.
મેહેનતુ ને ધરમી હાલે ખુસાલ,
રસ ભરી સેરની રોજીમાં નેહાલ.
વાતમાં મીઠા પણ ન જાણી ધાંધલ,
નફાના કીમીઆનું ચાખેછે ફલ.
જીગર કરી આ વખતે ઉથલ પાથલ,
ફતેહમંદી કધી સેહેજમાં હાંસલ.
સોહા પાડયા રાહ જુઓને તતકાલ,
મયાથી જોઈ હમજાતીઓનો હાલ.

જીવદાર કરી મેરવાન બાગનું સ્થલ,
પામીયા જેથી જગમાં ઇજત પુશકળ.
સોદાગર બાપનો બેટો નામદાર,
શીખનાર ફારસી ઇંગરેજીનું ગ્નાન બિસિયાર.
બનાવીછે ઘણીએક નાદર કેતાબ,
બીમારીનો ખાધોચ ભારી પેચોતાબ.
નમક જેણું ચોરી ગયોચ, સેરબજારનો કાલ,
જહાંગીરની ગરીબાઇનો બેસારયોછે હાલ.
મજબુતાઇથી પડેચ નેક કામમાં મેદાન,
શેહેલું કરવા હમ દીનોપરનું જીયાન.
દપતાવેચ જગમાં કીરતીનો સવાર,
બાહોશી તેમજ અકલથી બીસુમાર.
ગરીબ જેણી નસલ, પણ ખાસીયત અસલ,
નહી જરનું બલ પણ બાહોશ અક્કલ.
શું જાત કે પરજાતનો ખરો દેશહીતકાર,
વિદ્યા ને સુધારાનો ખરો મદદગાર.
હીંદ ઇંગલંડનો મુસાફર ને માહીતગાર,
ઘણીએક મંડળીનો પરમુખ ને શેકરેટાર.
શેહેર સુધરાઈ ખાતાને ખરો સુધારનાર,
દુભાશીઆના કામમાં થયલો અખદાર.
તેણી સખાવત, તે દેશની શેવા,
ચાલે રાંક પણ તકરારમાં વાગના જેવા.
અરજી માટે કરી ઇંગલંડમાં રગજીક,
થઇ સ૦ના હરીફ ને જાતના રફીક.
આપાવ્યો તેમને નીમોની.મ ઇનસાફ,
સખુંન ગુઇના થઇ મોટા સરાફ.
જીવજો તું હમજાતીઓ માથે વધુ સાલ,
નવરોજ, થજો તારો નેક રૂઝ ને કાલ.

જાંહાંગીર જેવું મુબારક નામ,
કામેલીયતમાં ધારાની લડતનું કામ.
ભરપુર જેણા તનમાં નીતી વચન,
ખાલેશ બદન ને ઉંમદા સમજણ.
શું સચાઇ કે સુધારાનો આગેવાન,
મજબથી દલીર પણ અંગે તાનવાન.
અરજીના કામમાં કરી લાયક મેહનત,
હમજાતીઓના દુ:ખમાં કીધી મદત.
ગાયચ તારા ગુણ જાતને પરજાત,
પાંમજો તું સાલ ફાલ ને રાહાત.
ઇંગ્રેજી લખનાર બાહોશ એડીટર,
વીચાર ને તકરારમાં જાણે બારીસટર.
કરી આ મોઠા બનાવને વખત—
દુ:ખીઓને ખરાજ લખાણથી મદત.
ખરી રોજની બીનાનો આપયો વીસ્તાર,
પાડી તેનો અમુક રીતે ચીતાર.
રાખી તન-મન સ્થીર ને સાફ,
આપ્યો ને અપાવ્યો સોઉથી ઇનસાફ.
ગાયચ મી૦ મેકલીન સઉ તારી વખાન,
આપેછે તુંણે આ કામને માટે માન.
આ જગના દરમ્યાનમાં એક નામીચો નર,
છે, બુજનાર નાધલા ને મોટાની કદર.
શાલેસાઇ ભલમનસાઈ ને અકલ દાનાઇ,
સાથ ધરાવેછે ફ્રવ ને માનની મોટાઇ.
શખુને સારચો ને તદબિરમાં બાહોશ,
દીલમાં રાખેચ જશની ખુબીનો હોશ.
ચાલમા છે થંડો ને દેખાવમાં ગંભીર,
પણ તકરારી જંગમાં છે મસ્તાંનો વીર.

ગા જેછે જેથી શેહર સુધરાઈની સભા,
જેના લાભમાં પાંમેછે હરીફોથી ઘણી ખફા.
પોશાક પેહેરેછે સાદો પણ સવચ્છ તદન,
છે, હીંમતમાં વાઘ ને તનને પીલતન.
દુનીયાથી કરેલ ને એલમમાં પુર,
રાજદુવારી કામકાજમા સદા રંજુર.
શું કોમ કે પર કોમના ભલા ખાતર,
એંચેચ બહુ શકિત ને જેહેમત તનપર.
બ્રરથી જીયાદા ગણેછે વિદ્યા હુનર,
હાર પાડયાછે તેના કાંઈ કામો સુંદર.
શું ગરીબ કે તવંગરને એક સરખું માન,
આપેછે, મુફલેશોને વસતર ને દાન.
નાતવાનોનો યાર ને દાદખાંનો મદદગાર,
છે, કાંઈ હજારો જીવડાઓને પાલનાર.
વલીછે જાતે એક નાંધલો ન્યાયધીશ,
ઉમરેછે જવાન આસરે બે વિસ.
છે તે નરનું મુબારક નામ સોરાબ,
જીગરમાં રાખેછે મેહેર ને સવાબ.
દેખતી આંખના આંધળાઓનોછે, રાહનમુન,
કાપેછે ખુશામતના ઝાડોનું ખુન.
દોશતો આશનાવ ને લોકો ખાતર,
દીનરેનછે ઓસતચાર બાંધી કંમર.
જોઇ ખાશોઆમ તેણા આવા કામ,
પોકારેચ તેણી કીરતીને વાખવાખી તમામ.
છે જેણા બખમાં ભલાઇ ને જશ,
પુરતી એંચી જેહમત આ હીંગામમાં બશ.
હતા લુટાએલાઓ ગમથી નીરાશ,
ખુશીથી તે કરીછે તેમની બરદાશ.

આપી દુઃખયારાઓને જરની મદત,
રાખશી અરજીમાં લીધી ભારે મેહેનત.
ઘડી અરજી ફેરકાને મન ભાવતી,
સમાવી તેમાં બાબદો યાદ આવતી.
અમલદારોથી જે જે બદનામી ખમી,
તે સઉ લખી કાયદાસર જીયાદા કમી.
ન એંચી પક્ષ યા ન જોડયું બોતાન,
પણ ખરેખરી લખી બીના ને મોકાન.
મેલવી જેથી વધારે ફેરકાની ચાહ,
રેહેયો તું પર દાદગરની પનાહ.
ચાહેછે તેણે વાસતે દુવા આફરીન,
કે રહયો તારો યાર હુરમજ ને ફરવરદીન.
ફલદરૂપ થાયો તારી કુલે મુરાદ,
કુટંબ પરીવાર સાથ રેહેજે તું આબાદ.
થાય રોજીમાં વીરીધી ને ઉંમર દરાજ,
રબની રેહેમથી હમેશા સરફરાજ.
દીલખુશથી રાખતો રેહેજે રંજોને દુર,
સુખી રેહેજો સદા ઓ સોરાબે શાપુર.

---

મી૦ સુટરે સર કાવશજીપર લખેલો પતર.

પોલીસ કમીશનર આફીશ. મુંબઈ.

"મારા પીયારા સર કાવશજી—રૂ. હો. જીજીભાઈ નામના પારસીએ જે "પરસીઘ પેગામબરોને કામો" નામની જે ચોપડી છાપીછે તેની કેટલીએક નકલો તમોએ લીસટમાં ભરી ખરીદીછે, એવું મારી જાણમા આવયુંછે, તેમના લખાયલા કેટલાએક વાકીઓથી મહમદ પેગામબરની હોરમ

તને ધોકો લાગે તેવું જાણી મહમદીઆંનો ઘણા ચીરડાયાછે. અને તે બાબતને માટે ગુસસો ઉશકેરાયોછે, તેટલા માટે સલા સંપજ જાલવવા ના હેતુથી હું તમોને લખી જણાવુંછું કે જેટલી નકલો તમોએ લીધી હોય તેટલી હાલ તુરત અ થવા આ ગુસો નરમ પડે તાંહાંસુધી મારાપર મોકલી આપવાને તશદી લવી".

હું છેઉં ઇતયાદી.

(સહી) એફ. એચ. સુટર,

કમીશનર આફ પોલીસ, મુંબઇ.

સર કાવનજી જાહાંગીર કે. શી. એસ આઇ.

ઉપલા પતરની નકલો બીજા પારસી અકાબરોપ ર મોકલવામાં આવી હતી—તેઓના નામ. ફ. નો. પટેલ, અ. હો. વાડીઆ, દી. મા. પીટીટ, મ. હો. કામા, ન. મા. પીટીટ, અને બે. જીજી ભાઈ, જસટીસ આફ ધી પીશો.

હુલડની વખતે જે ઘરો તથા આતશકદેહ ઓમાંથી લુટાએલા તથા ચોરાએલા માલ—મતા ઈતયાદીનું "સ્ટેટમેનટ" પર મી૦ સુટરની સહી થયલી છે તેની વીગત, બે આતશકદેહઓને થય લું નુકસાન તથા ચોરાએલો માલની કીમત રૂપી આ ૭૭૮૪) નુકસાન, તથા રૂ. ૭૨૬) નો ચોરાય લો માલ. ઘરો તથા દુકાનો ઇતયાદીને થયલું નુકસાન રૂ. ૧૭૧૭૫ ) તથા રૂ. ૧૦૦૩૭ ) નો ચોરાએલો માલ મતા. એ ઉપરાંત બીજા ઘરો તએલા ઇતયાદીને મળીં ૭૨) ને ગએલું નુકસાન ના એકંદર રૂ. ૧૯૭૩) જણાવેલાછે.

હવે સાકો આમ કહેછે કે જેટલો આંકડો ઉ

પર બનાવવામાં આવયોછે તે કરતાં બેવડો બલકે ત્રણુબણો થાય એટલું નુકસાન પારસીઓનેથયલુંછે.

ભયંકાર હુલડની વેલા તા૦ ૧૩, ૧૪, ૧૫, અને ૨૧ મી ફેબરવારી ૧૮૭૪ સુધીમાં સર જમશેદજી સાપીટલમાં બધા મળી ૫૫) જખમીઓને દાખલ કરવામા આવીઆ હતા, તેમા ૧૯ પારસીઓ, અને ૩૬ મુસલમાનો, તેમાં સીધી આરબ ઈતયાદી હતા. એ ઉપરાંત પોલીસના ૬ સીપાઈઓ તથા એક ગોરો ઈનસપેકટર જખમી થયલાં હતા.

કરયુંછે કામ. આ કીતાનું અંજામ,
દોહોડ વરસના, ગુજરી મુદત તમામ.
સમાવયોછે સઘલો, ગુજરેલો હેવાલ,
રાખયોછે તે જીવતો, તવારીખમાં હાલ.
તેમાં જો દીસે, ગફલતી મગર,
તો કરજો નજરપો, તેને દરગુજર.
કરયુચ શાબાશી, ખાતર એ કામ,
કશી જીગર, ને ખરચીને દામ.

સમાપ્ત.

---

## વધારો.

જે હુલડખોરોએ તા૦ ૧૩ મીને દીને સુકરવારે જાહાં જહાં હુલડો કરયાં હતા તેઓને શેશનમાથી પાંચ પાંચ વરસની સખત સજા થઈ તેઓમાના કેટલાકોને તેઓના આગેવાનોએ છોડી મેલવાને માટે પીટીશન કરયા, જેપરથી તેઓમાના કેટલાકોને સરકારે છોડી મેલયા તથા કેટલાકોની સજામાં ઘટાડો કરયો.

---